॥ श्री वीतरागाय नमः ॥

સુરત જૈન વનિતાવિશ્રામને અંગે પ્રકટ થતું માસિક.

# મહિલાભૂષણ

केयूरा न विभूषयन्ति 'महिलां' हारा न चन्द्रोज्ज्वलाः।
न स्नानं न विलेपनं न कुसुमं नालंकृता मूर्धजाः।
वाण्येका समलंकरोति 'महिलां' या संस्कृता धार्यते।
क्षीयन्ते खलु भूषणानि सततं वाग्भूषणं भूषणम्॥

પુસ્તક ૨ જું.
અંક ૨ જો.
જુલાઇ ૧૯૨૨



વાર્ષિક લવાજમ
રૂ. બે
પોસ્ટેજ સાથે
અગાઉથીજ.

સંપાદિકા-બ્હેન રૂક્મિણી રા૦ સા૦ હીરાચંદ મોતીચંદની વીધવા.
ગોપીપુરા-સુરત.

# વિષયાનુક્રમણિકા.



---

# શ્રી જૈન વનિતા વિશ્રામનો હેતુ.

ઠે૦ ગોપીપુરા સુરત.

આ સંસ્થાનો મુખ્ય હેતુ એ છે કે જૈન વિધવા બહેનો આ સંસ્થામાં રહી સાધુ જીવન ગાળે, ધર્મનીતિ સંબંધિ જ્ઞાન પામે, તેઓનું નિરૂદ્યમી જીવન ઉદ્યોગી બને, તેઓ કર્તવ્યપરાયણ થાય, તથા તેઓની માનસિક તથા આધ્યાત્મિક સ્થિતિ સુધરે કે જેથી તેઓનું જીવન આપોઆપ શાંતિવાળું ગૌરવવાળું તથા આત્મશ્રદ્ધાવાળું બને, અને તેઓ પોતાના કુટુંબને સહાયક, તથા સમાજને પણ ઉપયોગી થઇ પડે. તે ઉપરાંત સાધવા શ્રાવિકા બહેનો તથા જૈન કન્યાઓને ધર્મનિતિની તથા વ્યવહારિક કેળવણી આપવી કે જેથી તેઓ ઉત્તમ ગૃહિણી તથા માતા બને અને કર્તવ્યનિષ્ઠ થાય.

---


આ પત્ર સુરત લીમડા ચોકમાં આવેલા દેશી મિત્ર પ્રેસમાં મગનલાલ વનમાળીદાસે છાપ્યું અને બહેન રૂકમણી હીરાચંદ મોતીચંદના વીધવાએ ગોપીપુરા સુરતમાંથી પ્રકટ કર્યું.

# મહિલાભૂષણ.

પુસ્તક ૩ જું. જુલાઇ સને ૧૯૨૨ અંક ૨ જો.

## મહિલાઓને સુબોધ.

(રાગ, સુંદર શામળીઆ નામ જપીશ નિત્ય ત્હારૂં).

મહિલાઓ [illegible] પ્રેમ ધરી, પ્રીતે પ્રભુજીને ભજીએ.
આળસ દુર કરી શિયળ શુ ભૂષણ સજીએ.
મહિલાઓ પ્રેમ ધરી. (૧)
પૂર્વે જે સતીઓ હતી શાણી.
સ્મરણ કરજો સદા ઉર આણી.
સંકટ વેઠી જગમાં ગવાણી.
દેવીઓ સમ પુજાણી. મહિલા-(૨)
સુલસા ચંદન બાળા બાલી.
રાજેમતી ને દ્રોપદિ રાણી.
સીતા સુભદ્રા ગુણીયલનારી
મનોરમા હતી શાણી. મહિલા-(૩)
કળાવતીને કૌશલ્યા દેવી
દમયંતી. પદ્માવતી દેવી.
મૃગાવતી શિયળવતી એવી
સતીઓ સુંદરી તેવી.. મહિલા-(૪)
સતીઓ તણા ગુણ નિત્ય સંભાળી
ભાવથી અંતરમાં ઉતારી
દુરગુણોને દુર, નીહારી
સદગુણો લેજો ધારી.

સંપાદિકા.



# ઉદ્દેશ.

જૈન વનિતા વિશ્રામને અંગે પ્રગટ થતું ત્રિમાસિક શ્રાવિકા સુબોધ આજે મહિલા ભુષણ નામથી માસિકના રૂપમાં બહાર પડે છે. આજથી તેનું કર્તવ્ય વિશાળ થાય છે. સાર્વજનિક રીતે સ્ત્રી માત્રની ઉન્નતિના લેખોથી તે અલંકૃત થઇ હવે પ્રત્યેક માસે તે પ્રકટ થશે.

મહિલાભૂષણ! મહિલા કહેતાં સ્ત્રી તેનું ભૂષણ આભૂષણ-દાગીનાં જે પહેરવાથી સ્ત્રીઓની બહારની સુંદરતા વધે તેનું નામ મહિલા ભૂષણ. સ્ત્રીઓના સૌન્દર્યને બહાર વિકસાવવાનું પ્રતિક તેનાં આભૂષણ છે. અને આ આભુષણ વડેજ સ્ત્રી દીપે છે તેજ મુજબ આ મહિલા ભુષણ વડે સ્ત્રીઓની વ્યાવહારિક તેમ આધ્યાત્મિક ઉન્નતિ સાધી શકાય છે.

મહિલાભૂષણ કોણ ધારણ કરી શકે? પ્રત્યેક સ્ત્રીને ધારણ કરવાનો તેનો હક છે. કેમકે આ ભૂષણને ધારણ કરવાથી સ્ત્રીઓ પોતાના યથાર્થ સ્ત્રીત્વને જાણી શકશે. પ્રકૃતિના અંશ રૂપ તેની કિંમત જગતમાં કેટલી છે. સમાજમાં તેનું સ્થાન કયાં છે એ સર્વ બાબતથી જ્ઞાન તે થઇ શકશે.

વ્યવહાર તરફ દ્રષ્ટિ કરીને જોતાં સ્ત્રી જીવનની ઉન્નતિ જોવા જોઇએ તેવા પ્રમાણમા થઇ નથી. અને તેમ ન થવામાં આપણે પુરૂષોનોજ દોષ કદાચ કાઢીશું તો પણ તેને બાદ કરતાં આપણે પોતે પણ આગળ વધવાની જરૂર છે જ. પ્રત્યેક મનુષ્ય પોતાનો ઉદ્ધાર પોતાની જાતેજ કરી શકવા શક્તિમાન થાય છે એ આધ્યાત્મિક શાસ્ત્રના નિયમ અનુસાર જો સ્ત્રીઓ પોતાના જીવન વિકાસનું કામ પોતાના હાથમાં લે. પોતાના સ્વપરના કર્તવ્ય જાણે અને તેમને પુરૂષો જોઇતા પ્રમાણમાં મદદ આપે તો સ્ત્રીઓની ઉન્નતિ ટુંક સમયમાંજ થયા વિના રહે નહિ એ નિસંશય છે.

એમ આમ હેતુથીજ અમે અમારી બહેનોને આ મહિલાભૂષણ દ્વારા તેને તેના કર્તવ્યનું ભાન કરાવવાનો નિશ્ચય કર્યો છે. અમારા આ નિશ્ચયની સફળતાનો આધાર ગ્રાહક બંધુઓના ઉત્તેજન અને મદદ ઉપર રહેલો છે.

આ મહિલાભૂષણ દ્વારા સ્ત્રી અને પુરૂષ બંનેને ઉપયોગી વિષયો ચર્ચાશે. નાના બાળકોને માટે પણ સુંદર લેખો આવશે. પરમાત્મા અમારા કાર્યમાં તેમના શુભ સ્ફુરણ દ્વારા મદદ કરાવી વિજય અપાવો એ પ્રાર્થના પૂર્વક વિરમાય છે.

સંપાદિકા.

# જીવદયા સંબંધી શાન્તા અને કાન્તા એ બે શાણી બ્હેનોનો સંવાદ.



લેખકઃ—સદ્‍ગુણાનુરાગી કપુરવિજ

શાન્તા—જીવદયા (જયણા) રૂપી ધર્મ તો સહુ માને છે આપણા જૈન ધર્મમાં એથી અધિકતા શી?

કાન્તા—કેવળ દયા દયા પોકારવા માત્રથી કશું વળતું નથી. સહુને આપણા આત્મા સમાન લેખી કોઇને દુઃખ સંતાપ ઉપજે એવું ન કરવામાંજ ખરૂં ડહાપણ છે. ડહાપણ વગરની દયા ગાંડી જેવી છે.

શાન્તા—ઉદાહરણ આપી તમારૂં કથન સાબીત કરો.

કાન્તા—ગમે તે પ્રાણીનો જીવ બચે એમ આપણે ઇચ્છીએ છીએ અને તેમ કરતાં આપણે કષ્ટ સહન કરવું પડે તો કરીએ એમાં કાંઇ ખોટું નથી. પરંતુ કેટલાએક લોકો ગાય પ્રમુખ કોઇ પશુને કસાઇ જેવાના હાથથી બચાવવા જતાં તે કસાઇ પ્રમુખનો પ્રાણ લઇ લે, તો તે ઠીક ન કહેવાય હા. તે કસાઇને કોઇ રીતે સમજાવી પટાવી (રાજી કરીને) ગાય પ્રમુખને સુખે બચાવી શકાય. પણ તે ન સમજે તો સામાનો પ્રાણ લેવો નજ ઘટે. ખરી ઇચ્છા શક્તિજ હોય તો પોતાનો પ્રાણ જતો કરીને સામાનું દીલ પીગાળી દઇ ગાય પ્રમુખને બચાવી લેવાય એમાં ખરૂંજ ડહાપણ અને એજ ડહાપણ ભરી દયા લેખાય.

શાન્તા—કેટલાએક લોકો સાપ વીંછું વિ. તથા દુઃખી થતા માંદા કે વૃદ્ધ નકામા જાનવરો વિ. ને મારી નાંખે છે તેમાં કંઇ લાભ હશે?

કાન્તા—નહિજ. જેમ આપણા કોઇ સ્નેહી સંબંધીને એવી દશામાં તો વીશેષે સુખ શાન્તી યા આરામજ આપવા ઇચ્છીએ તેમ તેવાં દુઃખી જીવોને પણ એવે વખતે સુખ શાન્તી આપવાં ઘટે નહીં કે મોતનું અનંત દુઃખ ઉપજાવવું ઘટે.

શાન્તા—એ દરેક જીવ બચાવી એમને અભય અથવા આરામ આપવાથી શો લાભ?

કાન્તા—જીવ માત્રને અભય આપવાથી આપણે અભય થઇએ.

શાન્તા—એ માટે થોડા શાસ્ત્ર પ્રમાણ બતાવી આપો.

કાન્તા—ગમે તેવાં ને ગમે તેટલાં અન્યદાનો દેવાં કરતાં અભયદાન વધી જાય છે. જીવીત દાન દેવા જેવું બીજું એકે દાન નથી. દયા નદી મોટા વીસ્તારમાં વહેતી હોય ત્યાં સુધીજ સઘળાં ધર્મ શોભી નીકળે છે. જ્યારે દયા નાબુદ થઈ જાય છે ત્યારે ધર્મ તો આપોઆપ અલોપ અદ્રશ્ય થઇ જાય છે' દયાજ ધર્મની માતા છે ને ધર્મનું રક્ષણ તથા પોષણ કરનારી છે. તેમજ એકાંત સુખ શાન્તીને આપનારી

દયા જયણાજ છે. સર્વ જીવોને સ્વઆત્મા સમાન સમભાવે જોનાર એવો શાન્ત દાન્ત આત્મા પાપ કર્મ બાંધતો નથી. પાપથી લેપાતો નથી. એવાં અનેક પ્રમાણ વાક્યો અનેક શાસ્ત્રોમાં આવેલાં નજરે પડે છે.

શાન્તા—ત્યારે તો કોઇને દુઃખ નહીં પણ સુખ આપવા સાવધાનપણે વર્તવાથીજ આપણે દુઃખ માત્રને ટાળી સુખ પામી શકીએ શું ? એમજ હોય તો આપણે હલન ચલના-દિક શી રીતે કરવાં ?

કાન્તા—હલનચલન ખાન પાન, ભાષણ શયનાદિક દરેક ક્રિયા કરતાં કોઇ જીવને નાહક નુકસાન ન પહોંચે તેમ સાવધાનતાથી વર્તવું જોઇએ નહિ તો જરૂર પાપ કર્મ લાગેજ અને તેના કડવા ફળ અવશ્ય ભોગવવા પડેજ. તેથીજ આપણા કલ્પિત સ્વાર્થની ખાતર સુખ શીલતાથી કોઇ જીવને દુઃખ યા પ્રતિ કૂળતા ઉપજે એવું નજ કરવું ઘટે કેમકે એવું દુઃખ કે પ્રતિ કૂળતા આપણને કોઇ ઉપજાવે તે તે રૂચતું નથી. તે બીજાને કેમ રૂચે ?
હા. સુખ સાનુકૂળતા જેમ આપણને ગમે છે તેમ બીજાને પણ ગમેજ એમ સમજી સૌને સુખ શાન્તી ઉપજાવવાજ સાવધાન રહેવું ઘટે અન્ય જીવોને સુખ શાન્તીમાં સ્વાર્થ વશ અંતરાય કરવાથી તેવુંજ માઠું અંતરાય કર્મ બંધાય છે અને તેનું માઠું ફળ ભોગવવું પડે છે. એમ જ્ઞાની અનુભવી જનો કહે છે.




લેખકઃ—અંબાશંકર નાગરદાસ પંડ્યા, માણસા.

(૧)

સુલક્ષણીઓ બ્હેની મ્હારાં,
સાસરીયે સીધાવો રે.
નીતિ-વિવેક હમેશાં પાળી,
ઉભય કુળ દિપાવો રે.

સરલાને તેરમે વર્ષે પરણાવી જ્યારે તેને દિવાળીનું આણું આવ્યું ત્યારે-માતાએ તે ખુણામાં છતાં શ્વસુરપક્ષના આગ્રહને માન આપી-ઉત્તમ બોધ દઇ સાસરે વિદાય કરી.

દેશાઇનું મોટું ખોરડું સમજી સરલાને લક્ષ્મીચંદ દેશાઇના બીજા પુત્ર નવલચંદ સાથે પરણાવી હતી.

આજથી વીસ વર્ષ પહેલાં આ કુટુંબ પૈસે ટકે અને આબરૂએ બહુ ઉજ્વલ ગણાતું. પણ કુદરતના ચડતી પડતીના ચમત્કાર મુજબ છેલ્લાં ત્રણ વર્ષથી લક્ષ્મીએ ત્યાંથી ખસવા માંડયું હતું. અને આબરૂ પણ વધતી જતી નહોતી.

નવલચંદ અઢાર વર્ષનો જુવાન હતો. બાપ દાદાની મિલ્કત ઉપર તાગડધિન્ના કરવાનો છંદ તેને લાગવા માંડયો હતો. કેટલાક સ્વાર્થી મિત્રોના સહવાસથી બે ત્રણ વર્ષથી ભણવાનું પણ તેણે છોડી દીધું હતું. એવામાં છેલ્લા છ માસમાં તો તે એક ગરીબ પણ બહુજ સંસ્કારી, ડાહી, અને કુળવાન પત્ની મેળવવા ભાગ્યશાળી થયો. નવલચંદે નાટકો ઘણાં જોયાં હતાં. અને તેમાં પેમલા પેમલીનાં શૃંગારિક ગાયનો-ચેષ્ટાઓ બહુ તપાસ્યાં હતાં. પત્ની તરફથી પણ તે એવાજ ભાવ જોવા આતુર હતો. સરલા ઘેર આવી. આર્ય કુટુંબની મર્યાદાનુસાર દિવસે તો તે સ્ત્રીને ન મળી શક્યો, રાત્રે શયન મંદિરમાં તેઓ સાડા નવ વાગ્યા પછી મળ્યાં-નવલચંદ ધારતો હતો કે 'હમણાંજ સ્ત્રી-મને અનેક પ્રેમ ભરિત શબ્દોથી બોલાવશે-માયા બતાવશે હું તેને પણ તેથી વધુ સ્નેહથી બોલાવીશ'. પણ સરલા એક શબ્દ બોલી નહિ. પાંચ મિનિટ જેટલી લાંબી રાહ જોઇ અંતે તેણે પોતેજ મૌન તોડયું.

નવલ-રસિકે! પ્રિય મધુરી! જેમ ચંદ્ર-ચકોરી વિના, અલિકલિ વિના, ચાતક મેઘ વિના, પતંગ દિપ વિના, મચ્છ જલ વિના તરફડે તેમ આ હૃદય તારા વિના...તરફડતું-ટળવળતું હતું.

હમણાંજ પત્ની પણ પોતાની માફકજ કાંઇક સુંદર અલંકારીક શબ્દોથી પ્રેમ દર્શાવશે એમ નવલ ધારતો હતો, પરંતુ સરલા કંઇજ બોલી નહિ-પતિનાં વાક્યો તે પૂરાં સમજી પણ નહિ, પરંતુ માત્ર "હ" એટલું ગળાથી બોલીને તે નીચું જોઇ રહી.

પત્નીની આ રીતથી નવલ ખીજાયો. પોતે ગમે તેટલો તોય તેનો-પૂજ્ય, તેનું સર્વસ્વ, તેનો નાથ-સ્વામી અને તેના પ્રભુ તુલ્ય છે, તેના તરફ બહુજ વિવેકથી, સ્નેહથી અને માયા ભરી રીતે બોલવાને બદલે માત્ર "હ" કહીને પતિને અપમાનિત કરવા એ કોઇ પણ સ્ત્રીનો ધર્મ નથી. આમ વિચારતો. ઘડીમાં તેને અક્કલ વગરની કલ્પતો, ઘડીમા પ્રેમ-બ્રેમની તેને કાંઇ હજી ખબર નથી એમ માનતો નવલ સખેદાશ્ચર્ય પામતો પલંગના સળીયાને અઢેલી બેશી રહ્યો.

સરલા છેક બાળક નહોતી. પતિને અત્યંત ભક્તિ પૂર્વક તેનું હૃદય ચહાતું, પણ તેને વ્યક્ત કરી બતાવવાનું (વાણીબળ) આવડતું નહોતું. આખરે અરધાક કલાક પછી પતિને કેમ બોલાવવા-અને રાજી કરવા એ તેને સૂઝયું.

સરલા બોલી-"તમે પતંગ વિનાને ચંદ્ર વિનાને ફલાણા વિના એવું એવું હમણાં બોલતા હતા તેમાં હું કંઇ નથી સમજી. અને સમજી નહિ એટલેજ તેનો કાંઇ જવાબ પણ આપી શકી નહિ. મારી માએ મને ત્રણ ચાર ચોપડી ભણાવી છે, પણ તેમાં ક્યાંઇ તમારૂં આ બોલેલું સમજાય એવું હું શીખી નથી. હું બાપડી ગામડું એવું ન સમજૂં તોય શું?"

નવલ, પત્નીનું મૌન તૂટયાથી સંતોષ પામ્યો. પણ "હજી તેને કાંઇ સમજણ નથી, મારા તરફ તેણે કેવા સદ્ભાવને વિનય બતાવવાં જોઇએ તેમાંનું એને કશું ભાન નથી. સવારે નવ વાગે મેં તેને સમજાવી કે બપોરે આવાં પાછાં થાય ત્યારે જરા મારી વાંચવાની ઓરડીમાં આવજે પણ એવી અક્કલ હિન કે આવી પણ નહિ. સાળું ગમે તેવું તોય જંગલી રોઝ !!! ગામડાના સંસ્કાર !!!"

આવા વિચારો નવલના મગજમાં વીજળીની ઝડપે એક બે મિનિટમાંજ આવી ગયા ને ચાલી ગયા. પત્નીના છેલ્લા બોધ પછી. તે બે મિનિટ ઉપરના વિચારોમાં રોકાયો. પછી બોલ્યો. "તારી માએ તને નિશાળમાં ત્રણ ચોપડી ભણાવી તે સારૂં કર્યું. પણ... નવલને બોલતો અટકાવી સરલાએ વચ્ચેજ કહ્યું—

'જરા ધીમે બોલો, નીચે બા સાંભળશે.'

નવલને પત્નીના આ શબ્દો મૂર્ખાઇ ભર્યા લાગ્યા તે બોલ્યો "સાંભળશે તો શું થશે? એવી ખોટી શરમ શાની?"

"હું કયાં ખોટું કામ કરૂં છું જે ધીમે બોલું?"

પતિને ઉશ્કેરાતો અને નમાલા કારણમાં પણ વિનય ભંગ થઇ જતો જોઇ સરલા ચૂપ રહી.

થોડીવારે દંપતી નીદ્રાધીન થયાં.

(૨)

પાંચ વર્ષમાં ઘણો ફેરફાર થઇ ગયો છે. નવલના ઘરમાંથી હરામખોરો થોડી ઘણી મિલકત રહી હતી તે પણ ઉપાડી ગયા પછી નવલને હાલ નોકરીએ ચડવું પડયું છે. મુંબઇમાં તે ગુમાસ્તાગીરી કરીને પોતાના કુટુંબનું ગુજરાન ચલાવે છે. આવી ઉપાધિ વચ્ચે પણ પ્રભુ કૃપાથી તે બે બાળકનો પિતા થવા પામ્યો છે !!!

મુબઇમાં વસવાટ થવા છતાં સરલાનું જીવનતો કંઇ પણ ફેશનવાળું બન્યું નથી. બાપકાને ચહાનાર નવલને એ વાતનો તો આરતોજ રહી ગયો છે. ફેશનેબલ રીતે વાંકેસેથી બાલ હોળવા પોલકાં પહેરવાં, સપાટા પહેરી છેવટે ભાડુતી ગાડી કરીને પણ ધણી સાથે ફરવા જવું એવી કોઇ બાબતનો સરલાને હજી સુધી શોખજ નહોતો લાગ્યો. પ્રસંગોપાત નવલ આ બાબતમાં પત્નીને ગામડીયણ મટી કંઇક સુધરવા (!!) ઉપદેશ આપતો પરંતુ સરલાના હૃદયનેજ એ રીત પસંદ નહોતી ઊલટું સરલા તો આડોશી પાડોશી એટલે તેઓ જે માળામાં વસતાં હતાં તેમની બાજુમાં રહેનારાં બેરાંને પણ શહેરીપણું અને કહેવાતું સુધરાઇપણું મૂકીને સાદાં અને નીતિયુક્ત રહેવાની શિખામણ આપતી. બપોરે નવરાશની વખતે તે ગીકની ટોપીઓ ભરતી કે ગલપટા ગુંથતી. આ કામ તેણે પોતાની એક બે પાડોસણને પણ શીખવ્યું હતું. તેમાંથી દરમહિને પંદરવીશ રૂપિયાની આવક થતી. નવલ આ બાબત પણ ચીડાતો હતો પણ મહિને ઘરમાં પંદરવીશનો નફો થતો જાણીને અને પત્નીને તેમાં ઉમંગ મળતો જાણીને તે કામ તે પોતેજ લાવી આપતો.

(૩)

ત્રિકમરાયના વહુ શારદાગૌરી ચાર ચોપડી ઇંગ્રેજી ભણેલાં હતા, સુધારાના પૂરેપૂરાં હિમાયતી હતાં. ભણ્યાં પણ ભણ્યાં નહોતાં. ત્રીકમરાય ૪૫ રૂા. નો પગાર કમાતો દર શનિવારે તેમને નાટક કે સિનેમામાં જવાની ટેવ પડી ગઈ હતી. ઉપરાંત ટૂંકો પગાર છતાં સારાં સારાં લુગડાં પહેરવાની, ગાડીમાં ફરવાની અને મેવા મિઠાઇ જમવાની તેને અંગે તબિયત હરઘડી બગડી જતાં ડોકટરોનાં બિલ ચૂકવવાની આદત પડી ગઇ હતી. આ બધાનું પરિણામ બહુ ખરાબ આવ્યું. કંઇ કારણથી નોકરીમાંથી ત્રિકમરાયને રજા મળી. પહેલેથી કાંઇ બચાવેલ નહિ, ઉલટું શો દોઢસોનું કરજ હતું. એટલે શારદાગૌરીનાં ઘરેણાં વેચવાનો પ્રસંગ આવી લાગ્યો ત્રિકમરાય અને નવલ એકજ માળામાં રહેતા હતા. શારદાને સરલા રોજ શિખામણ દઇ આવી ફેશનની હિચિયારીમાં ન પડવા કહેતી પણ તે વખતે તો ઉલટી સરલાને તેણે મૂર્ખ ગણી કહાડેલી પરંતુ જયારે આ પ્રસંગમાં પોતે મૂકાઇ ગઈ ત્યારે સરલાની સાદાઇ તરફ તેની આપેલી શિખામણો તરફ શારદાનું મન ઢળ્યું. ન છુટકે ઘરેણાં વેચી દેવું પતાવી દીધું અને આઠ દિવસમાં ત્રિકમરાય બીજી નોકરીએ પણ વળ્યો.

આ તરફ શારદાએ સરલાની પાસેથી ભરવા ગુંથવાનું કામ નવરાશના વખતમાં કરવા માંડયું. બહુ ટુંકી મુદતમાં તેણે તે શીખી લીધું. અને સરલાને આજીજી કરી નવલ મારફત થોડું કામ માગી લીધું સરલાએ ઘણી ખુશીથી પોતાને આવતા કામમાંથી પણ તેને ભાગ આપવા માંડયો. છ મહિનાની મુદતમાં તે સો રૂપીયા કમાઇ.

(૪)

ત્રિકમરાયને પત્નીનાં ઘરેણાં વેચવા પડયા ને નોકરી મુકવી પડી ત્યારથી નવલ સાથે સ્નેહ બંધાયો. શારદાએ સરલાનાં પતિની પાસે વખાણ કરેલાં એટલે ત્રિકમરાયે નવલને આવી ડાહી વિચારવંત ને સમજુ બૈરી માટે ધન્યવાદ આપ્યો. પત્નીના ગુણો સાંભળીને ફુલાયો. પ્રયાસ કરીને તેણે ત્રિકમરાયને પોતે જે શેઠને ત્યાં નોકર હતો તેજ શેઠને ત્યાં એક બધારાના ગુમાસ્તાની જરૂર હોવાથી પોતે ભલામણ કરીને તેને રખાવ્યો. બન્ને આથી વધારે પરિચયમાં આવતા ગયા ને સંપીને રહેવા લાગ્યા અકસ્માતની કોઇને ખબર પડતી નથી. તેઓ બંને દુકાનેથી છુટીને એક દહાડો રાત્રે ઘેર આવવા નિકળ્યા, તેવામાં રસ્તામાં કોઇ મવાલીની ટોળી તોફાને ચડેલી એટલે આ બે જણમાંથી ત્રિકમરાયને વગર વાંકે લાકડીનો એક સખ્ત ફટકો વાગ્યો. તે બે ભાન થયો. નવલ તેને ગાડીમાં નાંખી ઘેર લઇ ગયો.

શારદાને આઠ મહિનાનું એક પુત્ર રત્ન હતું. પતિને સખ્ત વાગ્યું જાણી તે ઘણીજ હેબતાઇ ગઇ. ખાટલે પડેલા પતિને ચીંતા થવા લાગી કે "પત્નીના ઘરેણાં તો વેચી ખાધા છે. પગારમાંથી હજી કાંઈ રકમ બચાવી શકાઇ નથી, હવે આ મંદવાડ પાંચ પંદરદિન ચાલશે તો દવાદારૂ શેનાં લાવશું ને ખાશું શું ? હું સાજો હોઉં તો ઉછીના પણ લાવું !

પતિને વિચારમાં પડેલો જોઇ શારદાએ આગ્રહ પૂર્વક પૂછ્યું તમે શા વિચાર કરો છો? ડૉક્ટરે કહ્યું છે કે ખહુ વાતો કરશે કે વિચાર કરશે તો નુકશાન થશે?

પતિ—મને બીજી કાંઇ ચિંતા નથી પણ આ બધું...

પત્ની—તમે જરા પણ ગભરાશો ના. જૂઓ હું સરલાબેનની સોબતથી એકાદ બે ઘેર બેઠાં થઇ શકે તેવા ભરત ગુંથણના ઉદ્યોગ શીખીછું, અને તેનાંથી મેં આટલી રકમ પેદા પણ કરી છે. નાથ! ખરી વખતેજ તમને કહેવું એમ ધારી આ પૈસા મેં રાખી મૂકયા હતા. (આમ કહી તેણે રૂા. ની પેટી હાજર કરી)

પત્નીની વાતથી સંતોષ પામી જેની સોબતથી પોતાની પત્ની આવી ગુણીયલ ને ઉદ્યોગી થઈ છે એ સરલાને અંતઃકરણથી હજારો આશિષ દેવા લાગ્યો.

(૫)

ધણી ધણીયાણી બન્ને અણુશીખાઉને જુવાન હતાં. મા બાપે ત્રણ ચાર ઇંગ્રેજી ચોપડી ભણાવી હતી પણ બીજું આગું જ્ઞાન શારદાને નહોતું. નિકમરાયના મંદવાડમાં બચ્ચાની ખરેખર સંભાળ ન રખાઇ તે ફુલ એકાએક ભારે માંદગીમાં આવી પડયું—સરલાએ નવલની પરવાનગી લીધી અને બીજું બધું કામ પડતું મૂકી તે છોકરીની માવજત કરવા માંડી. દૂધ પીધું દવા પાવી સુધારવું અને બીજી ઘટતી દરેક શરત તેણે રાખવા માંડી છોવાળી ભોંયપર તાવલું છોકરૂં બેસે તો શરદી ઘડીમાં થઇ જાય છાતીના ભાગને ઠંડક ન મળે એવાં કપડાં તાવમાં પહેરાવવાં કે અજીર્ણ થયું હોય ભરાઈ ગયું હોય ત્યારે બિલકુલ ભારે દૂધ પણ ન આપવું એવું જ્ઞાન શારદાને બિલકુલ ન હોતું—સરલાને તે બધી ખબર હતી તેણે થોડાજ દિવસમાં તે ભારે માંદગીમાં પડેલા બચ્ચાને માવજતથી રમતું કર્યું.

નવલને ત્યારેજ ખાતરી થઇ કે પોતાની પત્ની ગમાર નથી. તે ખરેખરી ડાહી, સમજુને ઘરરખુ છે. નિકમરાય મંદવાડમાંથી ઉઠયા પછી અને એના બચ્ચાંને આરામ થયા પછી સરલાનાં વખાણ આખા માળામાં થવા લાગ્યાં.

આ અરસામાંજ ખાદીનો પ્રચાર વધ્યો. ગામડીયણ-ગામડાનાજ સંસ્કારવાળી પણ ખરૂં જોતાં સૌથી વધુ સમજુ સરલાએ પતિને નાનીશી ખાદીની દુકાન માંડવા સલાહ આપી નવલને પારકી તાબેદારી કરતાં સ્વતંત્ર સ્થિતિ સારી લાગતી હતી પણ મૂડી વગર દુકાન શાની માંડે?

ઘેર બેઠે કરેલા ઉદ્યોગમાંથી મેળવેલા બધા પૈસા સરલાએ અલગ સાચવી મૂકયા હતા. એટલે તે રકમ પાંચસો રૂપીયા જેટલી થઇ હતી. ઘણીજ હોંશ લાવી પતિને સ્વતંત્ર સદ્ ઉદ્યોગ કરવા માટે સરલાએ તે રકમ નવલના હાથમાં મૂકી. અને જરૂર પડયે—માતા તરફથી મળેલા પાંચસોના દાગીના આપીને પણ દુકાન કરવા આગ્રહ કર્યો.

કહેવાની જરૂર નથી કે સરલાની સદ્બુદ્ધિએ નવલ તર્યો દુકાન માંડી સુખી થયો.

શારદા ફેશનને છેકજ ભૂલી ગઇ અને સરલાની શિષ્યા જેવી બની સાદાઈમાં રહી સુખી થઇ.

આખો માળો ઉદ્યોગી બની ગયો છે. નવરાશના વખતે રેંટીઓ કાતવું-પોલકાં ઝબલાં-શીવવાં, ટોપી ભરવી એવા ઉદ્યોગ સ્ત્રીઓએ હાથ કરી લીધો છે.

કોણ કહેશે કે—સરલા ગામડીયણ જેવી છે ?

સરલાનું ભણતર કેવળ અક્ષર જ્ઞાનજ ન્હોતું. નિશાળ કરતાં તેણે ઘેર માતાની પાસે એવી કેળવણી મેળવી હતી કે જેને લીધે તે સુખી થઇ અને બીજાને પણ સુખી કર્યા—શારદાએ પ્રમાણમાં અક્ષર જ્ઞાન ઘણું મેળવ્યું હતું પણ ખરૂં (સંસારી) ભણતર તે પછીથીજ શીખી આર્ય સંસારમાં સરલા જેવી શાણી સુંદરીને ઘેર ઘેર હોય તો દુઃખ શાનું રહે ?

કહો વાંચનાર ! સાચું કહો;
સાચું ભણેલ કોણ ?

સરલા કે શારદા ?



# સ્વદેશ પ્રેમ વિષે



લખનાર-બ્હેન કમળા દેવચંદ.

સ્વદેશ એટલે પોતાનો દેશ હરકોઇ મનુષ્યને સ્વદેશ પ્રેમ હોવોજ જોઇએ જે મનુષ્યને પોતાના દેશને વિષે પ્રેમ છે, લાગણી છે અને પોતાના દેશને માટે પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું છે. એવા માતૃભુમિની ઉન્નતી કરનાર મનુષ્યને ધન્ય છે ! પોતાના દેશને માટે પ્રેમ તથા લાગણી નથી એવા મનુષ્ય માતૃ.ભુમિને પણ ભારરૂપ થાય છે. માટે મનુષ્ય માત્રને સ્વદેશ પ્રેમ હોવોજ જોઇએ. સ્વદેશપ્રેમ, દેશભક્તિ અને રાજ્ય ભક્તિ એકજ અર્થમાં વપરાય છે. દેશભક્તિના બહોળા અર્થમાં રાજ્યભક્તિ પણ સમાઇ જાય છે રાજાનું કે રાજ્યનું કાર્ય દેશની ઉન્નતી કરવાનું અને તેનું સુખ શાન્તિમાં રાખવાનું અને તેને મદદ કરવાથી રાજ્ય ભક્તિની સાથેજ દેશભક્તિનું કાર્ય સિદ્ધ થાય છે. રાજા જયારે દુષ્ટ પણું દાખવી પ્રજાને રંજાડે કે દુઃખ દે છે, ત્યારે રૈયત બે વફા થઈ રાજાનું અહિત કરે છે ત્યારેજ રાજ્ય ભક્તિ અને દેશ ભક્તિ જુદા પડે છે શું આપણે દેશનો ઉદય કરવો એ અ પણું કર્તવ્ય નથી ? પૂર્વના રોમન લોકોનું સ્પાર્ટનોનું, અને આપણા ક્ષત્રિઓનું સ્વદેશાભિમાન આપણને દીંગ કરી નાખે એવું નથી ? વળી રોમન લોકોએ ઘણા દેશો જીતી ગંજાવર રાજ્ય સ્થાપ્યું હતું તે તેમની સ્વદેશ પ્રીતિની અવધિ બતાવી આપે છે તે શું આપણથી અજાણ્યુ છે ?

એવા બીજા ઘણા દૃષ્ટાન્તો છે, જેવા કે રેગ્યુલસ મોટો સત્તાધારી હતો પરંતુ પોતાના દેશના હિતની ખાતરજ તેને રોમના રાજ્ય મંડળને ઉલટી સલાહ આપી અને પોતે સ્વદેશ પ્રેમની ખાતર જીન્દગી પર્યંત કેદખાનાનું દુઃખ સહેવાનું કબૂલ કર્યું. સ્વદેશ પ્રેમની ખાતર જેણે પોતાનું સર્વ સુખ ત્યજી દેવાનું સ્વીકાર્યું છે, એવા મનુષ્યને ધન્ય છે ! વળી હાલ જે પ્રજાની વાહ વાહ કહેવાય છે. એવી જાપાની પ્રજાઓએ હાલમાં જે દેશાભિમાન બતાવ્યું છે, તેથી આખી દુનીઆમાં તેમનું નામ પ્રખ્યાત છે; એ લોકો દેશની સેવા બજાવવામાં

મરણથી પણ ડરતા નથી. અને પતંગીઆની માફક ગમે તેવાં ભયંકર કાર્યમાં પણ દેશને માટે અને પોતાના શિરછત્ર રાજાને માટે દરેક જાપાની પોતાનું સર્વસ્વ અર્પણ કરવા તૈયાર થાય છે. એ શું ઓછું આશ્ચર્યકારક છે ? તેવીજ રીતે શું આપણા પ્રિય દેશની ઉન્નતિના ઉદયના કિરણોને પ્રતિબિંબત થવાને, માટે પ્રતિફલ દેવાનું દ્વાર અમે, તમે અને આપણી સન્તતિજ છે. જેવી રીતે ધૂળ, કાદવ કે કચરા ઉપર સૂર્યના કિરણો પડે છે, પણ તે જેવા નિરુપયોગી દેખાય છે. અને કાચ મણિ, કે કોઇ નિર્મલ સારા પારદર્શક પદાર્થ ઉપર પડે છે, ત્યાં તે પદાર્થ પ્રકાશ દઇ ઉપયોગી થાય છે. તેવીજ રીતે આપણામાં સ્વદેશ પ્રેમના કિરણો પાડવા માટે આપણે ધૂળ, કાદવ, કચરા તુલ્ય ધિક્કારવા યોગ્ય તુચ્છ અને નીચ થવું કે હીરા મણિ તુલ્ય મૂલ્યવાન્ ઉચ્ચ તથા ઉપયોગી થઇને વિભૂતિમાન્ સ્વદેશ પ્રેમના પ્રભાવ દર્શક મણિ દર્પણરૂપ થવું ? ધિક્કારવા યોગ્ય કે તુચ્છ અને નીચ થવું એ આપણું સ્વદેશપ્રેમની લાગણી ઉપર આધાર રાખે છે. હીરા મણિ તુલ્ય મૂલ્યવાન્ ઉચ્ચ તથા દેશને ઉપયોગી થઇને વિભૂતિમાન્ સ્વદેશપ્રેમના પ્રભાવદર્શક મણિદર્પણ રૂપ થવું તે પણ આપણી સ્વદેશની લાગણી ઉપરજ આધાર રાખે છે. હરકોઇ મનુષ્યને સ્વદેશ પ્રેમી થવું જોઇએ. જે માણસમાં દેશની લાગણી નથી તે મનુષ્ય છતાં પશુ સમાન છે. સ્વદેશ પ્રેમીનો સંબંધ કંઇ એકલા રાજ્ય સાથે કે લડાઇઓ સાથેજ છે એમ ન સમજવું. દેશના કલ્યાણને માટે કંઇપણ કાર્ય કરવું તે પણ દેશાભિમાન છે. દવાખાનાં સ્થાપવા, કે ધર્મને ઉત્તેજન આપવું નીતિને વધારવી. અનાથ અને અપંગને પોષવા એ કંઇ સ્વદેશ પ્રેમના કામો નથી ? છેજ એ વડેજ સ્વદેશ પ્રીતિ મનુષ્યની જણાઇ આવે છે. જેને સ્વદેશપ્રેમની લાગણી નથી તેવા મનુષ્યનું જીવન નકામું ગયું સમજવું જોઇએ.



# સ્ત્રીઓના સંબંધમાં પાશ્ચાત્ય પંડિતોના વિચારો.



અનુવાદકઃ—પ્રભાશંકર રતનજી ઉપાધ્યાય હળવદ કાઠિયાવાડ.

નોટઃ--આ નીચે આપેલા વિચારો જર્મનીના એક સુપ્રસિદ્ધ દર્શનિક તત્વજ્ઞ નીટ્સના છે. નીટ્સને ઘણા માણસો સ્ત્રીની નિંદા કરનાર તરીકે ઓળખે છે, પરંતુ તેવાઓની ભૂલ છે. તે સ્વાભાવિકપણે સ્ત્રીની કદી નિંદા–અવગણના કરતો નથી, પરંતુ સ્થળે સ્થળે તે તેની પ્રસંશા, અને તેની પ્રતિ સન્માન તેમજ પૂજ્ય ભાવ પ્રદર્શિત કરી यत्र नार्य सुपुज्यन्ते रमन्ते तत्र देवताની સ્થાપના કરે છે. તે એક સદોષ સ્ત્રીના આધુનિક સભ્યતાની વ્યાપારિક ઉપજ પર આક્ષેપ કરે છે. “ પુન્ય અને પાપથી છેટે ” એ નામના તેના ગ્રંથમાં નીટ્સે સ્ત્રીઓના સંબંધમાં જે કાંઇ લખ્યું છે, તેનો સારાંશ આ પ્રમાણે છેઃ—

સ્ત્રી સ્વતંત્રતા ચાહે છે, તેથી તે પુરૂષને પોતાના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન કરાવવા માગે છે. પુરૂષને જે જે બાબતો કલંકિત-દૂષણવાળી છે, તેમાં સૌથી મ્હોટી બાબત સ્ત્રી છે. સ્ત્રીઓમાં કેટલીક એવી બાબતો છે, કે જેથી તેમણે ખરેખર લજ્જાસ્પદ થવા જેવું છે. તેનામાં પાંડિત્ય દર્શન કરવું, બીજાને શિખામણ આપવાનો સ્વભાવ, ક્ષુદ્ર ધૃષ્ટતા, વાચાળપણું. અને ગુપ્ત અવિવેકનો ભંડાર ભર્યો હોય છે. કદાચ તે પોતાની બુદ્ધિ મતિથી ક્રીડા, અને શોકને પાછા હઠાવવાની શક્તિ; અને પ્રત્યેક કઠિન કાર્યોને મૃદુ-નરમ બનાવી, સરળ માર્ગ કહાડવાની યોગ્યતા ઇત્યાદિ સદ્‌ગુણોને જાણી જોઇને વિસરી જાય, કદાચ તે રૂચિકર કામનાઓને લીધે પોતાની કોમલ પ્રકૃતિને ભૂલી જાય તો તેનું પરિણામ શું આવે? એ કહી શકાય નહિ.

સ્ત્રીઓ આજકાલ સ્પષ્ટ રીતે ચેલેંજ કરી કહે છે કે, સ્ત્રીઓ પુરૂષના પહેલાં, અને તેના ઉપરાંત જ્ઞાનને માટે હક્કદાર છે. સ્ત્રીઓનું આ એક પ્રકારે પોતાનો વૈજ્ઞાનિક હોવાનો અભિયોગ કરવો, એ શું રસિકતાની અતીવ ન્યૂનતા નથી? પુરૂષોનો આધ્યાત્મિક વ્યાપારનું દાન તે સ્ત્રીઓના સૌભાગ્યનું ઉત્તમ પ્રતિનું આજ સુધી જ્ઞાન મનાયું છે. સ્ત્રીઓ જે સ્ત્રીઓનાં સંબંધમાં કાંઈ પણ લખી રહી છે, એ ન્યાયનો વિચાર કરતાં અવિશ્વાસ આવે છે કે શું તેમને વસ્તુતઃ જ્ઞાન પ્રાપ્તિની ઇચ્છા છે? અથવા શું તેને એવી ઇચ્છા હોઇ શકે ખરી? કદાચ તે આત્મજ્ઞાનના લેબાસમાં પોતાના માટે નૂતન આભૂષણ શોધતા કહેવામાં આવે તો તે ઘડી સત્ય નથી. પરંતુ આભૂષણની ઇચ્છા સ્ત્રીનો સહજ ગુણ-સ્વભાવ છે. ત્યારે તેનાથી લોકો ભયભીત કેમ બને છે? વસ્તુતઃ તે પોતાની ઇચ્છા પ્રાપ્ત કરવાના માર્ગમાં આધિપત્ય સ્થાપવા માગે છે. પણ તેની સાથે સત્યને પ્રયોજન નથી. સ્ત્રી; સત્યની દરકાર કરે છે? પ્રારંભમાંજ સત્યતાથી આગળ વધીને તેની પ્રતિકૂલ, અયોગ્ય, અને વિરૂદ્ધ બીજી કોઇ વસ્તુજ નથી. તેની મ્હોટામાં મ્હોટી માયા-અનૃત અસત્ય બોલવું એજ છે * તેનો પ્રધાન વ્યાપાર પોતાના સૌન્દર્યમાંજ સમાયલો રહે છે. એ વાતનો પુરૂષોએ સ્વીકાર કરવો જોઇએ. પુરૂષો; સ્ત્રીની એ માયાના, તેની સહજ બુદ્ધિના દાસ બની, તેણીનું સન્માન કરી તેની સાથે પ્રેમ કરે છે. પુરૂષોને ઘોર પરિશ્રમ કરવો પડે છે, એ પરિશ્રમની શાંતિ માટે જેના હાથ, કટાક્ષ, અને કોમલ મૂર્ખતાની નિચે, પુરૂષોનાં ગંભીરતા, ધૈર્ય, અને ગૌરવ પ્રાયઃ મૂર્ખતાની સમાન જોવામાં આવે છે. લખનાર પ્રશ્ન કરે છે કે, "શું કદી કોઇપણ સ્ત્રીએ સ્ત્રીના મનમાં ગંભીરતા અથવા સ્ત્રીના હૃદયમાં ન્યાય હોવાનો સ્વીકાર કર્યો છે? શું એ સત્ય નથી કે સર્વ તો ભાવેન-તમામ પ્રકારે-હજુ સુધી સ્ત્રીની અત્યંત અધિક ઘૃણા અવગણના ઇર્ષ્યા-નિંદા-સ્ત્રી કરી રહી છે?

સ્ત્રી જાતિનો જેવો સત્કાર આ જમાનામાં થાય છે, તેવો પહેલાં કોઇ પણ યુગમાં થતો નહિ હતો. ४ આશ્ચર્યની વાત છે, કે આ સત્કારનો અત્યારે દુરૂપયોગ થતો જોવામાં

* अनृतं साहस माया, मूर्खत्वं मति लोभत अशौचत्वं निर्दयत्व स्त्रीणां दोषा सहजाः, એમ આપણા પ્રાચીન ત્રિકાળજ્ઞોએ વહેલું ભવિષ્ય, પાશ્ચાત્ય પંડિતો હવે અનુભવવા લાગ્યા છે.

४ નીટ્સનો આ વીચાર આર્યાવર્તની સ્ત્રીઓ માટે ઘણે અંશે સર્વ સમ્મત હોઇ શકે તેવો નથી. સદાચારી સ્ત્રીઓ માટે દ્વાપર, ત્રેતાયુગ, આદર્શ સ્વરૂપ હતો. અર્થાત્ પાશ્ચાત્ય ગૌરાંગનાઓ માટે આ કથન વર્તમાન યુગને આલંબન આપનારૂં લેખક માને છે.

આવે છે. તેઓ હવે અધિકાર માંગવાનું શીખે છે, તો સંભવ છે કે આ આદર રૂપી કર પરિણામે દુઃખનો જનક સિદ્ધ થશે. અધિકારથી સ્પર્ધા–વસ્તુતઃ કલેશ રૂપી કર ભોગવાશે. સારાંશ એ છે કે સ્ત્રીઓ વિનય–વિવેક ભૂલતી જાય છે, એટલુંજ નહિ પણ રસિકતાવાળી બહુ જૂજ જોવામાં આવે છે. તેઓ પુરૂષોના ડરની દરકાર વિનાની બને છે. જે સ્ત્રી–પુરૂષોના ડરની દરકાર વિનાની બને છે, તે પોતાની સ્ત્રી–સુલભ્ય સહજ બુદ્ધિનો પરિત્યાગ કરે છે. આ બીના તો સમજી શકાય તેની યુક્તિ સંગત છે કે જે મનુષ્યમાં ભયોત્પાદક ગુણ અથવા વિશેષ નિશ્ચિતપણે કહીએ તો પુરૂષત્વ–નું પ્રયોજન હોય અથવા તે પૂર્ણ સ્વરૂપે વિકસિત ન થયો હોય; તો સ્ત્રીએ આગળ પગલું ભરવું જોઇએ. પણ અતિ દુર્બોધ બાબત એ છે કે અધિકાર પ્રાપ્તિના અધ્યાયમાં તેઓના સ્ત્રી પણાનો આજે હ્રાસ થતો જાય છે. જ્યાં ઔદ્યોગિક ભાવનાએ સૈનિક અને સનાતન ભાવનાપર વિજય પ્રાપ્ત કર્યો છે, ત્યાં સ્ત્રી કલાર્ક બનીને આર્થિક અને કાનુની સ્વાધિનતા મેળવવાને પ્રયત્ન કરે છે. જે આધુનિક સમાજ ખડો છે, તેને દરવાજે સ્ત્રી–સંદેશ Woman calarck–નો મુદ્રાલેખ–Motto લખવામાં આવેલ છે. આ પ્રકારે જ્યાં તે એક નૂતન પ્રકારનો અધિકાર પ્રાપ્ત કરી રહેલ છે સ્વામિની બનવાની અભિલાષિણી છે, અને પોતાની ધ્વજ પતાકા પર સ્ત્રીની પ્રગતિનો ડિંડિમનાદ ગજાવી રહી છે, ત્યાં બીજી બાજૂ તેથી વિપરિત દૃશ્ય સ્પષ્ટતાની સાથે ડોકીયું કહાડી સ્ત્રીનું અધઃપતન કરી રહ્યું છે.

ફ્રાન્સની રાજ્ય ક્રાન્તિથી માંડીને આજ સુધી સ્ત્રીઓએ પોતાના સ્વત્વને તથા અધિકારને જેટલા પ્રમાણમાં વધાર્યો છે, તેટલાજ પ્રમાણમાં તેનો પ્રભાવ ઓછો થઇ ગયો છે. સ્ત્રીઓ હવે પોતાની મુક્તિ સ્વતંત્રા ચાહે છે, અને માગે છે. સ્ત્રી સ્વાભાવિક પણેજ સહજ બુદ્ધિથી અધિક નિર્બલ અને નિર્જીવ હોવાનું સ્પષ્ટ ચિન્હ છે. એટલે આ મુક્તિની નવી લહરમાં એવી મૂર્ખતા છે, કે જેથી એક કુલિન સમજશક્તિવાળી સ્ત્રીને હદથી લજ્જાસ્પદ બનવુંજ પડશે. અને જેના આધારપર રહીને નિશ્ચયપૂર્વક તે વિજય પ્રાપ્ત કરી શકે છે. તેવા પુરૂષોનો આશ્રય ત્યજી દેવો એ કેવા પ્રકારનું ડહાપણ મનાય? પોતાના વિષય અસ્ત્ર શસ્ત્રનો પ્રયોગ છોડી આપવો પ્રત્યેક બાબતમાં પુરૂષની આગળ રોકવું. એ સ્ત્રીઓને માટે કોઇ ગૌરવથી બીના નથી.

કેટલાક અર્ધદગ્ધ અશિક્ષિત મૂર્ખ પુરૂષો. સ્ત્રીઓના મૂઢ મિત્ર બની દુશ્મનની ગરજ સારનારા હોય છે. કે તેના પાપી ચેપના પરિણામે સ્ત્રીઓ પોતાનું સ્ત્રીત્વ ગુમાવી બેસે છે. એટલુંજ નહિ પરંતુ મૂર્ખતાઓનુંજ અનુકરણ કરવાને પરામર્શ આપતાજ રહે છે, આમ હોવાથી અત્યારે યુરપમાં પુરૂષત્વનું દુઃખ પ્રસરી રહ્યું છે. અને સ્ત્રીઓને રાજ્યનીતિમાં માથું મારવાની દિશા તરફ ધકેલવામાં આવે છે, વળી કેટલેક સ્થળે સ્ત્રીઓને સ્વતંત્ર આત્માઓ, અને સાહિત્ય સેવિકાઓ બનાવવાનો ઉદ્યોગ આરંભાય છે, તે કદાચ જાણે કે ભક્તિવિહીન સ્ત્રી એક ગંભીર અને નાસ્તિક પુરૂષને માટે પૂરેપૂરી પ્રિય અથવા ગૌરવ જનક વસ્તુ બની શકશે? વસ્તુતઃ જાણે કેમ સ્ત્રીઓની નાડીઓને એક અતીવ દુષિત અને વિષમ પ્રકારના સંગીતથી નાશ કરવાનો પ્રયોગ આદરવામાં આવતો ના હોય? અને તે દિનપ્રતિદિન ઉન્માદ હિસ્ટીરીઆના વધારે શિકાર બને છે. અને પોતાના મુખ્ય ધર્મે નિરાશ અને બલવાન

સંતાન ઉત્પન્ન કરવાને અસમર્થ નિવડે છે. અક્કલનો ખીમો કરનારા અને ડહાપણનો દરિઓ ડહોવી મારનારા લોકો પણ એક દલીલથી સ્ત્રીઓને સામાન્ય પણે સંસ્કારી બનાવવાનું કહે છે. તેઓ કહે છે કે હમારી ઈચ્છા અબલાઓને, સંસ્કૃતિ–કલચર–દ્વારા સબલા બનાવવાની છે. પુરૂષ, ભય અને સહાનુભૂતિવાળા બે ભાવોની સાથે આજ પર્યંત સ્ત્રીની સન્મુખ ઉભો રહે છે. પણ હવે એ તમામ બાબતોની સમાપ્તી થવાની છે. સ્ત્રીનું સમ્મોહન હવે દૂર થતું જાય છે, અને કલેશ કારિતા ( Tediusness ) હવે ઉત્તરોત્તર વધતું જાય છે.

નીટ્સ Humen, All Too-Humen નામના પુસ્તકમાં લખે છે, કે સ્ત્રીની પ્રત્યેક વાત એક પહેલી છે, અને સ્ત્રીની પ્રત્યેક વાતનું એકજ સમાધાન છે. અને તે બાબત તે ગર્ભ ધારણની છે. પુરૂષ સ્ત્રીને માટે એક સાધન છે, તેનો ઉદ્દેશ પ્રજોત્પત્તિનોજ છે. પુરૂષ યુદ્ધને માટે અને સ્ત્રી યોદ્ધાને મનરંજન કરવા માટે તૈયારજ હોવી જોઈએ, એ સિવાયની તમામ વાતો ગાંડપણની છે. આનંદ મારી પાછળ દોડે છે. તેનું કારણ માત્ર એટલુંજ છે કે, હું સ્ત્રીની પાછળ દોડતો નથી."

આ સંસારમાં પુરૂષત્વનીજ ખામી છે. એથીજ સ્ત્રીઓ પોતાને પુરૂષ બનાવે છે! આ સ્થિતિનું કારણ એ છે કે, માન પ્રાપ્ત થયેલું પુરૂષત્વ હોય તેજ, મનુષ્ય સ્ત્રીના સ્ત્રીત્વનું રક્ષણ કરી શકે મા દીકરી કરતા પિતા પુત્ર વચ્ચે બહુ ઓછા કલેશો થાય છે. જ્યાં સુધી સ્ત્રીનો સમ્બન્ધ પુરૂષ પ્રેમ, સંતાનોત્પતિ, સમાજ અને જીવનના ઉદ્દેશો પાર પાડવા સાથે સાથેસાથે રહેલો છે, ત્યાં સુધી તે પ્રતિ તિરસ્કાર કરવો, એ સ્ત્રીનો એક સ્વાભાવિક ગુણ છે.

જેમ મનુષ્યને સમાજના કાર્ય પછી નિદ્રાની જરૂર છે, તેજ પ્રકારે પુરૂષને વાસ્તે સ્ત્રી છે. આખા દિવસના કાર્યના પરિશ્રમથી મનુષ્ય શરીરમાં ઉત્પન્ન થનાર શ્રમને નિદ્રા દૂર કરે છે, એજ મિસાલે મનુષ્ય સમાજમાં યુદ્ધજન્ય સંગ્રામ–ઘાટને સ્ત્રી પૂર્ણ કરે છે.

એક સમયે કેટલાક લોકો એક યુવકને પકડી એક વિજ્ઞાનીની પાસે લેઈ ગયા અને કહેવા લાગ્યા કે, "જૂઓ. આ યુવકનો એક સ્ત્રી નાશ કરે છે." વિજ્ઞાનીએ શિર હલાવીને કહ્યું નહિ. પુરૂષજ સ્ત્રીને ફસાવે છે, અને નાશ કરે છે. જે બીના સ્ત્રીઓમાં અધુરી જોવામાં આવે, તે પુરૂષોએ પૂરી કરી સુધારવી જોઇએ. કેમકે પુરૂષે પોતાને માટે સ્ત્રીનું એક ચિત્ર બનાવ્યું છે, અને સ્ત્રી પોતાને પોતાના એ ચિત્રના અનુરૂપ બનાવે છે. ત્યારેજ સમૂહમાંથી એક વ્યક્તિએ કહ્યું, આપ સ્ત્રીના પક્ષમાં બહુ આગળ વધ્યા છો. જ્ઞાનીએ ઉત્તર આપ્યો. તમે મને નથી જાણતા. પુરૂષનો ગુણ સંકલ્પ કરવાનો છે, અને સ્ત્રીનો ગુણ–સ્વભાવ–સ્વીકૃત કરવાનો છે. સ્ત્રી પુરૂષનો એવોજ નિ [illegible] અને વાસ્તવિક કહીએ તો સ્ત્રીઓને માટે એ ખરેખર જવાબદારીનો નિયમ છે.

( ૨ )

એડિસન:–(૧) સ્ત્રીઓને જે માન આપવામાં આવે છે તે કાંઇ તેના સૌંદર્યને માટે નહિ, પરંતુ સ્વાભાવિક ગુણોને લીધેજ તેનું ગૌરવ ગાવામાં આવે છે.

(૨) પાતિવ્રત્ય, સ્ત્રીઓનો મ્હોટામાં મ્હોટો સદ્‌ગુણ છે.

બાલ્ઝ્ર:— (૩) પોતાના કર્તવ્ય વખતે ગમે તેવા સંકટની દરકાર રાખતી નથી પ્રેમ આબરૂ અને ધર્મના વિરૂદ્ધ તેનું આચરણ હોવું અશક્ય છે. દયા તેનું શીલ છે. સુખ અને સત્તા તેને માામુલી માલુમ છે. રોગીની શુશ્રૂષા કરવી એ તેનો નૈસર્ગિક ગુણ છે. સંકટ સામે ટક્કર ઝીલનાર તેના સમાન બીજો કોઇ સુભટ નથી.

બેથ માટ:—(૪) સ્ત્રીનું પુરૂષપર અવલમ્બન હોવું, એ માત્ર રૂઢિ અને અભ્યાસનું કારણ છે. વાસ્તવિક પણે કદાચ સ્ત્રી નિશ્ચય કરે તો તે પણ પુરૂષની બરાબર સ્વતંત્ર રહી શકે છે.

બિશપ હાર્નિઃ-(૫) પુરૂષની સાચી અને સર્વોત્તમ મૈત્રિણી સુશિક્ષિત પત્ની છે. કેમકે તે તેના પર ઘરનો તમામ બોજો નાંખી આવે છે. તે પુરૂષના વિશ્વાસનો કદી પણ દુરૂપયોગ નથી કરતી. પુરૂષ કદી દુઃખી હશે તો તેને તે આનંદિત કરવાની ચેષ્ટા કરશે. તે પોતાના પુત્રોને ઉત્તમ પ્રકારે કેળવશે. અને પુત્રો સુશિક્ષિત માતાના લાભના સ્મારક સ્તંભ રૂપે બને છે.

બુલ્વર-લિટનઃ-(૬) હે સ્ત્રી ! અમારી પેઠે તું પણ માનવજાતિમાં રહીને સંકટના મોખરા પર પુરૂષની માર્ગ પ્રદર્શિકા બનીને એ સિદ્ધ કરી આપે છે કે તારામાં ઇશ્વરી અંશ છે.

(૭) સ્ત્રીના હૃદયમાં પ્રેમનો અખંડ ઝરો રહેલોજ છે. તે સૂકાવો અશક્ય છે.

(૮) કદાચ સ્ત્રી અપરાધ કરે તો તે ક્ષમા માગવાને વાસ્તે પગલે પગલે તઇયાર રહે છે. પણ એવોજ અપરાધ પુરૂષથી થઇ જાય તો તે તુરત ભૂલી જાય છે.

કાર્ટનઃ— (૯) સ્ત્રીનો પ્રેમ પુરૂષને માટે અમૃત છે. તેના વિના પુરૂષને સૌખ્ય શબ્દની સ્મૃતિ પણ નહિજ હશે.

કાર્ટરઃ— (૧૦) માતાના સ્વભાવનું પરિણામ, તેના પુત્રમાં દૃષ્ટિગોચર થાય છે.

નઃ— (૧૧) પુરૂષની પેઠે સ્ત્રીને પણ સુખની આવશ્યકતા છે.

'— (૧૨) સ્ત્રીમાં એક એવું જાદુ છે કે, પુરૂષ ગમે તેટલો જંગલી હોય તો પણ તે તેને પોતાની તરફ આકર્ષી શકે છે.

એલ્યાસ મસ:(૧૩)જેમ દર્પણમાં જોનારનું પ્રતિબિમ્બ દેખાય છે, તેમ પતિના સુખ-દુઃખાદિ મનો વિકારોનું પ્રતિબિમ્બ પત્નીના મુખપર જોવામાં આવે છે.

ફ્રેડિયસ:— (૧૪) સ્ત્રી શાંતિની દેવી છે. એ ઉંચા સ્થાનથી તેને નિચે ઉતારી પાડવી એ પશુ ધર્મ છે. અપૂર્ણ.

# जगतमां स्त्रीओ क्यारे उपयोगी बने ?

ખરેખર બાળકોને પ્રાથમિક શિક્ષણ આપનાર તેની માતાઓ છે. જે માતાએ સારા યા નરસા સંસ્કાર તેના બાળકોમાં પાડેલા હોય છે તે સંસ્કાર ઉપરજ તે બાળકની આખી જીંદગીનો આધાર છે. સ્ત્રી એ સંતતિની સુધારણાનો મજબૂત પાયો છે. માટેજ દેશ નાયકો અને ધર્મ નાયકો પોકારી પોકારીને કહી રહ્યા છે કે સ્ત્રીઓને કેળવો, સ્ત્રીઓને સુધારો, અને સ્ત્રીઓને હીંમતવાન ધાર્મિક અને નિર્દોષ બનાવવા કટિબદ્ધ બનો નાનકડું બાળક કેવું નિર્દોષ, પવિત્ર, હસમુખું, અને વિશુદ્ધ પ્રેમવાળું હોય છે. સ્ત્રીઓએ તે નાનકડા બાળક જેવા નિર્દોષ અને વિશુદ્ધ પ્રેમવાળા થવાની જરૂર છે. પોતાની ગોદમાં ચોવીશે કલાક હસતા રમતા તે બાળક જેવા નિર્મળ પ્રેમવાળા થવાની આવશ્યકતા છે. વિચાર વાણી અને વર્તનમાં ગંભીર-મોટા થવું. સારી સોબતમાં રહેવું "જેવી સોબત તેવી અસર." એ કહેવતને હંમેશાં સ્મરણમાં રાખી ઉત્તમ સોબત કરવી. ઉત્તમ સોબત કરવાથી ઘણા ગુણોની પ્રાપ્તિ થાય છે. નીચ સોબતથી આપણા વિચારો હલકા અને સાંકડા બને છે. દુનિયામાં મીઠું મીઠું બોલનારા પણ આપણને અધમ પંક્તિએ ઘસડી જનારા ઘણા હોય છે, માટે તેવાઓની સંગતિથી બચતા રહેવું જોઇએ. એક કવિએ કહ્યું છે કે—

दुर्जनः प्रियवादी च, नैतद् विश्वासकारणम् ।
मधु तिष्ठति जिह्वाग्रे, हृदये तु हलाहलम् ॥१॥

"મીઠું મીઠું બોલનાર દુષ્ટ માણસો વિશ્વાસનું કારણ નથી, કારણ કે તેમની જીભની ટોચે મધ જેવી મીઠાશ હોય છે, પણ હૃદયમાં તો કાતીલ ઝેર ભરેલું હોય છે." માટે સજ્જન બહેનોએ દુર્જનોનો અવશ્ય ત્યાગ કરવો જોઇએ.

મૈત્રીભાવને હમેશાં અગ્રપદ આપવું જોઇએ. દુનિયામાં કોઈ કોઇનો શત્રુ નથી કદાચ ભાસે કે આ મારો શત્રુ છે, તો તે વખતે પોતાના કાર્યનોજ દોષ વિચારવો દુઃખ દેનાર નિમિત્ત માત્ર છે, સુખ દુઃખ જે ભોગવીએ છીએ તે પુણ્ય-પાપનોજ ઉદય છે, એમ માની સૌનું ભલું કરવું, હૃદયમાંથી ઇર્ષ્યાને તિલાંજલિ આપવી જોઇએ. દુર્જનને સુધારવા પ્રયત્ન શીલ થવું, પણ તેવા ઉપર ઇર્ષ્યા તો નજ લાવવી કદાચ દુર્જન આપણાથી ન સુધરે, તેનું નીચ આચરણ સેવવાથી ન અટકે, તો તેના ઉપર માધ્યસ્થ્ય દૃષ્ટિ રાખવી, પણ ક્રોધ તો નજ કરવો.

હૃદયને હમેશાં વિશાળ અને વિશુદ્ધ બનાવવા જોઇએ, પોતાની યથાશક્તિએ બીજાને પોતાના જેવા બનાવવા ઉદ્યમ કરવો, આ મારૂં અને આ પારકું એવો ભેદભાવ મૂકી ઉપકાર દૃષ્ટિ નિરંતર રાખવી સાંકડા અને મલીન વિચારોથી આપણે સુધરી શકતા નથી અને પારકાને સુધારી શકતા નથી. માટે ગુણીજનોના ગુણો દેખી હર્ષિત થવું, અને તે ગુણો મેળવવા ઉદ્યમ કરવો ગુણીજનોનું બહુ માન કરવું, કે જેથી આપણે તે ગુણો મેળવી શકીએ.

સૌ૦ બહેન હરકોર ચત્રભૂજ.

## संवाद.

(પદ. શા માટે શ્રમ કરે, સતિ તુજ પતિ ભક્તિ સાચીએ રાગ).

अज्ञानस्त्री. કેમ બોલ્યાં નહિ બ્હેન ! આપણે વિદ્યા શીદ શીખવી.
નથી કંઇ ચાકરી કરવી.

विदुषी ચાકરી તો સહેલી બહુ. (પણ) ચાકરી ગૃહ સંભાળ,
વિદ્યા વિણ તે ના થતી, થડવિણ જેમ ન ડાળ.
આપણ જગમાં ગૃહિણી ગણાતાં, વિદ્યાવિણ ઘર નથી સોહતાં,
સાચી વિદ્યા વિના નથી સાચી સમજણ પડવી;
જરૂર તેથી વિદ્યા ભણવી;

अज्ञानस्त्री ભણે એ તો પંડિત પુરાણી, આપણે ક્યાં કરવી છે કમાણી!
વળી લક્ષ્મી પણ જ્યાં વિદ્યા નથી ત્યાંજ સદા ટકવી;
પછી શીદ કડાકૂટ કરવી;

विदुषी વિદ્યા એ લક્ષ્મી હરનારી, ધનવન્તા તો થાય ભીખારી, સાચી-૦
વિદ્યાવાન દરિદ્રના, પણ નિસ્પૃહિ છે એહ,
ક્લેષઃદ્વેષ, દુઃખ ટાળતી, વિદ્યા નિઃસંદેહ.
કમાણી આપણે પણ વાપરવી, વિદ્યા વિણ બુદ્ધિ તે ન થવી. સાચી-૦

अज्ञानस्त्री આવડે નહિ ઘરકામો ભણતાં, ભણેલીને બૈરાં નથી ગણતાં વળી-૦

विदुषी મૂર્ખ હોય તે મૂર્ખના, છોને કરે વખાણ,
સાચું ભણેલાં તો કરે, ઘરને સ્વર્ગ સમાન,
વિદ્યાવાળી સદા રહે રાજી, કોઇ વાતની ન કરે પતરાજી; સાચી-૦

अज्ञानस्त्री ભણેલી છૈયાં ના સંભાળે, દળે ન ખાંડે ન કચરો વાળે, વળી-૦

विदुषी ભણેલી માતાઓજ દે, બાળકને બહુ જ્ઞાન,
પાળી પોષી તેમને, કરતી તે વિદ્વાન.
સમય વિચારી બધું કરી લેતી, વ્યવહારે ન્યૂનતા થવા ને દેતી; સાચી-૦

अज्ञानस्त्री ભણેલીઓ તો ધર્મ છોડતી, ઉલટી એ તો નરકે પડતી; સાચી-૦

विदुषी ભણેલી ધર્મ કરે સદા, સમજી તેનો મર્મ,
પ્રભુને ભજીને તે સદા, કરતી સારાં કર્મ,
દાન તીર્થ વ્રત યથાવિધિએ, વળતી, અનીતિ દુર્ગુણથી બ્હીએ; સાચી-૦
લઢે વઢે ઝગડે નહિ, સમજુ સ્ત્રી છે જેહ,
પ્રતિકૂલતામાં પણ સદા, પ્રસન્ન રહેતી તેહ,
નિજ ગૃહસ્થાશ્રમ બહુ દીપાવે, વળી ક્ષેમ પણ સાથે સધાવે; સાચી-૦
વિદ્યા તણું સુખ બહુ બહુ રીતે,
સમજાવ્યું તે સુણ્યું મેં પ્રીતે.
સ્ત્રી જાતિએ ખરે, ખરી વિદ્યા દેવી વરવી,
અવિદ્યા જરૂર પરહરવી.

श्रीमती जयन्ती देवी.

# पत्रव्यवहार.



મ્હારા ઉપર આવેલો પત્ર. મુંબઇ તા. ૬ .

બ્હેન? આપ બે વરસથી " શ્રાવિકા સુબોધ " ત્રિમાસિક પ્રગટ કરતાં હતા. હું પ્રથમથી ગ્રાહક થઇ હતી. મ્હને વરસના ચાર અંક લેખે બે વરસના આઠ અંક મળ્યા છે. તે મેં ખરાબર બધા વાંચ્યા છે અને બીજાઓને વંચાવ્યા છે.

હવે આપ આ ત્રિમાસિકને માસિક કરવા માટે જે પ્રયત્ન આદર્યો છે. તે વીર પ્રભુની કૃપાથી પાર પડો. પરંતુ બ્હેન તમે બે રૂપીઆ વાર્ષિક લવાજમ રાખી કાઢવા માગો છો. એટલે માસિક માટે આ લવાજમ બહુજ ઓછું ગણાય એમ હું માનું છું છપામણી બંધામણી તેમજ કાગળો ટપાલ ખર્ચ વિગેરે જોતાં આ લવાજમ બહુજ જુજ છે. જૈન વનિતા વિશ્રામને અંગે પ્રગટ થતા માસિકનો હેતુ જૈન સમાજ અને જૈનેતર સમાજ હવે સારી રીતે જાણી શકશે કે આ માસિકનો હેતુ પૈસા કમાવાનો નથી. પણ આપણી બ્હેનોમાં આવા વાંચનથી જ્ઞાન વધે, બુદ્ધિ વધે. અને નીતિ સુધરે એજ છે પણ હું આ પત્રથી તમારી પાસે ફરીથી તમારા આત્મિક વિચાર જાણવા માગું છું કે તમે આ માસિકનું નામ " મહિલાભૂષણ " રાખ્યું છે. તે શા હેતુથી?

બીજું તમે તમારા માસિકના સુજ્ઞ ગ્રાહકોને ખુલ્લી રીતે જણાવો કે દરેક ભાઇઓ અને બ્હેનોની ફરજ છે કે અમારી દરેક ભૂલો તથા ખામીઓ જોઇને ટીકા કરવાને બદલે આક્ષેપો કરવાને બદલે નિંદા કરવાને બદલે અમને અમારી ભૂલો અને ખામીઓ જણાવો અને તે ભૂલો ને ખામીઓ કેમ સુધરે તેનો ઉપાય બતાવો. મહાત્મા ગાંધીજીના શબ્દોમાં કહીયે તો જે પોતે વિદ્વાન અને સમજુ છે તે કોઈ કાળે ભૂલેલા માણસ તરફ તિરસ્કાર નહીં કરે ટીકા નહિ કરે. પરંતુ ભૂલેલા માણસની પાસે જઈ પોતાના વિચાર પ્રગટ કરે અને અજ્ઞાનીને પ્રેમની સાથે ચાહીને સમજાવે અને જ્ઞાની બનાવે. તેઓશ્રી કહે છે કે આપણાં દેશનાં જે ભણેલા ગણેલા વિદ્વાન સાક્ષર લોકો છે તે મૂર્ખ અને હલકી કોમના તથા જે અજ્ઞાન ભાઇ બ્હેનો છે. તેમનાથી વેગળા વેગળા રહે છે ત્યારે તમે મને કહેશો કે જે સમાજ અને દેશમાં રહેલી અજ્ઞાનતા છે. તે કેમ દૂર થશે? બ્હેન તમે પણ એ વાતને સ્વીકાર કરો કે જ્યારે કોઇ ભાઈ તેમજ બ્હેન આપની કાંઇ ભૂલ તથા ખામી જોઇને આપને જે યોગ્ય ભલામણ કરે તેને યોગ્ય રીતે અંગીકાર કરો અને ભલામણ કરનારને તરત ઉત્તર આપો કે તમારી ભલામણ ખરાબર છે. અમે સ્વીકારી છે. એજ

લી. બ્હેન લીલાવતીના જયજીનેન્દ્ર.

જવાબ.

આ પત્ર જેમ આવ્યો તેમ છપાવ્યો છે.

લેખક બ્હેનના શુભ ઉદ્‌ગારો અને લાગણી બદલ અમે આભારી છીએ.

શ્રાવિકાસુબોધને બદલે મહિલાભૂષણ નામ રાખવાનું કારણ તેનું કર્તવ્ય ક્ષેત્ર વિશાળ બને છે શ્રાવિકા સુબોધ એક કોમી નામ હતું. તે નામથી સર્વ બ્હેનો તેનો લાભ

લઇ શકતી નહોતી તેથીજ મહિલાભૂષણ નામ રાખ્યું. वसुधैव कुटुंबक એ સૂત્રાનુસાર આખુ વિશ્વ કુટુંબ રૂપ છે. એ વિશાળ સૂત્રને અનુભવમાં મૂકવાનો સિદ્ધાંત હવે આપણે સ્વીકારવો જોઇએ. અને મહિલાભૂષણ જે સ્ત્રી માત્રનું યથાર્થ ભૂષણ છે. તેનો લાભ કોમી ભેદ ભાવ વિના સર્વ બ્હેનોને આપવા સ્વીકાર્યો છે. વળી અમારી ઉમેદ છે કે આ પત્રને દરેક કુટુંબમાં લોક પ્રિય કરવું. અને તે કાર્યમાં અમે સુજ્ઞ ગ્રાહક બન્ધુઓના ઉત્તેજન અને વિદ્વાન લેખકોની લેખ રૂપે અમે મદદ માગીએ છીએ.

અમારા આ કાર્યમાં અનેક ભૂલો તેમ અપૂર્ણતા હશે. તે દૂર કરતા જવાનો અમારો ઉદ્દેશ છે. અને અમે આશા રાખીએ છીએ કે દરેક સુજ્ઞ ભાઇ બ્હેન અમારા ઉદ્દેશ નીસ્ત્વર સિદ્ધિને અર્થે અમારી ખામીઓનું ભાન કરાવી અમને ઉત્તેજક થવાનું કાર્ય કરશે. તેમની આવેલી યોગ્ય સુચનાઓ ઉપર પુરતું ધ્યાન આપતા રહીશું. હવે માસિકના લવાજમ સંબંધી ગુજરાતી સાહિત્યમાં એક તો પુરતા ઉત્તેજનનો અભાવ છે. અને તેમાં લવાજમ વધારે હોય તો વધુ અંતરાય આવી પડવાનો દરેક રીતે સંભવ છે. મહિલાભૂષણનો ઉદ્દેશ જેમ સાર્વજનિક છે. તેમ તેના આશ્રયદાતાઓ ઉપર લવાજમનો વધુ બોજો ન લાદતાં જેમ બને તેમ ઓછા અને ખર્ચ જેટલા લવાજમથી તે પુરૂં પાડવા ઉદ્દેશ રખાયો છે. અમારા આ ઉદેશની કદર ગ્રાહકો ધારે તો પોતાના સગા સંબંધી ત્થા મિત્રાદિમાં માસિકના ગ્રાહક થવા ભલામણ કરી વાળી આપી શકે તેમ છે.

સંપાદિકા.

## "અમારો ધર્મ"

(લેખિકા-શ્રી મણિગૌરી કાળીદાસ ઝવેરી.)

ગઝલ

અમે મહાવીરની પુત્રી, અમારો પંથ ન્યારો છે.
સમજવા સત્યના સૂત્રો ધર્મ એવો અમારો છે,
બજાવી રંકની સેવા અમે બનશું હવે એવા.
જીવન અર્પી બધુ દેવા, ધર્મ એવો અમારો છે,
અહોનિશ ન્યાયમાં રહેવું કપટ છળ નહિ વાપરવું.
સહુ આનંદથી સહેવું ધર્મ એવો અમારો છે,
જીવન વિજયી બનાવાનો સહુ હોમો સમાવાનો.
પ્રજા સાચી બનાવાનો ધર્મ એવો અમારો છે,
દુઃખીના દુઃખને હરવા વિજયના ઘોષને કરવા.
દુઃખોથી લેશ નહિ ડરવા ધર્મ એવો અમારો છે,



# મહાત્મા ગાંધીજીની દિવ્ય વાણી.

(લેખિકા-અ. સૌભાગ્યવંતા સનતકુમારી બ્હેન).

જે મનુષ્ય અહિંસા ધર્મનું સંપૂર્ણ પાલન કરે છે. તેના ચરણોમાં સમસ્ત સંસાર .ે છે, અહિંસાનો વાસ્તવિક અર્થ એ છે કે તમારે કોઈ મનુષ્ય અગર પ્રાણીનું ચિત્ત દુભાવવું નહી. જેને ત્હમે પોતાનો શત્રુ માનો છો. તેના પ્રતિ પણ ત્હમારા હૃદયમાં બુરો ભાવ રાખશો નહી. જે મનુષ્ય અહિંસાના સિદ્ધાંત પર ચાલે છે તેનો કોઇ શત્રુજ રહેતો નથી. જીવતદાન સર્વદાનોથી શ્રેષ્ઠ છે. જે માણસ ખરું જોતાં જીવતદાન કરે છે, તે સર્વ પ્રકારની શત્રુતાનો નાશ કરે છે. તે પરસ્પર ઉત્તમ વિચારો તથા ભાવોને માટે માર્ગ તૈયાર કરી દે છે મ્હારો વિશ્વાસ છે કે ધર્મશુન્ય જીવન સિદ્ધાંત શુન્ય બને છે. અને સિદ્ધાંત શુન્ય જીવન શઢ વિનાની નૌકા જેવું હોય છે.

જેવી રીતે શઢ રહિત વહાણ આમથી તેમ અથડાતું કુટાતું ફરે છે, અને કદિ ધારેલા સ્થાનપર પ્હોંચી શકતું નથી. તેવાજ ધર્મહીન મનુષ્ય સંસાર સાગરમાં આમથી તેમ ભટકે છે, તેનાથી કદિ પણ ધારેલા સ્થાને પ્હોંચાતું નથી. દેશહિતનો ભાવ દૃઢ ધાર્મિકતામાંથી જાગ્રત થવાથી, ઘણી સારી રીતે વિકસિત થાય છે. જેની ધર્મમાં સાચી નિષ્ઠા છે તેજ સત્યાગૃહી બની શકે છે. જરૂર સ્હમજી લેજો કે અમારૂં જીવન સંયમમય બની જશે તો અમે જે ઇચ્છીશું તે પ્રાપ્ત કરી શકીશું.

પ્રાચીન કાળમાં જીવનનો આધાર સંયમ પર હતો, પરંતુ આજકાલ એશારામ પ્રસરી રહ્યો છે. પરિણામ એ આવ્યું કે અમે:નિર્બળ અને કાયર બનતા જઇએ છે. શિક્ષણને જીવિકાનું સાધન બનાવવું એ નીચ કામ છે, કમાઇનું સાધન શરીર છે, પછી આત્માપર આવો ભાર શા માટે નાખવો ? સ્વાધિનતા અને ગુલામી એ મનનો ખેલ છે જેનું મન સ્વાધિન છે,:"તે વિષ્ટાનો છે." ટોપલો ઉપાડવા છતાં પણ રાજા જયાં સુધી હિન્દુ, મુસલમાન, ખ્રીસ્તી, વિગેરે સર્વલોક માત્ર ઇશ્વર તરફ પોતાનું લક્ષ્ય નહી રાખે, સત્યના માર્ગ પર નહી ચાલે, પોતાની પ્રાચીન નમ્રતાને પુનઃ નહી સ્વિકારે, સ્વાર્થને તિલાંજલિ આપી પરમાર્થનો આશ્રય નહિ લે, ત્યાં સુધી રાજય નીતિમાં તેઓ જેટલો પુરૂષાર્થ કરે તેનાથી કાંઇ પણ લાભ થનાર નથી. સત્ય, પ્રેમ, અને અહિંસા પર જયાં સુધી ત્હમારી અચલ શ્રદ્ધા નહી થાય, ત્યાં સુધી અમે ઉન્નતિ કરી કશું નહી. એ કતવ્યો છોડીને અમે યુરોપની સભ્યતાનું અનુકરણ કરીશું તો અમારો નાશ થઇ જશે, ત્હમને કોઇ જળ પીવડાવે અને ત્હેના બદલામાં ત્હમે પણ તેને જળ પીવડાવો તે ત્હમારૂં સત્ય કર્તવ્ય નથી, શોભા એમાં છે કે અપકાર કરનારની ઉપર પણ ત્હમે ઉપકાર કરો. પ્રેમ આત્માનું રૂપ છે. તેનો ગુણ આત્મિક છે. જો પ્રેમમાં અમારો વિશ્વાસ હશે તો પ્રેમ-શક્તિ દ્વારા અમે સર્વસંસારને હલાવી શકીએ તેમ છે. ફકત પોતાના પાડોસીઓ સાથેજ પ્રેમના બાંધો, ફકત પોતાના મિત્રો સાથે પણ પ્રેમના બાંધો; ધર્મનું પાલન કરવું એ તરવારની ધાર પર ચાલવા જેવું છે. પરંતુ તે હિસાબ પ્રમાણે તેનું ફલપણ ભારે છે. ત્હમે પોતાનો ધર્મ પાળ્યો ? એ સવાલના જવાબપર હિન્દુસ્તાનનું ભવિષ્ય નિર્ભર છે. દુરાગ્રહી મનુષ્ય ઘાંચીના બળદની પેઠે ફરતોજ હોય છે. પરંતુ તે ગતિ છે. પ્રગતિ નથી સત્યાગ્રહી તો સર્વદા આગળજ વધ્યા કરે છે. (હિન્દીપરથી અનુવાદ).

# મનુસ્મૃતિમાં સ્ત્રીઓનું ગૌરવ



કેટલાક પરદેશી લોકો તેમ આપણા દેશબંધુઓ, જેમને આપણાં હિંદુશાસ્ત્રોનું પૂરૂં જ્ઞાન નથી હોતું એવા અણુજાણ લોક એમ કહે છે કે હિંદુશાસ્ત્રમાં સ્ત્રીઓને અધમ ગણવામાં આવેલી છે અને તેમનું કાંઈ પણ ઉચ્ચ પદ માનવામાં આવ્યું નથી તેમજ સ્ત્રીઓનું જીવતર ઘણું દુઃખીઆરૂં અને કષ્ટનું છે. ટૂંકામાં કહીએ તો તેમની કંઇ તુલનાજ નથી. કહેવું જોઇએ કે આ વચનોના ઉદ્ગાર હિંદુશાસ્ત્રના ખરા પ્રામાણિક ગ્રંથોના અજ્ઞાનનું પરિણામ છે. વસ્તુતઃ હિંદુશાસ્ત્રોમાં સ્ત્રીનું અતિ ઉચ્ચ પદ રાખવામાં આવેલું છે. બીજા દેશોના લોકો જયારે સ્ત્રીને 'Partner' એટલે સંસારમાં ભાગીદાર કહે છે. ત્યારે હિંદુશાસ્ત્રમાં સ્ત્રીને અર્ધાંગના માનેલી છે. એટલે પોતાના પતિનું સ્ત્રી અર્ધું અંગ છે. ઉપલી અંગ્રેજીની ભાવના કેવળ સ્થૂલ, જડ અને જગતના હલકા વ્યવહારને ઘટે તેવી છે. આપણા આર્ય લોકોની ભાવના ઘણી ઉચ્ચ, આધ્યાત્મિક અને સંસારને આનંદમય કરે એવી છે. આ લેખમાં હિંદુધર્મના આચારશાસ્ત્રમાં અતિમહત્વના અને પ્રમાણિક ગણાતા મનુસ્મૃતિ નામના એક અતિ અમૂલ્ય ગ્રંથમાં સ્ત્રીઓનું કેવા ગૌરવપૂર્ણ શબ્દોમાં વર્ણન કરેલું છે તે તે ગ્રંથના કેટલાક શ્લોકો ઉતારી બતાવવાનો આશય રાખેલો છે. સામાન્ય વાચકોને તે શ્લોકો સહેલાઇથી સમજી શકાય માટે તેનો સ્ફુટ ભાવાર્થ પણ પ્રત્યેક શ્લોક નીચે આપવામાં આવે છે.

पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा ।
पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभिः ॥ १

ભાવાર્થ—બહુ કલ્યાણને ઇચ્છનાર પિતા, ભાઇ, પતિ અને દિયરે સ્ત્રીઓનું સન્માન કરવું અને તેમને ઘરેણાં વગેરે આપવાં.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥ २

ભાવાર્થ—જ્યાં નારીઓનું સન્માન થાય છે ત્યાં દેવો સંતુષ્ટ રહે છે. પરંતુ જ્યાં તેઓનું સન્માન નથી થતું ત્યાં સઘળી ક્રિયાઓ નિષ્ફળ જાય છે.

शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ।
न शोचंति तु यत्रैता वर्धते तद्धि सर्वदा ॥ ३

ભાવાર્થ—જે કુળમાં સ્ત્રીઓ દીલગીર રહે છે તે કુળ જલદી નાશ પામે છે અને જે કુળમાં તેમને દુઃખ નથી પડતું તે કુળ દિનપ્રતિદિન ચઢતીને પામે છે.

जामयो यानि गेहानि शपन्त्यप्रतिपूजिताः ।
तानि कृत्याहतानीव विनश्यन्ति समन्ततः ॥ ४

ભાવાર્થ—જે કુળમાં અપમાન પામી સ્ત્રીઓ તે કુળને શાપ દે છે–તેનું અહિત ઇચ્છે છે—તે કુળ બુરી દશાને પામી ચારેમેર નાશ પામે છે.

तस्मादेताः सदा पूज्या भूषणाच्छादनाशनैः ।
भूतिकामैर्नरैर्नित्यं सत्कार्येषूत्सवेषु च ॥ ५

ભાવાર્થ—તેટલા માટે આબાદીની ઇચ્છા રાખનાર પુરૂષોએ તહેવારોના દિવસે તથા લગ્નકાર્ય વગેરે ઉત્સવની વેળાએ, વસ્ત્ર, ભૂષણ અને સારાં ભોજન વડે એમનું સન્માન કરવું જોઇએ.

संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥ ६

ભાવાર્થ—જે કુળમાં પતિ પોતાની ભાર્યાથી નિત્ય સંતુષ્ટ રહે છે અને ભાર્યા પોતાના પતિથી નિત્ય સંતુષ્ટ રહે છે તે કુળ હંમેશાં કલ્યાણને પામે છે.

स्त्रियां तु रोचमानायां सर्वं तद्रोचते कुलम् ।
तस्यां त्वरोचमानायां सर्वमेव न रोचते ॥ ७

ભાવાર્થ—જે કુળમાં મનોહર સ્ત્રીઓ હોય છે તે કુળ શોભા પામે છે. પણ જ્યાં સ્ત્રીઓ કદ્રુપી હોય છે. તે આખું કુળ ઝાંખુ પડી જાય છે.

सुवासिनीः कुमारीश्च रोगिणो गर्भिणीस्त्रियः ।
अतिथिभ्योऽग्र एवैतान् भोजयेदविचारयन् ॥ ८

ભાવાર્થ—સુવાસિની ( તરત પરણેલી ) કુમારિકા, રોગી અને ગર્ભવંતી સ્ત્રી એટલાને પરોણાની પણ પહેલાં જમાડવા જોઇએ.

अदत्त्वा तु य एतेभ्यः पूर्वं भुंक्ते विचक्षणः ।
सजनो नहि जानाति श्वगृध्रैर्जग्धिमात्मनः ॥ ९

ભાવાર્થ—તેમને જમાડ્યા વિના જે બુદ્ધિમાન માણસ પહેલો જમે છે તે પંડે કૂતરા અને ગીધની પેઠે ખાય છે તે તે માણસ જાણતો નથી.

રાષ્ટ્રીય વિનય મંદિર
સુરત. અંબેલાલ ચ. શાહ.

---

# સુખની શોધ.

લેખક એક બ્હેન

**પ્રિય સખી કૌમુદી.**

સમય અનુકુલ છે. કાંઇ લખું અંતઃકરણની સ્વયંવૃતિ પ્રેરણા થઈ છે. અને તેથી લખવા ઉત્સુક થઇ છું.

સખી આપણે સર્વ વિશ્વ પ્રત્યે દૃષ્ટિ નાખી જોતાં જણાય છે કે સર્વ પ્રાણી માત્ર સદાકાળ પોતપોતાને સુખ મળે તેનો માર્ગ શોધી પગલાં ભરી સુખના સાધનો સાધવા પ્રયત્નો કરે છે. તે પ્રયત્નોના પ્રમાણમાં સ્વલ્પ સુખ પણ ભોગવે છે. તોપણ તડકાની પછવાડે છાયા રહેલી છે. તેજ નિયમ પ્રમાણે સુખ પાછળ દુઃખ પણ રહેલું હોય છે. તેથી કરીને કોઈ મનુષ્ય કેવળ સુખ ભોગવી શકતા નથી. તેથી મન કામના નિવૃત ન થતાં આ

સ્વચ્છતા અને સ્વાસ્થ્ય,

ચોળી અને પહેરવાના કપડાં ઘણા ચોખ્ખા રાખવાં જોઇએ, ખોરાક જલ્દી હજમ થનારો અને શુદ્ધતા પૂર્વક બનાવવામાં આવેલ હોય તેજ ખાવો જોઇએ, એટલુંજ નહિ પરંતુ તે નિયમિત વખતે ખાવો જોઇએ, સ્વચ્છ અને ખુલ્લી હવામાં રહેવું જોઇએ, અને જો બની શકે તેમ હોય તો સવારમાં કોઇ દેવમંદિરના દર્શન માટે અથવા નદીએ ન્હાવા માટે દરરોજ જવાનું રાખવું જોઇએ, તેથી સાધારણ કસરત પણ થઇ જાય અને ખુલ્લી હવાનો લાભ પણ મળી જાય, બધાં કાર્યો નિયત સમયે કરવાં જોઇએ. દરરોજ ચાર પ્યાલા પાણી—જેને પહેલેથી ઉકાળીને ઠંડુ કરી લીધેલ હોય—તેવું જોઇએ, તાજાં ફળો અથવા મુરબ્બો પ્રમાણમાં લેતા રહેવો એ લાભકારકછે, ચટણી, મસાલા અને બીજા ઉત્તેજક પદાર્થો સદંતર બંધજ કરી દેવા જોઇએ.

અપૂર્ણ.



## હિંદ સમાચાર.

કલ્યાણી પ્રેસના માલિક અને પ્રીન્ટરને દેશનો અવાજ નામે ફીતુરી ચોપાન્યું છાપવા બદલ કલકત્તામાં પકડયા છે.

કલકત્તા ખાતે મંજુરે આલમ નામના માણસને ખીલાફત સ્વરાજ્ય અને ખાદી પ્રચારના સંબંધમાં ઉર્દુમાં ભાષણ આપી ફીતુર ફેલાવાનો આરોપ મૂકી બે વર્ષની સખત કેદની સજા કરાઇ છે.

ડીડીગુલના મેજીસ્ટ્રેટે નિત્યાનંદ સ્વામીને પીકેટીંગ કરવા બદલ બે માસની સજા કરી છે.

દેશબંધુ દાસ તા. ૯ મી ઓગષ્ટે અલીપોર જેલમાંથી છુટા થયા છે.

બરમા ક્રોનસ્પીરેન્સી કેશવાળા પંડિત રામકૃષ્ણે આંદામાનમાં પોતાની જનોઇ લઇ લેવાના કારણે ૯૦ દિવસના અપવાસ કરી દેહ ત્યાગ્યો છે.

હૈદ્રાબાદ હાઇકોર્ટમાં વધારાના જડજ તરીકે પંડિત કાશીરામ નામના હિંદુને નિમ્યા છે.

દરીયાના પાણીના ગુણ-ખસ ખુજલી ગડ ગુમડ વિસ્ફોટક ઇત્યાદિ ગરમીના અને ચામડીના દરદો દરીયાના ક્ષારવાળા પાણીથી નહાવાથી મટી જાય છે, સગવડ હોય તેણે દરીયા કીનારે નહાવા જવું, અને ખુબ ઘસીને નહાવું. ઘરે પાણી મંગાવીને પણ નહાવું ઠંડાં પાણી વતી નહાવું.



# સુરત જૈન વનિતા વિશ્રામને છેલ્લા ત્રણ માસમાં મળેલી મદદ.

૭૫-૦-૦ શેઠ નાગજી અમરશી.
૩૦-૦-૦ સુભદ્રા બ્હેન રી ના.
૨૫-૦-૦ શેઠ નગીનચંદ કપુરચંદના પુત્ર ભાઇ શાંતિલાલના લગ્નની ખુશાલીમાં.
૨૫-૦-૦ મોહનલાલ ભગવાનદાસ.
૧૫-૦-૦ સૌ. લીલાબ્હેન લાલભાઇ ત્રીકમલાલના પત્ની.

શેઠ નથુભાઇ કીરપારામ જુનાગઢવાળા તરફથી પોતાના પુત્ર ચી૦ ભાઇ ચિત્તરંજનને સુરત મુકામેથી જુનાગઢ પોતાને વતન લઇ ગયા તે પ્રસંગની ખુશાલી નિમિતે આશ્રમની દરેક બાળાઓને ખાદીના પોલકા તેમ નાની છોકરીઓ માટે ફરાક તેમ ગમલા ઈનામ રીતે આપવામાં આવ્યાં હતાં.

## જાહેરખબર આપનારાઓને ઉત્તમ તક.

મહિલા ભુષણને માટે સારી જાહેરખબર થોડા પ્રમાણમાં આવતા અંકથી લેવી છે. આ પત્રનો ટુંક સમયમાં બહોળો ફેલાવો થયેલો છે. જાહેરખબર આપનારાએ પત્ર વ્યવહાર કરવો.

વ્યવસ્થાપક—મહિલાભૂષણ.
ગોપીપુરા—સુરત.

## હાર્મોનીયમની જરૂર.

શ્રી જૈન વનિતા વિશ્રામમાં બાળિકાઓને રાત્રે એક કલાક સંગીત શીખવવામાં આવે છે. તેમને માટે એક હાર્મોનીયમની જરૂર છે. જો કોઇ ભાઇ કે બ્હેનની ઇચ્છા હોય તે પોતાના નામ સાથે આ સંસ્થાને એક હાર્મોનીયમ મોકલી પુન્ય ઉપાર્જન કરશે.

# ભારતીય મહિલાનો રાસ.



પદ (શીખ સાસુજી દે છે રે એ રાગ.)

આવો આજ ઉમંગેરે, પ્રભુજીને આંગણીએ,
પાડી તાળી ગજાવોરે, રૂડા રાગ રાગણીએ.
પાડી તાળી સુસંપિરે, કુસંપને દૂર કરી,
એક તાલે ને સુરેરે, ગાઓ રૂડી આ રજની.
આવો હિન્દુ સોહાગણરે, પતિ ભક્તિમાં પૂરી,
ડાહી, શાણી, સુશીલારે, દયાળુને દીન નળી.
આવો ભોળાને પ્રૌઢારે, સુંદર કોકિલ કંઠી,
ગાઇ ગીત રસાળાંરે, દીપાવો નીજ ભારતી.
આછે સોને શોભીતીરે, રૂડા ગૌર દેહ થકી,
ચાલે હરિણી શી ચપળારે, રસિલીને નાજુકડી.
મીઠા બોલી, બોલકણીરે, ગુલાબ શી મંન હરણી,
એવી પારસી મહિલારે, આવો લઇએ રસ લ્હાણી.
ચક્ર પડદે પૂરેલીરે, પતિ પ્રાણ પતિ ઘેલી,
જ્ઞાન વિદ્યા વગરનીરે, પિંજર કેરા પક્ષી સમી.
તોયે પ્રૌઢ તેજસ્વીરે, થોડા બોલીને ગંભીરી,
આવો ઇસ્લામી સુંદરીરે, આપણ રમીએ એક થઇ.
આવો જુઇ સમ ઝીણીરે, નાજુક નાગર મહિલા,
શાણી રસિક સુલક્ષણીરે, દક્ષિણ કેરી દુહિતા.
આવો પ્રૌઢ પંજાબીરે, કોકીલ કંઠી કચ્છી,
પ્રેમ ભક્તિ પુનીતારે, રૂડી બંગની રમણી.
રજપુતની રામારે, જાજલમાનને શૂરી,
પતિ ભક્તિ પરાયણરે, નહિ યુદ્ધે અધુરી.
આવો રસિક સોહાગણરે, ખીલી આ રસવાડી,
જય ગીત ભારતનાંરે, ગાઓ પાડી રસ તાળી.



# વિષયાનુક્રમણિકા.



## શ્રી જૈન વનિતા વિશ્રામનો હેતુ.

હો૦ ગોપીપુરા—સુરત.

આ સંસ્થાનો મુખ્ય હેતુ એ છે કે જૈન વિધવા બ્હેનો આ સંસ્થામાં રહી સાધુ જીવન ગાળે, ધર્મનીતિ સંબંધિ જ્ઞાન પામે, તેઓનું નિરૂદ્યમી જીવન ઉદ્યોગી બને, તેઓ કર્તવ્યપરાયણ થાય, તથા તેઓની માનસિક તથા આધ્યાત્મિક સ્થિતિ સુધરે કે જેથી તેઓનું જીવન આપોઆપ શાંતિવાળું ગૌરવવાળું તથા આત્મશ્રદ્ધાવાળું બને, અને તેઓ પોતાના કુટુંબને સહાયક, તથા સમાજને પણ ઉપયોગી થઈ પડે. તે ઉપરાંત સાધવા શ્રાવિકા બ્હેનો તથા જૈન કન્યાઓને ધર્મનિતિની તથા વ્યવહારિક કેળવણી આપવી કે જેથી તેઓ ઉત્તમ ગૃહિણી તથા માતા બને કર્તવ્યનિષ્ઠ થાય.


આ પત્ર સુરત લીમડા ચોકમાં આવેલા દેશી મિત્ર પ્રેસમાં મગનલાલ વનમાળીદાસે છાપ્યું અને બ્હેન રૂકિમણી હીરાચંદ મોતીચંદની વીધવાએ ગોપીપુરા સુરતમાંથી પ્રકટ કર્યું.

# મહિલાભૂષણ.

પુસ્તક ૩ જું. ઓગષ્ટ સને ૧૯૨૨ અંક ૩ જો.


## સ્તુતિ.

પદ કલ્યાણ રાગ.

શ્રી જીનેશ્વરા પ્રભુજી હિતકરા,
અબળાઓની નમ્ર વિનતી ધ્યાન ધર જરા. શ્રી. (૧)
અશરણના આધાર તમે છો,
મુક્તિ તણા દાતર.
કરો કૃપા કરુણાના સાગર,
અરજી ઉરમાં ધાર. શ્રી. (૨)
ભવજળ તારણ કષ્ટ નિવારણ,
શુદ્ધ સ્વરૂપી દેવ.
આતમના આધાર તમે છો,
નિશદિન કરૂં તુમ સેવ. શ્રી. (૩)
દયાજનક આ દશા અમારી,
અજ્ઞાનતા કરો દુર.
રાગદ્વેષ ઇર્ષા અદેખાઇની,
જડતા કાઢો જરૂર. શ્રી. (૪)
અવગુણતાના અનેક દોષો,
દુર કરો પ્રભુ વીર.
કરૂણાનિધી કરૂણા કરજો,
નિત્ય નમાવું શીર. શ્રી. (૫)



સંપાદિકા

# અબળા દર્પણ.

" કહે નેપોલીયન દેશને કરવા આબાદાન;
સરસ રીત છે એજ કે દો માતાને જ્ઞાન."

દેશમાં સ્ત્રીઓની સ્થીતિ સુખી છે કે દુઃખી તેનો વિચાર કરવો તે ગંભીર છે. પ્રાચીન કાળમાં વિદ્યાપ્રાપ્ત કરવાના અભાવે સ્ત્રીઓને જોઇએ તેટલું જ્ઞાન મળતું નહોતું. ખરેખર, તેઓને સંસારીક જ્ઞાન વિશેષ હતું તેમ કહીએ તો અયોગ્ય નજ કહેવાય, પણ આધુનીક કાળમાં તેથી ઉલટું જોવામાં આવે છે.

આપણામાં એવો સંપ્રદાય છે કે પુત્ર પ્રસવે ઉમંગે સાકર વહેંચાય છે. ત્યારે પુત્રી જન્મ સમયે કંઇપણ ઉત્સવ જોવામાં આવતો નથી. પુત્રીને પરઘર મોકલવી છે, એ તો પારકા ઘરની વસ્તી છે, એવા વિચાર કરી પુત્રી જન્મ નિર્માલ્ય છે એવું લેખાય છે. નાની છોકરીઓ ઢીંગલી અને ઢીંગલા સાથે રમે છે એ સૌ કોઈ જાણે છે. જો આ તારી સાસુ, આ તારા સસરા, એવું કહી ઘણી સ્ત્રીઓ નાની છોડીઓની મશ્કરી કરે છે. બચપણથીજ શ્વસુર પક્ષના વિચાર નાની સંસાર વિરક્ત બાળામાં મૂકવા તે સારૂં ન કહેવાય. નાની છોડીયોને લગ્ન શું છે તેનો ખ્યાલ પણ હોય ખરો કે ? બાલ્યાવસ્થામાં ભણાવવા ગણાવવાનું મૂકી દઇ આવી ખોટી ભ્રમણામાં મૂકવી તે અનુચિત છે. જે મા બાપો પોતાની પુત્રીના લગ્ન બાળપણમાંજ કરે છે. તેઓ સમજતા નથી કે લગ્ન કયા પ્રકારનું હોવું જોઇએ. પારસી, ક્ષત્રીય, તથા દક્ષણી કોમમાં નિહાળશો તો આંખ ઉઘડશે કે લગ્ન તે ખરેખર લગ્નજ છે, અને તેઓજ પુત્રીની શુભ આશિષના ભાગ્યશાળી થાય છે. કન્યાવિક્રયથી પિતરૌ અધમ ગતિને પામે છે, કેમકે જ્યારે શ્વસુર પક્ષ તરફથી પુત્રીને ઘણી કનડત થાય છે, ત્યારે પુત્રી પોતેજ અંતઃકરણથી, ઘણા નિસાસાથી પોતાના મા બાપને શાપ દે છે કે તમારો નર્કમાં વાસ હજો ! મા બાપ પોતે દલાલ છે તે વાસ્તવિક છે, પરંતુ તેઓએ ગૌપુત્રીના શુભ ભવિષ્યની ખાતર, પોતાની સ્વાર્થબુદ્ધિ ત્યજી, કન્યાવિક્રય તથા બાળલગ્ન વર્જ્ય કરી, સારૂં સ્થાન જોવું તે તેમની ફરજ છે. કણબી અથવા પટેલમાં લગ્ન રિવાજ નિંદનિય છે. કારણકે જ્યારે સંતાન ઉદરમાંજ હોય છે ત્યારથી તેઓમાં લગ્નની આગળથી તૈયારીયો તથા સરતો કરી મૂકે છે. પુત્રીના લગ્ન પછી, વળાવવાના સમયનું વૃત્તાંત તથા દેખાવ પાષાણસમ હૃદયને પણ પીગળાવે તેમાં શંકા નથી. માતા કહે છે " હે વ્હાલી પુત્રી ! હું હવે તને જંગલમાં મૂકું છું, અરણ્યમાં માર્ગ શોધવો તે તારૂં કર્તવ્ય છે. તારા પતિની સેવા કરજે અને ઇશ્વર સર્વ અનુકુળ કરશે. તારી સાસુ તારા સસરાનું વેણ પાળજે. તારૂં નસીબ હશે તો સુખ ભોગવીશ. વ્હાલી પુત્રી વધારે કહી શકતી નથી." એમ કહી માતાના પ્રેમચક્ષુમાંથી જળધારા વહે છે. તેની સાહેલીયો પણ તેવી શિખામણ દઇ, પ્રેમથી આલીંગન કરી સ્નેહના આંસુ ગળે છે. સાસરે આવ્યા પછી વહુનું સગું કોણ ? મા બાપે પુત્રી આપી, એટલે જો પ્રથમ તેણીનો પતિ સંભાળ ન લે તો બીજું કોણ લે ? પતિની આવ ફરજ છે કે તેણીની

પુરતી સંભાળ રાખવી જોઇએ. વૃદ્ધ માતા પિતા જે પોતાના જુના અસલના રિવાજના વળગી રહેલા છે, તે હાલના ઉછરતા યુવાનોનું કહ્યું કેમ માને ? તેઓને સીનેમા, સંગીત શાસ્ત્ર, રસીલી વાતો વગેરે મોજશોખ તરફ લેશપણ પ્રીતિ હોય ખરી ? વર્તમાન કાળના સમયનું યુગલ જયારે ઉપરના મોજશોખમાં ડુબી અન્યોઅન્ય તરફ પત્રવ્હેવાર કરે, ત્યારે બળતા અગ્નિમાં ઘી હોમવા જેવું થાય તેમાં શી નવાઇ ? તેની જવાળા વૃદ્ધ સાસુ સસરાના હ્રદયને બાળી નાંખે. જો કદાચ માતા પિતા પ્રેમ શું છે, એ કળે તો પરિણામ સારૂં આવે. કદાચ જો સાવકી સાસુ, નણંદ, ભોજાઇ, ઘરમાં હોય, તોતો સગાવ્હાલામાં અપ કીર્તિનાજ રણશીંગા વાગે. સાવકી સાસુના કઠોર વચન આપણે ઘણાં સ્થળે સાંભળ્યા છે, અને તેનાં પરિણામ ઘણાં દુઃખદાયક નિવડયાં છે, જેઓએ સરસ્વતીચંદ્ર પાઠ ૧ વાંચ્યો હશે તેઓને તો તે દ્દષ્ટાંત આંખ આગળજ તરી આવશે. જયારે ઘરમાં કુસંપ તથા હાલની ફેશનને લીધે કજીઆ વધી પડે છે, ત્યારે નવયુગલને આંખે પાટા બાંધવા પડે છે, અથવા શું કરવું એવી ભ્રાંતિમાં પડી સાહસ કરવા તૈયાર થાય છે, જો પત્ની કેળવાયેલી હોય તો પરિણામ કંઇક સારૂં આવે છે, નહિતર તે સમયનું આચરણ તદ્દન જૂદુંજ છે. પતિ જો કાચા કાનનો અણુસમજુ હોય તો સ્ત્રીની શી દશા થાય તે કહી શકાતું નથી. આવા દ્દષ્ટાંતોથી કોઇ ભાગ્યેજ અજાણ્યું હશે. ઘરસુત્ર ચલાવવું અને કાંટાની શય્યામાં સુવું તે બરાબર છે. પોતાના ઘરનો વૈભવ, તથા મોટાઈ જાળવવી તે સ્ત્રીની ફરજ છે. પુત્રીઓ, જે ભવિષ્યની માતા છે તેઓમાં બચપણથી સંસારીક, વ્યહવારીક બીજ આરોપવા તે માતાની ફરજ છે. ગામડાઓમાં તો કેળવણીનો પ્રચાર તદ્દન ઓછો છે, અને એટલેજ તેઓની આબાદી જોઇએ તેટલી નથી. જયાં સ્ત્રીઓ કેળવાયેલી છે ત્યાંજ ઉન્નતિ ગાજી રહે છે. અસલ રાજા રજવાડામાં સ્વયંવર થતો એટલે ઇચ્છિત લગ્ન થતું, અને તેથીજ આબાદી હતી એમ લખીયે તો ખોટું ન કહેવાય. જે દેશમાં સ્ત્રીઓ કેળવાયેલી છે તથા કુશળતા ધરાવે છે તે દેશની જાહોજલાલી પ્રશંસનીય છે. દરેક મા બાપની ફરજ છે કે તેમને તેમના પુત્ર-પુત્રીઓને બાલ્યાવસ્થાથીજ સુમાર્ગે દોરી ઉચ્ચિત માર્ગ લેવો કે જેથી ભવિષ્યમાં દેશની તથા પોતાના કુળની આબાદી થાય.

અમદાવાદ. કરૂણાશંકર નથુરામ મહેતા.



# 'રેંટીઓ, દ્રારિદ્રય દૂર કરે છે.'

મધ્યરાત્રીનો સમય હતો. મેઘરાજા અને તીમીર વચ્ચે જબરી હરિફાઇ ચાલી રહેલી હતી. મેઘરાજાની સ્વારી હોવાં છતાં ઘણા લોકો જાણે તેનું અપમાન કરતાં હોય ને એવી રીતે નિદ્રાને વશ થયાં હતાં. ઘણા વીદ્યાર્થીઓ પોતાની છ માસીક પરિક્ષા માટે પોતાથી બનતો પ્રયાસ કરવા અંગ્રેજી કવિ લોન્ગફેલોની,

The heights by great men reached and kept,
Were not attained by sudden flight;
*But They while their companions slept,*
Were toiling upwards in the night.

કવિતાનું સ્મરણ કરી ઉચ્ચ પદવી મેળવવાની આશાએ શક્તિવાન થઇ મધ્ય રાત્રીએ પણ અભ્યાસ કરતો માલમ પડતો હતો.

આ દરમ્યાન એક નાના સરખા ઘરમાં રડારોળ ચાલી રહેલી હતી. ઘરનું છત્ર ઉડી ગયું હતું; અને તે પુરૂષનો આત્મા પોતાની સ્ત્રીને અને એક વર્ષનાં બાળકને આ લોકમાં મૂકી પરલોકમાં ગયો હતો. હે વાંચક; તને ખબર તો હશે કે જયારે બાળક જન્મે છે ત્યારે તેનાં સગાંવહાલાં અને માતપિતા કેવાં હરખઘેલાં થઇ જાય છે? પણ તેજ વખતે તે બાળક તો રડે છે. વળી જયારે કોઇનું મૃત્યુ થાય છે ત્યારે એજ સ્વાર્થી લોકો રડે છે અને પેલા માણસનો આત્મા હરખાય છે કારણ કે તે આ પાપી સંસારના પાપમાંથી મુક્ત થયો. આજ પ્રમાણે આ માણસ મોહ જાળમાંથી મુક્ત થઇ, સ્વાર્થીઓને શોકમાં મુકી ચાલ્યો ગયો છે.

સવારનાં પણ રડારૂટ ચાલી રહેલી છે. ઘરમાં જે પાંચ પચીશ રૂપીયા હતા તેમાનાં થોડા તો તેને અવલ મંજલ પહોચાડવા ખરચાયા છે.

આ વાત ને એક વર્ષ વીતી ગયું છે, પેલી વીધવા સ્ત્રી પોતાના અને પોતાના દીકરાના ગુજરાન માટે જીવતોડ મહેનત કરી રહી છે. બંને જણા ગઇ ગુજરી વીસારી જઇ ...ની વેઠમાં પડેલાં છે.

આવાં દુઃખદાયક બીજા ચાર વર્ષ વીતી ગયાં અને વળી સર્વેના કમનસીબે યુરોપ ખંડની મહાભારત લડાઇની શરૂઆત થવા લાગી, અને તે કુટુંબ તો શોકાર્ણવમાં વધારેને વધારે તણાતું ખેચાતું ડૂબવા લાગ્યું. એક દીવસ બપોરનાં તે કેટલીક બેનપણીઓ સાથે ગપાટા મારતી હતી. આ દીવસેજ આ બાઇ એક કલાક કામમાંથી છુટી થઇ છે, છોકરાની ઉમર આ વખતે છ વર્ષની થઇ હતી. વાતમાં છોકરાને નિશાળે મૂકવાની વાત નીકળી અને છેવટે તેને નિશાળમાં મુકવાનું નક્કી કર્યું.

તે સ્ત્રીની મહેનતનો પાર આવતોજ નથી. છોકરાએ અંગ્રેજી પાંચ ચોપડી સરકારી શાળામાં પૂરી કરી છે અને છઠ્ઠીમાં ગયાને હજુ બેજ મહિના થયા છે. એક દીવસે તે છોકરો ઘેર મોડો આવ્યો ને માને કહેવા લાગ્યો, "મા, આ બધા ચોપડાને ઉકેરડે નાખ મારે હવે ભણવું નથી. બળ્યું એ પાપી ભણતર જહાનમમાં જાય એ ગુલામી નીશાળ" આ સાંભળીને તેની મા એકદમ બુદ્ધિ વિલાસમાં પડી વિચારવા લાગી 'હવે કરવું શું?' શુદ્ધિમાં આવ્યા પછી નીચે પ્રમાણે વાતો ચાલી.

મા–ભાઇ તું આજે મોડો કેમ આવ્યો અને આ શું ? મને કાંઇ સમજ પડતી નથી. મને આ સ્પષ્ટ ભાસે છે.

છોકરો–મા આજે હું સભામાં ગયો હતો. વળી અમારી આખી નિશાળના છોકરાઓએ તો ફરીથી કાલે નીશાળમાં ન જવાનો ઠરાવ કર્યો છે. એ તો ગુલામીશાળા. અમે તો પંજાબ અને અમદાવાદના બનાવો માટે અસહકાર કરવાના.

માં–(ખૂશી થઇને) બેટા તેં ઠીક કર્યું. આપણે આપણા હિંદ દેશ માટે બને તેટલું કરવું. આપણે ગરીબ છીએ તો એશું ? પણ તેં આ પગલું બહુ ઉતાવળથી ભર્યું. હવે શું કરીશ ?

છોકરો–મા, 'પડશે તેવા દેવાશે. હું વિચાર કરીશ. આ પ્રમાણે વાતો કીધા પછી તેઓએ ખાઇ પીને નિદ્રાને આમંત્રણ દીધું પણ તે આવી નહિ. તેને બદલે 'હવે શું કરવું ?' તેના વિચારો બંનેના મગજમાં પેંઠા, ઉંઘ, ઉંઘને ઠેકાણે રહી. બીજે દીવસે છોકરાએ કહ્યું "મા હજુ અસહકારની શરૂઆતજ થઇ છે, ખાદી પણ વપરાવવા માંડી છે. અને મહાત્મા ગાંધીજી કહે છે કે આપણે તો રેંટીયાં ચલાવવા ને ખાદી પહેરવી માટે હું તો બીજું વધારે દેવું કરી રેંટીયો લાવીશ." માએ કહ્યું "એ પણ ઠીક છે."

"બીજે દિવસે મા દિકરાએ સુતર કાઢયું. થોડાક દીવસ ગયા બાદ તેને નવાં રેંટીયા લીધા ને પગાર આપી કેટલાક માણસો બોલાવ્યા કામ બહુ ઝડપથી ચાલ્યું અને છેવટે તેને વણકરોને પણ બોલાવ્યા. ખાદીની અછતને લીધે તેની શુદ્ધ ખાદી ખપી જવા માંડી અને તેને ફાયદો થવા માંડયો, પછી તેને સ્વદેશી ભંડાર સાથે ગોઠવણ કરીને ખાદી મોકલવા માંડી આથી તે ઘણો પૈસાદાર ધીમે ધીમે બનવા લાગ્યો, અને તે એક ગરીબ અવસ્થામાંથી પોતાની માને રેંટીયાના ચમત્કારથી સૂખી અવસ્થામાં લઇ આવ્યો. આવી સુખી સ્થિતિમાં પણ હજુ તે સ્ત્રી રેંટીયો કાંતે છે અને તેને દેવ તરીકે પૂજે છે.

જોયું ? રેંટીયો શું કામ નથી કરી શકતો ? આ ગરિબ લોકોને સુખમાં લાવી બાજી બદલી પૈસાદાર બનાવી દીધા, રેંટીયો, રેંટીયો, એ, એ લોકોના મનને એક મંત્ર થઇ પડયો અને તેજ મંત્રે તે લોકોનો ઉદ્ધાર કર્યો. હજુ પણ એ વિધવા સ્ત્રી પોતાની ગત સ્થિતિનો ખ્યાલ કરે છે ત્યારે 'હાશ મ્હારો રંગીલો, રઢિયાળો રેંટીયો' એ શબ્દો અંતઃકરણમાંથી જાણે અજાણે નીકળીજ પડે છે. રેંટીયાએ આ કુટુંબનું દારિદ્રય દૂર કર્યું કે જે એ કુટુંબમાં કેટલાં વર્ષથયાં વાસ કરી રહ્યું હતું એજ રેંટીયાનો ચમત્કાર. એનાથી બીજો ચમત્કાર કેવો ? રેંટીયો, રેંટીયો, ને રેંટીયો ?'

લેખકઃ–ઇશ્વરલાલ છોટુભાઇ લાકડાવાળા સુરત.



# બાળકોનું સ્વાસ્થ્ય.



લેખકઃ—બાવજી દામજી શાહ.

( ગયા અંકથી ચાલુ )

મકાનની ખડકીઓજ રાતદિવસ ખુલ્લી રાખવી જોઇએ. ખાસ કરીને રાત્રે સુવાના ઓરડામાં બારી–બારણાં ખુલ્લાં રાખવા જોઇએ જેથી હવાની આવ જા થયા કરે. રાત્રે વધારે જાગવું એ નુકશાન કારક છે. સાડા નવ અથવા દશ વાગતાં સૂઇ જવું વધારે સારૂં છે. બીછાનું ગરમ અને હલકું હોવું જોઇએ. માથું અને મુખ ઢાંકીને કદિ પણ સુવું જોઇએ નહિ. સુવાવડી અથવા સગર્ભા સ્ત્રીને તાજી હવા ઘણી જરૂરની છે, સગર્ભા સ્ત્રીને તેઃ ખમણું ઓકસીજન મલવું જોઇએ.

જે સ્ત્રી વિધિપૂર્વક અને આચાર–વિચારથી વર્તે છે તે પોતાનાં બચ્ચાંને નવ માસ પર્યંત દૂધ પાઇને પાળી શકે છે, વારંવાર છાતી ચૂસવાથી દૂધ વધે છે. કોઇ સ્ત્રી એમ કહી શકતી નથી કે 'મારામાં દૂધ રહ્યું નથી' જો બચ્ચાંને દૂધ નિયમાનુસાર તે પાવામાં ન આવે તો દૂધ ધીરે ધીરે પ્રમાણમાં ઓછું ઓછું થતું જાય છે. તે એટલે સુધી થઈ જાય છે કે દૂધ આવવુંજ બંધ થઈ પડે છે. જ્યારે જ્યારે બચ્ચાંને ધવરાવવામાં આવે ત્યારે ત્યારે બન્ને સ્તનો વડે ધવરાવવું જોઇએ, જેથી સ્તનોમાંના દૂધનું રક્ષણ થવા પામે તથા ફોલ્લા વગેરે થવાનો સંભવ ન રહે.

બચ્ચું જન્મ્યા પછી માતાએ લગભગ ત્રણ માસ સુધી આરામ લેવો જોઇએ, વધારે કામ કરવાથી શરીર દુર્બલ બની જાય છે, દૂધ મેલું થઇ જવા પામે છે, તેમજ ઓછું થવા માંડે છે, જેથી બચ્ચાંને જુદા જુદા પ્રકારનું દુઃખ વેઠવું પડે છે માતાએ પોતાને પચે તેટલું દૂધ પીવું જોઇએ, અને હમેશ ખોરાક વખતસર ખાવો જોઇએ, સુવાવડીને દાળ, ભાત, સદે તેવા શાક, ફળ તથા જવનું પાણી આપવું જોઇએ. દરરોજ વખતસર થોડી કસરત કરવી જોઇએ તથા ખુલ્લી હવાનો લાભ લેવો માતાઓને ઘણી જરૂરી બાબત છે.

**બચ્ચાંનાં કપડાં.**

બની શકે ત્યાં સુધી બચ્ચાંને ગરમ રાખવું જોઇએ. પરંતુ બચ્ચાંને કપડાં વડે લાદવું નહિ જોઇએ, બચ્ચાંને બધાંની અંદર ફલાનલનું કપડું પહેરાવવું સારૂં છે. પગમાં ગરમ મોજાં પહેરાવવાં જોઇએ, અને તેની કમરની આસપાસ ફલાનલનો ટુકડો વીંટાળી દેવાથી શરદી લાગવાનો સંભવ ન રહે. ગરમીની મોસમમાં પણ બચ્ચાંને મોટું કપડું પહેરાવી રાખવું જોઇએ.

**બચ્ચાંનો ખોરાક.**

બચ્ચાંનો સ્વાભાવિક ખોરાક માતાનું દૂધ છે. કે જે ઘણું સસ્તું અને સહેલાઇથી મળતું હોય છે. તેમ કોઇ પણ પ્રકારે તે નુકશાન કરતું હોતું નથી, જો માતાની તંદુરસ્તી

બરાબર હોય, તે આચાર-વિચારથી રહેતી હોય તેમજ બચ્ચાને નિયમિત વખતે ધવરાવતી હોય તો માતાનું દૂધ બચ્ચાંના પોષણ માટે પુરતું છે.

બચ્ચું જન્મે ત્યારથીજ ધવરાવવાનું શરૂ કરાવી દેવું જોઇએ, તેમજ નીચે જણાવેલી બાબતોનું ધ્યાન રાખવું જોઇએ.

(૧) સરૂઆતમાં બચ્ચાંને બબ્બે કલાકે ધવરાવવું જોઇએ. પરંતુ રાતના સમયે તો બે વખતજ. અર્થાત્ ચોવીશ કલાકમાં લગભગ દશ વખત ધવરાવવું જોઇએ, પહેલા બે માસમાં આ નિયમનું અનુસરણ કરવું જોઇએ ત્યારપછી ત્રીજા મહિનાથી નવમા મહિના સુધી બચ્ચાંને દિવસમાં ત્રણ વખત અને રાત્રે માત્ર એક વખતજ ધવરાવવું જોઇએ. ધવરાવવાંનો સમયની અટકળ કરવાની જરૂર ન રાખતાં બની શકે તો ઘડિયાળમાં જોઇને ધવરાવવું જોઇએ.

(૨) ધવરાવવાનું ધીરે ધીરે રાખવું જોઇએ, પંદર કે વીસ મીનીટ સુધી બચ્ચું ધાવતું રહે એ ઠીક ગણાય. લાગલાગટ ધવરાવ્યાજ કરવું નહિ. જયારે બાળક રોવા માંડે ત્યારે ધવરાવી રોતું બંધ કરવું જોઇએ નહિ, કારણકે પૂર્વે ધાવેલું ધાવણ પચવા પામ્યું ન હોય તેથી પણ બાળક કદાચ રોતું હોય છે.

(૩) દરેક વખતે ધવરાવતાં અગાઉ સ્તનો ધોઈ નાંખવા જોઇએ. દરેક વખત ધવરાવીને નાના સરખા મલમલના સ્વચ્છ કપડાંવડે બાળકનું મુખ લુછી નાંખવું જોઇએ. જેથી બચ્ચાંનાં મુખ પર છાલા પડે નહિ.

(૪) જયારે બચ્ચું નવ મહિનાનું થઇ જાય ત્યારે ધીરે ધીરે ચમચા તથા પ્યાલાનો પ્રયોગ શરૂ કરવો જોઇએ. એમ ધારવું નહિ કે ઘણા દિવસો સુધી ધવરાવ્યા કરવાથી બીજી વાર ગર્ભ ધારણ થતો અટકી પડશે. ઘણા દિવસો સુધી ધવરાવ્યા કરતા રહેવાથી માતા નિર્બળ બની જાય છે. તેમજ બચ્ચાંના શરીરમાં માંદગી પ્રવેશ કરે છે. અપૂર્ણ.



# સ્ત્રીઓએ ભણીને શું કરવું ?

લેખિકાઃ—કમળાબ્હેન દેવચંદ.

ભણીને શું કરવું ? એ પ્રશ્ન ઉત્પન્ન થતા એક બીજો પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે ભણવું એટલે શું ? પ્રથમ ભણવાનો અર્થ સમજાય ત્યારે ભણ્યા પછી શું કરવું ? તેની ચિન્તા કરવી. ભણવું એટલે ? આંનો ઉત્તર સંક્ષેપમાં અને સીધી સરળ ભાષામાં કહું છું કે નિંદ્રામાંથી ઉઠવું, બસ એજ એનો ઉત્તર. અર્થાત્ જેમ નિંદ્રામાં સુતેલા માણસને પ્રત્યક્ષ પદાર્થનું જેમ ભાન નથી તેમ અભણ માણસને પ્રત્યક્ષમાં હિતાહિતનું જ્ઞાન નથી. ત્યારે કર્તવ્યાકર્તવ્યનું જાણપણું થવું તેનેજ હું ભણવું કહું છું. જયારે આપણે ભણ્યા ને જ્ઞાન દ્વારાએ ભાન થયું કે આ મને કરવા યોગ્ય છે અને આ મને કરવા યોગ્ય નથી. આ ભક્ષ્ય અને આ અભક્ષ્ય છે. આ લક્ષ્ય છે આ અલક્ષ્ય છે. ત્યારે આ દંદવાદનું ફલિત સુખ અને દુઃખ જણાશે. પ્રાણી માત્ર સુખ ચાહે છે દુઃખ કોઈ ચાહતું નથી. વાર ત્યારે સુખનાં કારણો જે ભણતર દ્વારાએ આપણને માલમ પડયાં તે કારણો ભણીને આપણે પુરૂષાર્થિ થઈ ચાલતા આપણને આપણી ઇચ્છિત વસ્તુ (સુખ) પ્રાપ્ત થશે. ત્યારે દ્વિતીય પ્રશ્નના ઉત્તરની સાથે

પ્રથમ પ્રશ્નનો ઉત્તર એની મેળેજ મળી જાય છે કે ભણીને સુખ પ્રાપ્ત કરવું. સુખના વળી બે ભેદ છે. એક ઐહિક અને પારમાર્થિક. તમારે કયા સુખની ઈચ્છા છે ? ઐહિક સુખને માટે જો તમારૂં મન તલસતું હોય; તો ભણીને વ્યાપાર કરો, ચાકરી કરો, કોઇને ભણાવો, કોઇને કળા શીખવો અર્થાત્ જે કાંઇ ભણવામાં આવ્યું છે તેનો ઉપયોગ જગતમાં કરો. તમારી જીંદગી સુખમય થશે યદિ તમારે પારમાર્થિક સુખની ઇચ્છા છે તો, તમારૂં ચરિત્ર મહાન સ્ત્રીઓના જેવું બનાવો. મહાન સ્ત્રીઓનાં દૃષ્ટાન્તો તમે ભણ્યા છો એ દૃષ્ટાન્તો ભણવાનો હેતુ શું છે ? તે તમે પોતેજ સમજી શકો છો. જ્યારે તમે પારમાર્થિક સુખ લેવા ધારશો તો તે સુખને અપાવનાર તમારૂં ભણતર તમને મદદગાર થશે. માટે ભણીને અનંત સુખ પ્રાપ્ત કરવું, એ લક્ષ્ય બિન્દુને વળગી રહી તેવું પુરૂષાર્થ કરવું.

નિઃસ્વાર્થ બુદ્ધીથી કરેલી વિશ્વસેવા પારમાર્થિક સુખ આપનારી છે. અને એ જ્ઞાન ભણ્યા પછી થાય છે માટે ભણીને શું કરવું એ પ્રશ્ન કરવા કરતાં ભણીને ભણાવવું, અંધકારમાંથી પ્રકાશમાં લાવવું એ કેવી રીતે ? એવા પ્રશ્નોની માલા આપણે પહેરીશું ત્યારે ખરૂં રહસ્ય સમજાશે. ભણીને જે કર્તવ્ય પરાયણ થતા નથી તે ભણ્યાં પણ ગણ્યા નહિ. માટે જીવન સાર્થક કરી ઇષ્ટ પ્રાપ્ત થાય એ હેતુ ભણતર પછીનો હોવો જોઇએ. માટે તમો તમારામાં જે ભણતર જુઓ છો, જે જ્ઞાનના ધણી થયા છો, તે જ્ઞાન તમારૂં નથી, પણ તે જ્ઞાન પ્રભુનું છે. આ વિશ્વ પ્રભુનું છે, ત્યારે તમારી પાસે જે કાંઇ છે તેના ભાગીદાર તમારી વિશ્વ ભગીનીઓ છે. જો એકલા ભોગ કરતાં રહેશો તો સ્વાર્થિ કરશો. માટે ધ્યાનમાં રાખો કે ગમે તે પ્રકારની સેવા કરી જીવન સાફલ્ય કરવું એજ ભણીને કરવાનું છે. એજ મહાન સ્ત્રીઓએ કરેલું છે અને કહેલું છે કે મહાજનો યેન ગત સપંથાઃ એ સૂત્રને પાલન કરવું એ આપણી ફરજ છે.

## સ્ત્રીઓના સંબંધમાં પાશ્ચાત્ય પંડિતોનાં વિચારો.

અનુવાદકઃ—પ્રભાશંકર રતનજી ઉપાધ્યાય હળવદ કાઠિયાવાડ.

(૧૫) પત્નીપદ ને યોગ્ય કેવી સ્ત્રી છે ? એવો જો મને કોઇ પ્રશ્ન કરે તો હું તેને એવો ઉત્તર આપીશકે, જે સ્ત્રીએ પોતાનાં માતપીતાની આજ્ઞાનું કદી ઉલ્લંઘન કર્યું ન હોય તે સ્ત્રી પત્ની હોવાને યોગ્ય છે.

ગેટેઃ— (૧૬) તેનું સૌન્દર્ય, તેનું તારુણ્ય, તેનો આનંદી સ્વભાવ, તેના ગુણ, તેના દોષ, તેના અનેક સ્વભાવ-તરંગો એ તમામ મળીને પુરૂષનો પ્રેમ આકર્ષણ કરવાને કારણ રૂપ બને છે.

ગોલ્ડસ્મિથ—(૧૭) જે પોતાના પતિ અને પુત્રોને હમ્મેશાં આનંદમાં રાખે છે, તેની પાસે જગતની મહારાણીનો વૈભવ તુચ્છ છે.

હુકર:— (૧૮) બાલક સુંદર હોય અથવા કુરૂપ હોય તો પણ તેમાના અક્ષય પ્રેમ ના હિસ્સેદાર છે.

હર્મિસઃ— (૧૯) પતિવ્રતા સ્ત્રીમાં ઇશ્વરનો સંપૂર્ણ વૈભવ જોવામાં આવે છે.

હ્યુજેસઃ— (૨૦) માત્ર અવયવની રચનાથી સ્ત્રી ને સાચું સૌન્દર્ય પ્રાપ્ત થતું નથી.
હુંટઃ— (૨૧) સદ્‌ગુણી સ્ત્રી સંસારમાં તમામમાં શ્રેષ્ઠ રમણિય વસ્તુ છે.
જેરેમીટેલરઃ—(૨૨) સદ્‌ગુણી સ્ત્રી પ્રાપ્ત થવી, એ ઇશ્વરનું સર્વોત્કૃષ્ટ વરદાન છે.
ફિંઝલેઃ— (૨૩) જે વખતે માતા બાલકને ખોળામાં લઇ બેસે છે, એ વખતે તેની પ્રેમ દૃષ્ટિ કયાકુશલ ચિત્રકાર ચિત્રવામાં સમર્થ છે?
લામરટાઇનઃ—(૨૪) સ્ત્રી, મનુષ્યનો ડાબો હાથ છે.
લેન્ડોરઃ— (૨૫) ઘરમાં શાંતિનું સામ્રાજ્ય સ્થાપવાની ઇચ્છા હોય તો પોતાની સ્ત્રીને કોઇપણ કાર્યમાં સંશયાત્મિક નજરે ન જૂઓ.
બેકનઃ— (૨૬) પતિવૃતા સ્ત્રી અભિમાનિની, પરંતુ સરળ માર્ગમાં ચાલનારી હોય છે.
લુથરઃ— (૨૭) પુરૂષની અપેક્ષાએ સ્ત્રી વધારે સારી નિષ્ઠાથી ધર્મ પાલન કરી શકે છે.
માસ્ટનઃ— (૨૮) સ્ત્રીઓમાં વિનોદ અને ગામ્ભીર્ય, સુખ અને દુઃખ, પ્રીતિ અને દ્વેષ, એવા વિરોધી ગુણ-દોષ; સ્વભાવથી એકત્ર વાસ કરી રહે છે.
પ્લેન્ટસઃ— (૨૯) પુરૂષે સદ્‌ગુણરૂપી સ્ત્રી ધન હમ્મેશાં પાસે રાખવુંજ જોઇએ.
રૂસોઃ— (૩૦) ભણ્યા સિવાય અવલોકન-અનુભવ-થી સ્ત્રીનું જ્ઞાન વધે છે.
(૩૧) આલિંગન અને અશ્રુપાતથી સ્ત્રી પુરૂષને અંકિત કરી નાંખે છે.
સેવિલેઃ— (૩૨) હમારા કાનુન વિના સ્ત્રીની નજરમાં અધિક સત્તા છે.
શેકસપિયરઃ—(૩૩) સ્ત્રીનો અંતરંગ, પ્રેમ રજ્જુથી વણાયલો છે.
(૩૪) સ્ત્રીના નૈસર્ગિક સદ્‌ગુણોને શિક્ષણ પ્રકાશિત કરે છે.
સરરીચર્ડ સ્ટીલ(૩૫) પુરૂષને માટે જેમ સમજણ અને શકિત જરૂરની છે, તેમ સ્ત્રીને માટે મૃદુતા અને ભીરૂતાની પણ આવસ્યકતા છે.
સાઉદીઃ— (૩૬) મને સ્ત્રીના ભ્રકુટિ ભંગનો જેટલો ભય લાગે છે, તેટલો બીજા કોઇનો ભય લાગતો નથી.
સેંટપાયરેઃ— (૩૭) ધર્મમાં સ્ત્રી અને પુરૂષ બન્નેની સમાનતા કરવામાં આવી છે. પરંતુ આ વિચાર પ્રમાણે કેટલા ધાર્મિક પુરૂષ ચાલે છે?
ટવીસઃ— (૩૮) સ્ત્રીને માનવ જાતિનો વૈભવ સમજીને હું તેને માન આપું છું.
થેકરેઃ— (૩૯) સદ્‌ગુણી સ્ત્રી મૃત્યુલોકમાં એક સ્વર્ગિય પુષ્પ સમાન છે. એ પુષ્પ કેટલું સુંદર, કેટલું નિર્મળ, અને કેટલું નિષ્કલંક છે?
વોશિંગ્ટન અર્વિંગ-(૪૦) પોતાનું દુઃખ બીજા કોઇને નહિ કહેતાં તે અંતરની અંદર વેદના ભોગવે છે.
(૪૧) માતાના પ્રેમનો અભાવ, બીજા કોઈથી પૂરો થઇ શકે છે શું?
(૪૨) અનુભવ વિના પત્નિનું સાચું મૂલ્ય આંકી શકાતું નથી.
(૪૩) પુરૂષના દુઃખમાં દુઃખ, સુખમાં સુખ; માનમાં માન, અપમાનમાં અપમાન, આબરૂમાં આબરૂ, માનનારી, તેના દુર્ગુણ ઢાંકનારી, અને તેની સેવિકા—નહિ ગુલામી—બનતાં; પોતાનાં સ્વત્વને વિસરી જનાર કોઈપણ હોય તો તે માત્ર એક પત્નિજ છે.
જેયરમન— (૪૪) ઉત્તમગૃહ પણ સ્ત્રીના સાચા સુખમાં સમાયલું છે.
વિ: સં. ૧૯૭૬. કૃષ્ણ જયંતિ.

# સાધ્વીજી તથા શ્રાવીકાના પ્રશ્નોત્તર.

સંઘ સેવિકા-સૌ૦ હરકોર ચત્રભુજ પાલીતાણા.

પ્રશ્ન-શ્રાવિકા કહે ગુરૂણીજી મહારાજ અમો હમેશા સામાયિક કરીએ છીએ પણ તે સામાયક એટલે શું.

ઉત્તર-સાધ્વીજી કહે છે કે શ્રાવીકા સામાયક એટલે સમ-એટલે સમતા તેનો આય એટલે લાભ અથવા જેમાં જ્ઞાન દર્શન ચારિત્ર તેનો વિશેષે કરીને જેમાં લાભ તેનું નામ સામાયિક કહીએ.

પ્રશ્ન-શ્રાવીકા ત્યારે સામાયિક કેટલા પ્રકારનું છે તે સમજાવવા કૃપા કરશોજી.

ઉત્તર-સાધ્વીજી સામાયિક ચાર પ્રકારનું છે (૧) શ્રુત સામાયિક (૨) સમકીત સામાયિક (૩) દેશ વિરતી (૪) સર્વ વિરતી.

પ્રશ્ન-શ્રાવીકાશ્રુત સામાયિક એટલે શું? સમકીત સામાયિક એટલે શું? તથા દેશ વિરત સર્વ વિરતી સામાયિક એટલે શું? તેનું સ્વરૂપ વિસ્તારથી સમજાવવા કૃપા કરશોજી.

ઉત્તર-શ્રુત સામાયિક એટલે શ્રુત જ્ઞાનની પ્રાપ્તિ જેમાં થાય તે શ્રુત સામાયકનો લાભ ભવ્યને હોય છે તથા અભવ્યને પણ કષ્ટકષ્ટી ક્રિયાના બળથી હોય છે સમકિત સામાયિક એટલે સમકત્વનો જેમાં લાભ હોય અથવા સમકીતી જીવને હોય સમકીતનુ સ્વરૂપ જાણવાથી સમકિત સામાયિકનું સ્વરૂપ યથાર્થ સમજી શકશે કારણકે સમકત્વનો વિસ્તાર ઘણો હોવાથી મેં તમોને આ ટુંકમાં કહેલ છે. દેશ વિરતી સામાયિક એટલે શું તો દેશ વિરતી જે શ્રાવક હોય તેને તે સામાયિકનો લાભ હોય સર્વ વિરતી સામાયિકનો લાભ મુની મહારાજને હોય છે માત્ર દેશ વિરતીમાં સ્થુલવ્રત હોય ને સર્વ વીરતીમાં સર્વથા સાવધ વેપારનો ત્યાગ હોય.

શ્રાવીકાબ્હેન આ ચાર પ્રકારનું સામાયિકનું સ્વરૂપ મે તમોને મારી અલ્પબુદ્ધિ પ્રમાણે ટુંકાણમાં કહેલ છે વિશેષ સ્વરૂપ સામાયકનું વિશેષ આવશ્યકમાં તથા આવશ્યક સુત્રથી જાણી લેશો શ્રાવીકા તમારી આવી ઉત્તમ પ્રકારની પ્રશ્ન પુછવાની જીજ્ઞાસા જાણી મને ઘણોજ આનંદ થયો છે કારણકે જેટલી ક્રિયાઓ છે તેટલી સમજીને કરવાથી યથાર્થ ફળ આપનારી થાય છે અને શ્રાવીકા અને સાધ્વી વચ્ચે આવા પ્રશ્ન ઉત્તર થાય તો ઘણો લાભ થાય અમારે તમારા ઘર સંબંધી કાંઈ પણ વિકથા પૂછવી તે અમારો ધર્મ નથી અમારે તો તમોને ધર્મમાં જોડવાને ધર્મના રહસ્યો સમજાવવા તેજ અમારૂં કર્તવ્ય છે.

શ્રાવીકા પૂજ્ય સાધ્વીજી મહારાજ હું આપનો અંતકરણ પૂર્વક આભાર માનું છું આજે આપે મારા ઉપર ઉપકાર કરેલ છે અને આપ જેવો સાધ્વીજીનો, દરેક શ્રાવીકાને સંયોગ થાવ અને જેવો મને લાભ મળ્યો તેવોજ મારી બધી બ્હેનોને લાભ આપશો તેની સાથે સાધ્વીજી મહારાજ હાલના જમાનામાં જે શ્રાવીકા બ્હેનો સામાયિક કરવા આવે છે અને ઘર સંબંધી વાતો કરે છે તે વાતો અટકાવવા રૂપ આપ ઉપકાર કરશો જેથી બે ઘડી સાવધનો ત્યાગ થઈ શકે.

# કઠોર વાણી ન બોલવા વિષે.

## બ્હેનોને વિનંતિ.

લે૦—અંબાશંકર નાગરદાસ પંડયા માણસા.

બ્હેની ! વાણી કઠોર નહિ બોલીએ જો.
મીત મધુર વચન વિના મુખ ન ખોલીએ જો. બ્હેની.
રોયા–પીટયા કહેવાની ટેવ છોડવી જો.
શાણી સમજુ થઇ ગાળ નહિ કાઢવી જો.
જૂઓ પોપટ–મેના સહુ સંઘરે જો.
ક્રોધ કાગડાને કદિ ય નહિ નોતરે જો.
વાણી મહિમાની રીત એવી જાણીએ જો.
રામ, તજીને હરામ મુખ ન આણીએ જો.
પતિ, પુત્ર, પુત્રી, સાસુશ્વસુર સાથમાં જો.
વિનય દાખવો હમેશ સહુ વાતમાં જો.
'કટુવેણ' બાણથી વિશેષ આકરું જો.
એમ સમજી સદાય વદો પાંસરું જો.
'અંધપુત્ર' શબ્દ પાંચાલીએ વાપર્યો જો.
પરિણામે સારો નફો શો કર્યો જો ?
ઝેર–અમૃત બે જીભડી જણાવતી જો.
જેવો બોલ તેવો તોલ પણ ગણાવતી જો.
હૃદય કોમળ તો વચન વદો કોમમાં જો.
મધુર વદીએ 'મધુરી' થઇ સર્વદા જો.
નીતિ, નમ્રતા, મધુર વાણી સત્યતા જો.
સહજ આચરો તજી સૌ કઠોરતા જો.



# પતિપ્રેમનો અભાવ

લેખિકા—અ૦ સૌ૦ "રમા" બ્હેન.

સત્ય જીજ્ઞાસુ પ્રિય સખી પુષ્પાવતી !

તારો પત્ર મળ્યો, તારી સ્થિતિ વાસ્તે મને ખરા અંતઃકરણથી યાદ આવે છે, કારણકે તારો સુશીલ અને પ્રેમાળ સ્વભાવ છતાં મારા પતિ તરફથી તને નિરંતર દુઃખનું કારણ રહ્યાં કરે છે. તું એકાંતમાં બેસી ચોધાર આંસુ પાડે છે, અને તે વાતની તારા કુટુંબીઓને કે તારા પિતૃ પક્ષના સ્વજનોને ખબર પડવા દેતી નથી. બહારથી હસતું મુખ રાખી જાણે કાંઈપણ ન બન્યું હોય, તેવો ભાવ રાખી સદા તું વર્તે છે, પણ છેવટે તારાથી તે વાત છુપી રાખી શકાઈ નહિ. તેં મને તારી વિશ્વાસપાત્ર જાણી, મારા આગળ તારા હૃદયનો પડદો ઉઘેડયો. બ્હેન ! વિશ્વાસ રાખજે. જે વાત મારે કાને પડી, તે બીજા કાને જવા પામશે નહિ. કારણકે પારકી ખાનગી વાત બહાર પડતાં કેવાં માઠાં અને ત્રાસદાયક પરિણામો આવે છે, તે આ તારી સખીથી અજાણ્યું નથી. પણ આટલું તો હું તને જણાવવાની મારી ફરજ વિચારૂં છું કે જેવી રીતે તેં મારા આગળ તારૂં હૃદય ખુલ્લું કર્યું છે, તેવું બીજા કોઇ આગળ ખુલ્લું કરવાની મૂર્ખતા કરતી ના. કારણકે એક નાટકકારે લખ્યું છે તે પ્રમાણે.

> બ્હેની ! દિલ ન દેઇએ, કોઇને કદાપિ. બ્હેની !
> દીલનો છે કીડો જગત્ આખું પાપી.
> કીડાની પીડા કહો શું પાપી આને,
> પલકમાં રમાડી પછી દેશે દાબી.

માટે સ્વજન સિવાય જેને આપણે આપણું પોતાનું જન-માણસ માની શકીએ, તે સિવાય-બીજા કોઈ આગળ હૃદય ઉઘાડવાથી આપણું દુઃખ ઓછું થતું નથી, પણ તે દુખમાં ઉમેરો કરે છે. અને સ્વજન આગળના દુખ હૃદયનાં દ્વાર ખોલી બહાર નીકળી જાય છે.

આટલી સૂચના આપ્યા પછી હવે તેં જણાવેલી હકીકતો વિચાર કરીએ. સ્ત્રીને પતિના પ્રેમ સમાન બીજું કાંઇ સુખ નથી, અને પતિના પ્રેમના અભાવ સમાન બીજું કાંઇ દુઃખ નથી. એ મારાથી કયાં અજાણ્યું છે ? છતાં તારે તારી આ સ્થિતિમાં સુખ મેળવવું હોય, અને શાંતિ પ્રાપ્ત કરવી હોય તો નીચેની હકીકત ધ્યાન પૂર્વક વિચારજે. અને જે યોગ્ય લાગે તે માર્ગ સ્વીકારજે.

તું કહે છે કે પતિને પ્રસન્ન કરવાના તારા બધા માર્ગો નિષ્ફળ ગયા. હું એ માની શકતી નથી. તારા પતિ સામાન્ય મનુષ્ય કરતાં કાંઈ વિશેષ ખરાબ હોય, એમ તો હું ધારતી નથી. કદાચ પૂર્વના ઋણાનુબંધના સંબંધને લીધે તને જોઇ તેમનામાં વૈર ઉત્પન્ન થતું હોય તો તે કોણ કહી શકે ? પણ તેવી સ્થિતિમાં એ મારી તો સલાહ

એજ છે કે તું વિશેષ ઉદાર થા, અને તારા પ્રેમથી તેમનો દ્વેષ જીતી લે. આ કામ ઘણું કઠણ છે. કહેવા કરતાં કરવું ઘણું દુષ્કર છે, પણ આથી તેમનો દ્વેષ પણ જતો રહેશે, અને ધીમે ધીમે પ્રેમ રૂપે જાગ્રત્ થશે, એથી તને સુખ થશે, અને તેમના હૃદયમાં પ્રેમ જાગૃત થશે. તેથી તેમનું પણ કલ્યાણ થશે, અને તમે ઉભય સાથે, રહી વિશેષ સુખી જીવન ગાળી શકશો. બ્હેન! તેં ખરા પ્રેમનું સામર્થ્ય અનુભવ્યું નથી. સિંહ અને વ્યાઘ્ર જેવા પશુઓ પણ પ્રેમને આધીન થઇ જાય છે, તો મનુષ્યની શી ગતિ? મારા પતિએ મને એકવાર સમજાવ્યું હતું કેઃ—

"હૃદયો ગજવેલ જેવાં નથી. અને ગજવેલ પણ વળે છે,"

"હૃદયો ચકમક જેવાં કઠણ નથી, અને ચકમક પણ ભાગે છે"

અર્થાત્ ચકમક અને ગજવેલ કરતાં મનુષ્ય હૃદય વિશેષ કઠણ હોઈ શકે નહિ, તો બ્હેન! જો તારો જીગરનો પ્રેમ તારા પતિ પ્રત્યે હશે, તો જરૂર તેના પર અસર કર્યા વિના રહેશે નહિ. ફળની સિદ્ધિ થતાં વાર લાગે તો ગભરાઇને તારો પ્રયત્ન તજી દેતી ના. પ્રેમ પર્વતને હલાવે તો મનુષ્યના દિલને શું ન હલાવી શકે? બ્હેન વિશ્વાસ રાખ અને સૌ સારાં વાનાં થશે.

પ્રિય સખી! એક બીજી બાબત પર હવે હું તારૂં ધ્યાન ખેંચવા માંગું છું. ગ્રીસ દેશના મહાત્મા સોક્રેટીશને જે સ્ત્રી મળી હતી, તે ઘણી કઠોર સ્વભાવની હતી. તેને કર્કશા કહીએ તો ખોટું નહિ. તે તેના પતિને અતિશય સંતાપતી હતી. એવો એક પણ દિવસ નહિ ગયો હોય કે જ્યારે આ બાઇ સોક્રેટીશને કોઇને કોઇ નિમિત્તે હેરાન કર્યા વિના રહી ન હોય તેનાં વાગ્બાણ તો નિરંતર ચાલુજ હતાં. એક દિવસ આવાં ઘણાં વાગ્બાણનો પ્રહાર ખમી સોક્રેટીશ ઘરની બહાર નીકળ્યો કે તે સ્ત્રીએ મેડાની બારીએથી તેના પર મલીન જળનું કુંડું નાંખ્યું. સોક્રેટીશે હસતા વદને કહ્યું "જ્યારે વરસાદ ગરજે, ત્યારે વરસ્યા વિના રહે નહિ," તે સમજતો હતો કે તેનામાં સહનશીળતા ધૈર્ય, ક્ષમા વગેરે સદ્ગુણો ખીલે, તે માટેજ આ સ્ત્રી તેને મળી છે. તું પણ એ રીતે વિચારી શકે. કે તેવાજ ગુણો તારામાં ખીલે માટેજ તને આવો પતિ મળ્યો છે. જો તું ભૂતકાળનાં કર્મો કોઇ કોઇને ભોગવશે તો જરૂર નવાં કર્મ બંધાશે. હવે તો હિમ્મત રાખી જે કાંઇ આવી પડે તે આદરપૂર્વક સહન કર. જે બોધ સુખમાં મળતો નથી તે દુઃખમાં મળે છે. માટે દુઃખરૂપ ગુરૂ જે બોધ તને આપે, તે શાંતિ પૂર્વક સાંભળ અને તારા પતિનો કે બીજા કોઇનો દોષ કાઢ્યા વિના વીરતાથી તારાં દુઃખોને ભોગવી લે. આચાર પ્રદીપ નામનો ગ્રન્થ જણાવે છેઃ—

"આપણાં સુખદુઃખનાં ખરાં કારણો તો આપણે પોતે છીએ. બીજાઓ તો નિમિત્ત માત્ર છે." તારા પતિ પણ તારા દુઃખનું નિમિત્ત કારણ છે, માટે નિમિત્ત કારણ પ્રત્યે તિરસ્કાર કે દ્વેષ કર્યા સિવાય તારા પૂર્વ જન્મનાં કૃત્યોનો વિચાર કર કે જેના પરિણામે તારી આવી સ્થિતિ થઇ છે. તિરસ્કાર કે દ્વેષથી તો નવાં કર્મ બંધાશે, અને ભવિષ્યમાં પણ આવાજ પ્રકારની સ્થિતિ ભોગવવાનો સમય આવશે.

તું લખે છે કે "હું પ્રેમની ભૂખી છું અને મારા પતિ તરફથી પ્રેમ મળતો નથી, તેથી મારૂં હૃદય ચિરાય છે."—બ્હેન! તારી હકીકત ખરી છે. મનુષ્યો પૈસાના અભાવે

અથવા અમુક વસ્તુના અભાવે જેટલા દુઃખી છે તેના કરતાં પ્રેમમાં અભાવે વિશેષ દુઃખી છે. એ હું જાણું છું, પણ હવે તારે માટે એકજ માર્ગ છે. તારો પ્રેમ પ્રભુ પ્રત્યે જોડ. જેમ મીરાંબાઇએ પોતાનો પ્રેમ પ્રભુ પ્રત્યે જોડયો હતો, તેમ તું પણ હવે તારૂં ચિત્ત તે પરમ કૃપાળુ પરમાત્મા પ્રત્યે ફેરવ. જરૂર તારા પ્રેમની ભૂલને ભાંગશે. જ્યારે મનુષ્યનો કાંઇપણ આધાર રહેતો નથી ત્યારે પરમાત્માજ તેનો આધાર બને છે. માટે હવે ઐહિક પદાર્થો તરફથી તારૂં મન ખસેડી ઉચ્ચ વસ્તુઓમાં તારા મનને જોડ! તરા હૃદયની નિર્મળતા અને તારા પ્રભુ પ્રત્યેના પ્રેમને લીધે તારા હૃદયમાં અપૂર્વ શાંતિ વ્યાપશે, અને સ્થૂલવડે તને જે સુખ મળી શકત તેના કરતાં અનંતઘણું સુખ તારા આત્માને પ્રાપ્ત થશે. બ્હેન! ભક્તિરસનો સ્વાદ ચાખી જો, અને પછી તને તે સિવાય બીજું કાંઇ ગમશે પણ નહિ.

ગમે તેવા વિકટ પ્રસંગો આવે, ઘરનાં સર્વ મનુષ્યો પણ એકવાર કદાચ પ્રતિકૂળ થઇ જાય છતાં તું તારા ઉચ્ચ સ્વભાવને, અને તારી પવિત્રતાને તજતી ના: બ્હેન! સંયોગો તો કાલ બદલાશે પણ જો એકવાર તારા શ્વેત વસ્ત્રપર ડાઘ લાગ્યો તો તે હમેશને માટે જશે નહિ.

આ સાથે એ પણ કહેવાની જરૂર હું વિચારૂં છું કે તારે તારા બાહ્ય જીવનમાં કાંઇ પણ ફેરફાર હાલમાં કરવાનો નથી. તારા મનને તું ફેરવ અને જરૂર તું સુખ અને શાંતિના માર્ગ ભણી આવીશ.

જ્યાં સુધી બને ત્યાં સુધી પ્રથમ માર્ગજ સ્વીકારજે. તે ન બને તો બીજો માર્ગ લેજે, અને તે પણ ન બને તો છેવટે આ ત્રીજો માર્ગ તારે વાસ્તે ખુલ્લો છે, એમ મારૂં માનવું છે.

પત્રમાં શું વિશેષ ખુલાસો આપી શકું? છતાં એટલું તો જણાવું છું કે તારા દુઃખમાં મારો ભાગ છે અને તને શાંતિ મળે તે જોવાને ઉત્સુક. તારી સદાની સખી

"બ્હેન રમા."

## સુખની શોધ.

લેખકઃ—એક બ્હેન,

પ્રિય-સખી કૌમુદિ,

ખરા સુખનો માર્ગ જેણે જાણેલો છે તેને ક્યાંય ગમતું નથી કેમકે જ્યાં લગી પ્રારબ્ધ ભોગ બાકી રહે છે ત્યાં લગી દેહ નિર્વાહ નિમિ-તે સ્થળે સ્થળે ભટકવું પડે છે.

તેમજ ખરો માર્ગ ન જડતાં ઉભય માર્ગથી ભ્રષ્ટ થઇ પોતાનું આયુષ્ય ગુમાવે છે. જેમ ખાડો ખોદનારને સૂર્યના દર્શન થઇ શકતા નથી. તેવી રીતે વિષય સુખના દાસ બનેલા મનુષ્યોને ખરૂં સુખ ક્યાં રહેલું છે તે જાણી શકાતું નથી. આપણે ઉપર જણાવ્યા પ્રમાણે સર્વ સ્થાન દુઃખના સમેજાય પરંતુ પૂર્વે થઇ ગએલો મહા સમર્થ પૂર્વાચાર્યો મુનીઓ ઘણા મહાત્માઓ એ દુઃખમાંથી સુખનો સરળ માર્ગ શોધીને તે માર્ગે પગલા ભર્યા

છે. તે માર્ગ કયા પ્રકારનો છે તે વિચારીએ કે જેમાં લેશ માત્ર પણ દુઃખ ન જણાતાં શાંતિનોજ અનુભવ કરી વ્યવહારને પરમાર્થ સાધી પોતાના જન્મની સાર્થકતા કરી છે.

તે માર્ગનું સ્વરૂપ નીચે બતાવ્યા પ્રમાણે છે. સુજ્ઞ બ્હેન પૂર્વના મહાત્માઓએ દર્શાવ્યું છે કે આ જગતમાં વારંવાર જન્મ ધારણ કરવો, વારંવાર મરણને શરણ થવું એ સમાન બીજું દુઃખ મોટું નથી તેમજ નિરંતર ઉઠીને એકના એક કાર્ય કર્યા કરવા એમાં સુખ બુદ્ધિ સ્થાપવા જેવું મને તો કશું જણાતું નથી. નિરંતર દિવસ થાય છે ને રાત્રિ પડે છે. દરરોજ ખાવા વગેરે ભોગ ભોગવવા એ નાના બાળકોના ખેલ જેવું છે. વળી જે જે ભોગ ભોગવીએ છીએ તે દુઃખ ઉત્પન્ન કરે છે. પરન્તુ તે તે ભોગોના સુખ લાંબો કાળ સુધી ટકી રહેતાં નથી ને તેવાં ભોગો ભોગવવાથી કાંઈ પણ ફળ મલવાનું નથી. બ્હેન, આટલે ઉંચે દરજ્જે હું પહોંચી નથી અધિકાર વગર વાક્ય બોલવું અથવા તો લખવું ઠીક ન ગણાય. તોપણ સાંભળવાની ઇચ્છા જોતાં તમને એક પૂર્વ મહાત્માના વાક્યો લખતાં મને જરાપણ સંકોચ નથી. આ આપણું શરીર હાડમાંસનું પુતળું છે. તેના પર મોહ ધરીને બેસવાથી ઉત્તમ ફળ મળે તેમ નથી. તો એ શરીર લાંબા કાળ સુધી રહે તેથી પણ શું ? તેમજ આ શરીર અલ્પકાળ ટકી રહી નાશ પામે તેથી પણ કાંઇ હાની વેઠવાની નથી. નાના જાતિના જે વિષય ભોગો છે, તે પણ ક્ષણિક સુખ આપી અંતમાં દુઃખરૂપી ફળ આપનાર સ્વભાવવાળા હોવાથી એમાં મોહ પામવા જેવું કશું કારણ નથી. માટે સર્વ પદાર્થ પ્રતિ સ્નેહ ન બાંધવો એજ સુખનો સરલ માર્ગ છે. બ્હેન ? કોઇના કહ્યાથી નહિ પણ જે લોકો એ સુખ પ્રાપ્ત કરી અનંત સુખમાં લીન થયા છે તેમનાજ કથન દ્વારા પોતાનું સ્વરૂપ સમજી લઇ તેજ સ્વરૂપને પામવાને પ્રયત્ન કરવો એજ સુખ પ્રાપ્તિનો માર્ગ છે.

સુજ્ઞ બ્હેન ? વિતરાગના આશ્રય વડે માયાનો જય કરવા આગ્રહ રાખો. આપણે અલ્પજ્ઞ મનુષ્યો પ્રયત્નને સેવતા સ્થુલ વાસનાનું સ્વરૂપ સમજી શકે છે. પણ અંતરમાં રહેલી સુક્ષ્મ વાસનાનું સ્વરૂપ ઓળખી શકતા નથી. તેથી કરીને અસાવધપણે રહેવાથી ખરે માર્ગે વળતાં છતાં આપની આંતર વાસના આડે માર્ગે પગલાં ભરાવે છે.

પ્રિય બ્હેન, હું તમને એક દૃષ્ટાંત આપું છું. અપૂર્ણ.



# " સ્ત્રીનો દરજ્જો."

સદ્ગત લેખક—વ્રી. ટી. કોઠારી બી. એ. એલ એલ. બી. કરાંચી.

ઉત્કૃષ્ટ સ્થિતિએ પહોંચેલી યુરોપીય સ્ત્રીનું ઐતિહાસિક નિરીક્ષણ ઘણું જ્ઞાનપ્રદ છે. એ તો સર્વવિદિત વાત છે કે સ્ત્રીની સ્થિતિનું ઐતિહાસિક ચિત્ર સ્પષ્ટપણે ને નિષ્પક્ષપાત રીતે આલેખવું બહુ વિકટ છે; અને તેથી જ આ ઉત્ક્રાંતિ ઇતિહાસમાં સન્નારીપરત્વે લેશ પણ અપમાનયુકત લખાય તો તે ક્ષમાપાત્ર ગણાશે.

સમગ્ર સ્ત્રી જાતિ વિષે બોલવું સહેલું નથીઃ કારણ કે વિધવિધ પ્રજાઓમાં સ્ત્રીના સદ્‌ગુણ કે દુર્ગુણ સદાચાર કે દુરાચાર, સદ્‌ભાવના કે કુત્સિત ભાવના, સૌજન્ય કૌટિલ્યઃ બહુધા પ્રત્યેક દેશની સામાજીક સંસ્થા, વાતાવરણ અને આચાર વિચારને આધારે રહેલી છે. દરેક લેખકનો પ્રથમ ધર્મ સત્યાવલંબન છે.

મનુષ્ય જ્યારે તદ્દન જંગલી અવસ્થામાં હતો, ત્યારે તેની સ્થિતિ પશુના ગોપાળ તરીકેની, અહીંથી તહીં ભમનાર તરીકેની હતી. જ્યારે યુદ્ધ મૃગયા ઉપર તેની આજીવિકાનો આધાર હતો. તે વખતે આ પ્રકારના જીવને અનુકૂળ આવશ્યક ગુણો તેને ઉત્તમ પંક્તિના લાગે, એ સ્વાભાવિક છે. અને એ ગુણોના અભાવને લીધે સ્ત્રીની સ્થિતિ અવનત સમજી શકાય તેમ છે તે વખતે જે પ્રકારના ગુણોની તારીફ થતી તેમાં પુરૂષ કરતાં સ્ત્રી ઉતરતા પ્રકારની હતી એ નિર્વિવાદ છે.

ગૃહસ્થાશ્રમના ગુણો કે જેમાં વિજયિની થવાની હતી, તેના વાસ્તે યોગ્ય ક્ષેત્ર હતું જ નહિ. સ્વરૂપનું પ્રાધાન્ય સૂક્ષ્મ હતું, અને અન્યથા હોત તો પણ જંગલી અવસ્થાની વિટંબણામાં સ્ત્રીનું સ્વરૂપ રહી શકવું ઘણું દુર્લભ હતું.

આ અવસ્થામાં સ્ત્રી પુરૂષની કિંકરી હતી. તે તેના વિકાળ વિકારોની તૃપ્તિનું સાધન માત્ર હતી. તેની આ પ્રકારની અવસ્થા, એક હલકા નોકરની જેમ, સતત કામ કરવાની હતી.

પરન્તુ આ સમયે પણ નૈતિક ગુણો જે રફતે રફતે સમાજપર સામ્રાજ્ય મેળવવાના હતા, તે ગુણોની બાલ્યાવસ્થા હતી, તે તવારીખના વિદ્યાર્થીને ગોચર થાય છે. વિવાહ વિધિની સંસ્થા અસ્તિત્વ ભોગવતી હતી, એમ થોડે ઘણે અંશે અંશે પાતિવ્રત્યની ઉત્તમતાનો સ્વીકાર થતો હતો જે વાત વ્યભિચારિણી પ્રત્યેની ધિક્કારની લાગણી પરથી જોઇ શકાય છે. સ્ત્રીમાં વિકારોનું નિયંત્રણ આવશ્યક ગણાતું હતું; જો કે પુરૂષોને માટે વ્યભિચારક વિરૂદ્ધ કાંઇ પ્રતિબંધન રૂપ ન હતું.

કન્યાવિક્રયનો ત્યાગ અને એકજ સ્ત્રીનું પરિગ્રહણ; એ બન્ને પરથી સ્ત્રીની સ્થિતિ સુધરેલી હોવાનું જણાય છે.

પુરાતન કાળમાં વિવાહ સંબંધ, વર તરફથી કન્યાના પિતાને ધન આપીને સંયોજાતો, હતો. આ ધનનો કરાર, જે જંગલી લોકોમાં "મુંડીમ" Mindim કહેવાતો હતો, તે વર તરફથી કન્યાની પ્રાપ્ત અથવા માલીકી વાસ્તે તેણીના જનકને અપાતો હતો. આ વિક્રયનું ફળ એ આવતું કે સ્ત્રી પતિની વેચાતી લીધેલી ગુલામ જેવી બનતી હતી અતિ પ્રાચીન સમયમાં પણ હિંદુસ્થાનમાં આ નિંદ્ય રિવાજ પ્રચલિત નહોતો અને કન્યાવિક્રયના દુષ્ટ રિવાજને બદલે કન્યાદાનનો પ્રશંસનીય રિવાજ અસ્તિત્વ ભોગવતો હતો, જ્યુ લોકોના પુસ્તકો ઉપરથી આપણને જણાય છે કે જેકોબે લીહ અને રાશેલને તેના બાપની કંઇક સેવા કરીને ખરીદી હતી, અને આ રિવાજ જે જ્યુડીયામાં હસ્તી ભોગવતો હતો, તે હોમર નામના કવિના વખતમાં 'યુનના'માં પણ ચલણમાં હતો.

પરંતુ ગ્રીક ઇતિહાસના પ્રારંભમાં આ વિક્રયનું ધન કન્યાને પહેરામણી તરીકે પાછું

અપાતું હતું. આ કન્યાદાનની રીતિએ સ્ત્રીની સ્થિતિ ઉન્નત કરવામાં મદદ કરી છે. કારણ કે આથી કરીને તેનો મરતબો વધ્યો.

આ ધન ગ્રીસ અને રોમના કાયદાની રૂએ જ્યારે ધણીધણીયાણી વચ્ચે છૂટા છેડા થતા, ત્યારે સ્ત્રીનું ધન ગણાતું હતું. લગ્નવિચ્છેદથી પતિથી જુદા રહેવામાં આ ધન સાધનરૂપ થઇ પડતું હતું. તેણી પુરૂષની ગુલામ મટી ગઇ, અને થોડેક અંશે હકદાર પક્ષ ગણાવા લાગી. જર્મનોમાં એક વિચિત્ર જાતનો રિવાજ હતો; કન્યા કોઇપણ જાતની પહેરામણી લાવતી નહિ, તેમજ વર કન્યાના બાપને કાંઇ લક્ષ્મી આપતો નહિ. પરન્તુ પરણ્યાની રાત્રિથી બીજે પ્રભાતે તે સ્વકીય વધુને એક ભેટ આપતો. જેને જર્મન ભાષામાં Mergengable મૉર્ગનગેબ--કહેવામાં આવતું: તેનો અર્થ 'પ્રભાત ભેટ' એમ થાય છે; તે માટે સ્ત્રીના પટ્ટાની ઉત્પત્તિનું કારણ છે.

પરંતુ સર્વ કરતાં સ્ત્રીની ઉન્નતિનું ઉપયોગી સાધન એકપત્નીવ્રતની રીતિ હતી, જેને લઇને ગ્રીક દેશની, એશીઆના દેશોની સંસ્કૃતિ કરતાં શ્રેષ્ઠતા સિદ્ધ થાય છે.

આ 'એક પત્ની વ્રત' ગમે તે પ્રકાશમાં લઇ શકાય તેમ છે. કાંતો તેને યુરોપીય પ્રજાની શુદ્ધ નીતિ તરફનું અંતર્જ્ઞાન લેખી શકાય અથવા તો સમાજના હિત તરફની પ્રેરણા તરીકે પણ ગણી શકાય.

પૂર્વના દેશોમાં કે જ્યાં અનેક પત્નીવ્રત અમલમાં છે. ત્યાં સંલગ્ન તેની અધમ અવસ્થામાં છે, એટલે કે તે વિકારની શાન્તિનું સાધન માત્ર છે. જ્યારે યુરોપમાં વિવાહ અનેક ગુણોનો ઉત્પન્ન કર્તા છે.

યુરોપનો વિવાહ પતિપત્નિ તરફનો અરસ્પરસનો પ્રેમ તથા સ્વમાન દર્શાવે છે. તેમજ ગૃહસ્થાશ્રમની અનેક ફરજો અને તેની સાથે રહેલી લાગણીઓને અદા કરવા વાસ્તે જવાબદાર છે. એ વિવાહમાં ક્ષુદ્ર વિકારની ભાવના ઘણેક અંશે અવ્યક્ત થઇ જાય છે. આમ હોવાથી, ઉપયોગીપણું એજ નીતી છે એમ માનનાર શિવાય સર્વને સ્પષ્ટ રીતે જણાશે કે એક પત્નીવ્રતની તરફેણમાં ઘણી સંગીન દલીલો છે તે નીચેના વિવેચનથી પ્રગટ થશે.

કુદરતે સ્ત્રી અને પુરૂષની સંખ્યા લગભગ સરખીજ પૈદા કરેલી છે તેથી એકપત્ની પરણવી તે સ્વાભાવિક છે.

એક પત્નીવ્રત સિવાય એકકે બીજી સંસ્થામાં કુટુંબ વ્યવસ્થા સુખરૂપ જાળવવી મુશ્કેલ છે. અને બીજી કોઇ રીતે સ્ત્રી, પુરૂષની સમાન હક ધરનાર બની શકતી નથી.

ગ્રીસમાં એક પત્નીવ્રતજ પ્રચલિત હતું અને જો કે ઇતિહાસના આરંભમાં કેટલાક દૃષ્ટાંતોમાં તેનો ભંગ થયેલો માલમ પડે છે, તો પણ તે દૃષ્ટાંતો જ્યારે પ્રજાની સંખ્યા વધારવાની લાગણી અતિ તીવ્ર હતી ત્યારેજ બનેલા છે, તે પણ આપ્ત આણનાર તરીકે અમર થઇ ગયા છે.

પૌરાણિક કાળ કે જે હોમર અને કરૂણા રસિક નાટકકારોની કૃતિથી પ્રસિદ્ધ છે, અને ત્યાર પછીનો કાળ કે જે ઇતિહાસિક લેખોનો હતો, તે વચ્ચેનો તફાવત ધ્યાનમાં રાખવાનો છે.

પૌરાણિક કાળના તવારીખના અભ્યાસીઓને ગ્રીક દેશના નૈતિક ઇતિહાસમાં એક વાત બહુ વિસ્મયજનક લાગે છે તે એ હતી કે મનુષ્ય-સમાજના આદિ અને અસંસ્કૃત કાળમાં સ્ત્રીની સ્થિતિ અનુત્તમ હતી. નૈતિક વિચારો સંસ્કૃતિની પ્રગતિ સાથે વિપર્યાસ પામ્યા છે, અને પામતા જાય છે, તેનું સ્વરૂપ બદલી ગયું છે અને બદલાતું જાય છે પરંતુ

એટલું તો આગ્રહ પૂર્વક કહી શકાશે કે સ્ત્રીની સર્વોત્કૃષ્ટતાના દાખલાઓ જે આદિ કાળના ગ્રન્થોમાં વર્ણવેલા છે તે સમગ્ર મનુષ્યોના સાહિત્યમાં અનુપમ છે.

હેકટર અને એન્ડ્રોમેકનો દંપતી પ્રેમ. પેનેલોપની સ્ખલિત વફાદારી કે જે તેના ધણીને દરીયાઇ તોફાન નડયા છતાં વર્ષોના વર્ષો સુધી તેના પતિની પ્રતિકૃતિની શોધમાં અચળ અને સ્થિર રહી. હતી અને જે પતિ પણ વિવિધ પ્રદેશોની ભ્રમણા અને રખડાટ પછી તેનો મેળાપ થતાં રાજ્ય મુકુટથી અધિક તેનો પ્રેમ માન્યો હતો.

આલ સેસ્ટીસની વીરાંગનાને યોગ્ય ઉત્કટ પતિ પ્રેમ કે જેણે પોતાનો આત્મ ભોગ પતિના દીર્ઘાયુષિપણા માટે આપ્યો હતો આ દ્રષ્ટાંત આપણા આર્ય સંસારમાં સત્યવાન સાવિત્રી સાથે સરખાવી શકાય તેવું છે. એન્ટી ગોનની શ્રવણ તુલ્ય પિતૃભક્તિ પોલીસેનાની મરણ સમયની પ્રભુતા ઇરીગ્નીયાની સાધુવત્ ત્યાગ વૃત્તિ કે જે તેના છેલ્લા શ્વાસે પણ તેને દેહાંત દંડની સીક્ષા દીધેલ પિતા તરફ ક્ષમા વૃત્તિ. શાંત સ્મિત ભરી શર્માળ નાશિકા કે જે ઓડીસીના કરૂણ રસિક પાત્રોમાં સર્વોત્તમ છે. આ સર્વ પાત્રોના દ્રષ્ટાંત અને ચરિત્રો અસ્ખલિત આનંદ આપનારા ચિત્રો છે. જે ઓજસ રોમ અને ફ્રીસન્ડમમાં હતું તેમજ આધુનીક સંસ્કૃતિમાં સુંદર ચારિત્ર્યથી અધિક થયું નથી. કુમારિકાની અતિ શર્માંગી તેમજ અતિગાઢ જામાપ્રતિ સ્નેહભાવ સ્ત્રીના સર્વોત્તમ સદ્‌ગુણો તેમજ સ્વાભાવીક લાવણ્યતા એનાથી ઉત્તમ રીતે આલેખાયાં નથી. કન્વાસ ઉપર સ્ત્રી ચારિત્ર્ય પુરૂષ જેટલુંજ પ્રસીદ્ધ દોરાયલુ છે અને તેની આસપાસ માન અને સત્કારનો પરિવેષ ફરી વળેલો છે. ટ્રોયનો વિગ્રહ કંઇજ નહિ પણ લગ્નના કરાર ભંગને લીધે ઉત્પન્ન થએલ આફતોનો ઇતિહાસ છે. પરંતુ આમ છતાં સ્ત્રીની સ્થિતિ કેટલેક અંશે હલકી હતી. કન્યાના પિતાને પૈસા આપી લેવાનો રિવાજ હતો. પુરૂષ ગમે તેવું આડું વર્તન કરી શકતો પણ તેના વાસ્તે ફીટકાર દર્શાવવામાં આવતો નહિ. ઉંચા તોપમની સ્ત્રી ગુલામો સાથે કાર્કશ્યથી કામ લેવામાં આવતું. સ્ત્રી પુરૂષ કરતાં હલકી છે એમ ગણવામાં આવતું અને તેના વાસ્તે નવાઇ જેવા સર્વેન્દ્રિય શાસ્ત્ર (Phyrilogy) નો પુરાવો દેવામાં આવતો કે પુરૂષ તો ઉત્પત્તિ સાધક છે. અને સ્ત્રી તો પ્રજોત્પત્તિમાં ક્રિયા સહ છે. પેન્ડોરા નામની સ્ત્રી મનુષ્યને દુઃખ અને આપત્તિની ખાણ તુલ્ય લેખાતી. ગ્રીસના ઇતીહાસીક કાળમાં સ્ત્રીનિ સ્થિતિ કાયદાની દ્રષ્ટિથી સુધરી હતી. પરંતુ નૈતિક દ્રષ્ટિમાં ઘણીજ દુઃખદાયક અને અવનત થઇ હતી. સદ્‌ગુણી સ્ત્રીઓનું જીવન એકાંતમાં એકાકીપણામાં ગાળતી. (અપુર્ણ.)

---

આ લેખના લખનાર રા. રા. વૃજલાલ ત્રીકમજી કોઠારી અત્યારે સ્વર્ગસ્થ છે. તેની નોંધ ખેદ સાથે કરાય છે. આ લેખનો થોડો ભાગ મહીલાભૂષણ જેનું પૂર્વનામ શ્રાવીકા સુબોધ હતું તેમાં છપાયો હતો. લખનાર કરાંચીના બાહોશ વકીલ હોઇ પોવાના લેખની ઓરજીનલ નકલ ફેર કર્યા વગરની વ્યવસ્થાપિકાને સોંપી ગએલા. એમાંથી થોડી નકલ દૂર કરાવીને છપાઇ હતી. ત્યાર પછી અતિકામના વ્યવસાયથી એ કામ બની શકેલું નહિ. હવે તેની નકલ થએલી હોવાથી મહીલા ભૂષણમાં આપવી સરૂ કરી છે. લખનાર વ્યવસ્થાપીકાના સગાં બનેવી થતા હતા. તેમની હયાતીમાંજ આ લેખ પ્રકટ કરી શકાયો હોત તો તેઓ તેમાં યોગ્ય સુધારો વધારો કરવા પણ સુચવી શકત. પણ ઇશ્વરી સંકેતથી તેમ બન્યું નથી અમને આશા છે કે તેમનો અમર આત્મા આ લેખ પ્રકટ થએલો જોઈ સ્વર્ગમાં આનંદ પામશે.

# બાળ લગ્ન.

(લે૦:-તનમનગૌરી ઠાકોર.).

આપણા હીન્દુ સંસારમાં બાળ લગ્નનો ચાલતો આવેલો ખરાબ રીવાજ છે તે આપણે કાઢી નાંખવો જોઇએ. હવે કેટલીક કોમોમાં તો તેનો સુધારો થયો છે પણ ઘણી કોમોમાં તો તે રીવાજ ચાલુજ છે. બાળલગ્નથી થતા ગેરફાયદા-કેટલીક કોમોમાં તો છોકરી જન્મે કે તરતજ તેના લગ્ન કરી દે છે તે ઘણો ખરાબ રીવાજ છે. છોકરી બીચારી સમજતી પણ ના હોય કે લગ્ન એટલે શું ત્યાર પહેલા તો તેનું લગ્ન કરી દેવું તે ઠીક ગણાય નહીં. કારણકે તેનાં ઘણા માઠાં ફળ આપણે તથા આપણી કન્યાને ભોગવવા પડે છે. માનો કે એક છોકરી છે તેની ઉમ્મર ચાર પાંચ વર્ષની છે. તેના માબાપે તેનાં લગ્ન કરવા માટે પૈસાદાર અને સારો યોગ્ય ઉમ્મરનો વર જોયો, તેની જીન્દગીનો આગળ ઉપરનો વીચાર કર્યોજ નહી અને તેનું લગ્ન કરી નાંખ્યુ જ્યારે તે વર અને કન્યા યોગ્ય ઉમ્મરનાં થયા ત્યારે તેનાં માબાપે તે કન્યાને તેને સાસરે મોકલી. હવે તે છોકરો ઉદ્ધત નીકળ્યો અગર ગાંડો નીકળ્યો ત્યારે વેઠવાનું તો તેજ છોકરીને રહ્યું માબાપ તો લગ્ન કરીને ખસી ગયા પછી છોકરી તેનાં મા બાપને ગાળો ભાંડે કે આના કરતાં મને નાજ પરણાવી હોત તો સારૂં થાત. ઘરમાં દરરોજ ટંટો ચાલ્યા કરે અને છોકરી મા બાપ પાસે આવીને દરરોજ રોદણાં રડે પછી મા બાપને પણ પાછળથી પસ્તાવો થાય કે મેં મારી પુત્રીનું લગ્ન નાનપણમાં નાજ કર્યું હોત તો ઘણું સારૂં થાત માટે પહેલેથી જે કરવું હોય તેનો વીચાર કરવો કે જેથી પાછળથી પસ્તાવો ન થાય છોકરીનાં નીસાસા લઇ નાનપણમાં લગ્ન કરવાં કરતાં છોકરી યોગ્ય ઉમ્મરની થયા પછી લગ્ન કરવું તે વધારે સારૂં છે. નાનપણમાં લગ્ન કર્યાથી પ્રેમ એ શું છે તે બેમાંથી એક પણ સમજતું નથી. મન મળ્યા વીના લગ્ન કરવું તે યોગ્ય ગણાય નહીં મોટી ઉમ્મરમાં લગ્ન કર્યાથી મનની ઐક્યતા થાય છે. જ્યાં ઐક્યતા છે ત્યાં પ્રેમ પણ છે. મા બાપ પોતાનાં પુત્ર અને પુત્રીના જીવન સુખી જોવા ઇચ્છતા હોય તો તેમણે પોતાનાં બાળકને મોટીજ ઉમ્મરે પરણાવવા.

હિન્દુ લગ્નની રીતી સંબંધમાં શ્રીયુત ગોવરધનરામ ત્રીપાઠીએ કહ્યું છે કેઃ-

"મન ઐક્ય વીણ નહી મીત્રતા મળવે ગુરૂજી કો રીતે સ્ત્રી પુરૂષ કેરૂં લગ્ન એવી મીત્રતા-હેતુ છે ઘણી વાર આપની પાસથી;મ્હેં તાત એવુંજ સુણ્યું છે રસ ઐક્ય તો નહી હોય ત્યાં કેમ મીત્રતા એ સંભવે ? રસ ઐક્ય વળી વીધી પણ નહી કદી ઇતરકો સરજી શકે" મોટપણમાં લગ્ન કરવાથી તે સ્ત્રી અગર પુરૂષમાં સમજણ હોય છે અને પ્રેમ એ વસ્તુ સારી રીતે સમજી શકે છે. નાનપણમાં લગ્ન કરવાથી ઘણી સ્ત્રીઓ વીધવા થાય છે. અને તે વીધવાના નીયમ પાળી શકતી નથી નણુ કે ચાર વરસની છોકરી વિધવા થાય

તો તેને હું વીધવા છું એવો તેને કદી ખ્યાલ હોતોજ નથી. ઓછામાં ઓછું છોકરીનું લગ્ન સોળ વર્ષની ઉમ્મરે થવું જોઇએ પછી જો મોટી ઉમ્મરે થાય તો સારી વાત છે, પણ જેને ઘણી ઉતાવળ હોય તો તે સોળથી ઓછી ઉમ્મરે તો લગ્ન નજ કરી શકે જો છોકરીનું લગ્ન સોળમાં વર્ષે કર્યું હોય અને ત્યાં સુધી તેણે કેળવણી લીધી હોય તો તે વીધવાનાં નિયમ બરાબર સમજી શકે અને જો ઇશ્વર ઇચ્છાથી વિધવા દશા આવી પડે તો તે નિયમનું પણ બરાબર પાલન કરી શકે. પણ જે છોકરીને લગ્ન કરેલ શું તેનીજ ખબર નથી એવી છોકરી જયારે વિધવા થાય ત્યારે તેનાં મનમાં થાય કે આના કરતાં મને કુંવારીજ રાખી હોત તો સારૂ થાત માટે સહુએ પોતાનાં પુત્ર અને પુત્રીઓનાં લગ્ન યોગ્ય ઉમ્મરેજ કરવા.



# હિન્દ સમાચાર.

**બહાદુર બાળા.**

કાશ્મીરથી પં૦ શ્યાન કીશુન કોલાની બહેન શ્રીમતી ગિરિજાવતી કોલાએ સ્વતંત્રમાં લખી મોકલ્યું છે કે હું કાશ્મીરી બાળા છું. અત્યારે મારી ઉમર ૨૧ વર્ષની છે. મારા પિતા મારા બચપણમાંજ સ્વર્ગવાસી થયા હોઇને મારો ભાઈ મારૂ ભરણ પોષણ કરે છે. તે વિદેશી વસ્તુઓનો વેપાર કરે છે. મેં તેને ઘણીવાર સ્વદેશીનો વેપાર કરવા વિનંતી કરી પણ તે મારૂં કહ્યું માનતો નથી. એટલુંજ નહિ પણ તે મારૂં સગપણ એવા મનુષ્ય સાથે કરવા માગે છે કે જે સંયુક્ત પ્રાંતમાં એક અંગ્રેજની દુકાનમાં નોકર છે. હું એવા આદમી સાથે મારો સંબંધ બાંધવા નથી માંગતી કે જેણે પોતાના દેશની સેવા છોડીને પરજાતિની ગુલામી ઉઠાવી છે. મારા સ્વામી દેશની ખાતર જેલમાં જાય અને હું રેંટીઓ ચલાવી ગુજરાન ચલાવું તેમાં હું અહોભાગ્ય માનું છું. જો તે મહાશયને મારી સાથે લગ્ન કરવાં હોય તો તેણે હાલના વિચારો છોડી દેવા અને જો મારા ભાઇના કહેવા ઉપર શ્રદ્ધા રાખશે તો હું ઝેર ખાઇને પ્રાણત્યાગ કરીશ.

દેશ સેવાની આવી સાચી ભાવનાં જયારે આર્ય રમણીઓમાં જાગ્રત થશે ત્યારે સ્વરાજય મેળવવું સહેલ છે.

વ્યાખ્યાનમાં ખાદીની પ્રતિજ્ઞા—યેવલામાં સાહિત્યપ્રેમી વિનય વિજયજી મહારાજ ન પ્રમુખપણા નીચે શાસ્ત્રીજી વિશ્વામિત્ર કોશીકે હાલની સ્થિતી ઉપર જાહેર વ્યાખ્યાન આપ્યું હતું. જેમાં હિંદુ–મુસલમાન ભાઈઓ તથા બ્હેનોથી હોલ ચીકાર ભરાઇ ગયો હતો. આ પ્રસંગે અહમદનગર તથા યેવલાના વકતાઓએ પણ અસરકારક વિવેચનો કર્યાં હતાં. આ વ્યાખ્યાનોથી કેટલાક શ્રોતાઓએ આઠ દીવસની અંદર શુદ્ધ ખાદીનાજ કપડાં પહેરવા નિશ્ચય કર્યો હતો અને તેવી પ્રતિજ્ઞાઓ લેવાઇ હતી.

અંબાલા પંચનો ઠરાવ—અંબાલા સીટીના સમસ્ત જૈન શ્વેતામ્બર પંચે તા૦ ૧૯-૬-૨૨ ના રોજ ઠરાવ કર્યો છે કે ચરબીની કાંજીવાળા તેમજ રેશમી વસ્ત્રો કોઇએ લગ્ન પ્રસંગે કે મરણ પ્રસંગે કે તેવા કોઇ પણ પ્રસંગે વાપરવા નહિ; કેમકે તેમાં અનંત જીવની હિંસા રહેલી છે.

ખાદીના વ્રત—મુનિ મિત્રવિજયજી યેવલાથી લખે છે કે તા૦ ૨-૭-૨૨ ના જૈન પત્રમાં ખાદી વહોરાવનારને પાપ ખરૂં કે નહિ એ વીષે ચરચા ચાલે છે મારા ધારવા મુજબ ખાદીનો વપરાશ એ કરોડો ગરીબોનો નિભાવ છે. તેમજ લાખો જનાવરો કપાતાં બચે છે. અર્થાત્ (બચવા સંભવ છે) તેટલેજ અંશે મીલોના ચરબીવાળા પરદેશી કાપડમાં તે બન્ને ગુણો દોષરૂપ બની તેને પોષણ મળે છે, એ દીવા જેવું થઇ ગયું છે માટે વિષેશ લખવા જરૂર નથી. જેમાં આવું પાપ હોય તે વાપરવું એ દોષ છે તો પછી તે સાધુઓને વહોરાવવું તેમાં હોય દોષ શા માટે નથી. આ વીગેરે કારણોથી સાહિત્યરસીક શ્રીમાન વિનય વિજયજી મહારાજે અઢી ત્રણ વરસથી તેનો ત્યાગ કર્યો છે. એટલુંજ નહિ પણ હવે તો ગુરૂવર્ય શ્રીમાન વલ્લભવિજયજી મહારાજ તથા શ્રીમાન કર્પુરવિજયજી મહારાજ વીગેરે ઘણા સાધુઓએ તેમ જાણી ત્યાગ કરેલ છે, એટલુંજ નહિ પણ તે વહોરવાની પણ શ્રાવકોને મનાઇ કરેલ છે. મેં તથા શ્રી વસંતવિજયજીએ પણ આ સાલથી ખાદીનાજ કપડાં વહોર્યા છે.

ખાદી પ્રચાર—સનખતરા (પંજાબ) માં પં૦ સોહનવિજયજી પોતાના બે શિષ્યો સાથે અખાડ શુદિ ૬ ના પધારતા ત્યાંના હિંદુ-મુસલમીન ભાઇઓએ સારો સત્કાર કર્યો હતો અને એકત્રિતથયેલા જૈન તેમજ જૈનેત્તર સ્ત્રી પુરૂષોને ઉપદેશ આપતાં કેટલાક હીંદુ મુસલમાનોએ ચાતુર્માસમાં માંસ નહિ લાવવાની પ્રતિજ્ઞા કરી હતી આ વખતે અમૃતસર નિવાસી લાલા હરિચંદજી દુગડે પ્રભાવના કરી હિંદુ-મુસલમાનોના દરેક ધર્મસ્થાનકોમાં પણ એક એક રૂપીઓ અને એકએક શેર મીઠાઇ આપી હતી. તેમજ બહારગામથી આવેલા હિન્દુ-મુસલમાનભાઇઓનું ભોજનાદિકથી સ્વાગત કર્યું હતું. થોડા દીવસ બાદ એક પીર સાહેબ પોતાના સાગરીદો સાથે પધારી મહારાજ શ્રી સાથે કેટલીક ચર્ચા કરી હતી જેના પરિણામે પીર સાહેબે વિદેશી કાપડનો ત્યાગ કરી સ્વદેશી વસ્ત્રો ધારણ કર્યા છે.

ભાયખલા જૈનોની દેરાશરની મીલકત સંબંધી હાલ તકરાર ઉઠી છે. મુંબઇનુ પોર્ટટ્રસ્ટ આ સાર્વજનીક મીલકત કે જૈનોની માલકીની છે તે અમુક ઠરાવેલી કિંમત આપી લઇ લેવા માગે છે. અને આ બાબતમાં પોર્ટટ્રસ્ટ અને મુંબઇના જૈનો વચ્ચે ઝગડો ઉઠયો છે. આ એક ધાર્મિક સવાલ છે. અને કોઇ પણ ધર્મની બાબતમાં આડે ન આવવાનું તથા તેના હકો છીનવી ન લેવાનુ રાજ્યમાતા વિકટોરીયાએ વચન આપ્યું છે. જો આ મીલકત સત્તાની જોહુકમીથી લઇ લેવામાં આવશે તો એ વચન ઉપર પાણી ફેરવાયા જેવું થશે. સરકાર પ્રત્યેની સહાનુભૂતિ જૈન કોમમાંથી નષ્ટ થશે. અને ધારમીક લડાઇ જાગશે. અમે આ બાબતમાં અમારો અભિપ્રાય એ દર્શાવીએ છીએ કે મુંબઇના જૈનો મક્કમતાથી આ બાબતમાં પગલાં લેશે. અને મીલકત જવા દેશે નહિ તેમની પાછળ આખી જૈન કોમનું સંઘબળ રહેલું છે. એટલે પુરી નિર્ભયતાથી તેઓએ કામ કરવાની જરૂર છે.

**સ્ત્રીઓની હિમ્મત.**

ભાયખલાના અંગે મુંબઇમાં તા૦ ૨-૮-૨૨ બુધવારે બપોરના બે વાગે લાલબાગના હોલમાં ગં૦ સ્વ૦ બ્હેન હીરાકુંવર બ્હેનના પ્રમુખપણા નીચે સભા મળી હતી. જેમાં મોટી સંખ્યા સ્ત્રીઓની હાજર હતી. તેમાં નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતા.

૧-શ્રી ભાયખલાના અમારા પવિત્ર તીર્થના રક્ષણ માટે અમારા પૂર્વજોએ ખરીદેલી ખાસ પવિત્ર જમીન લેઇ લેવાનો ટ્રસ્ટના ઠરાવને સરકારે બહાલી આપી છે તે જાણી

અમોને અત્યંત નીરાશા અને ખેદ થાય છે અને તે સામે અમો સખ્ત અણગમો અને તિરસ્કાર જાહેર કરીએ છીએ. અને આશા રાખીએ છીએ કે નામદાર મુંબઇ સરકાર આ બાબત હજુ પણ ફરીથી વિચાર કરશે અને જૈન સંઘને થયેલો ગેરઇન્સાફ દુર કરશે.

૨-બીજો ઠરાવ સંઘના કાર્યવાહકોને આ જમીનના રક્ષણ માટે સખ્ત લડત કરવાને ચેતવણી આપવાનો હતો.

૩-આ સભા વધુમાં ઠરાવ કરે છે કે આ કામ જો મુંબઇનાં જૈન મરદોથી ન બની શકે તો અમો સ્ત્રીઓ દરેક જરૂરી મદદ આપવા અને જરૂર પડે તો સત્યાગ્રહ કરવા પણ તૈયાર છીએ.

કાંકરોલી ગામ મેવાડ તાબામાં આવેલું છે. ત્યાંના જૈન મંદિરની પ્રતિમાં વૈષ્ણવ કોમના કાંકરોલીના વહુજી મહારાજ સૌન્દર્યમતિએ ઘુમટ તોડાય તોજ કાંકરોલી ગામનું પાણી પીવું એવી અજ્ઞાનતાજન્ય ધર્માંધપણાની પ્રતિજ્ઞા કરવાથી તથા અમદાવાદના વૈષ્ણવોના મહારાજે પણ તેને ટેકો આપવાથી તથા ઉદયપુર દરબારના તે સૌન્દર્યમતિ ગુરૂપતિ થતા હોવાથી દરબારે તેમનું કહેવું સાંભળી તોડી પાડવારૂપ તથા મંદિરનો ઘુમટ તોડી નાંખવાની બાબત હાલમાં બનવા પામી છે. અને તેથી જૈન કોમમાં ભારે ખળભળાટ ઉત્પન્ન થવા પામ્યો છે. અને તેમાં ઘણાખરા જૈન બંધુઓને કેદમાં નાંખ્યા છે તેમ પાંચ દશ બંધુઓનો પત્તો પણ નથી. બનેલા બનાવ સંબંધી પુરતી હકીકતના અભાવે એટલીજ નોંધ કરવાની જરૂર વિચારીએ છીએ કે આ પ્રમાણેનો બનાવ બનવાથી વૈષ્ણવ કોમ અને જૈન કોમ વચ્ચે ભારે ઉશ્કેરણીનો ભય પેદા થયો છે. બનેલા બનાવ બાબત કોની ભૂલ છે એ બાબતના નિર્ણયને બાજુ પર મૂકતાં એટલું તો લખવાની ફરજ પડેજ છે કે જે પગલું ભરવામાં આવ્યું છે અને મંદિરોની પ્રતિમા તોડીને તળાવમાં નાંખી દેવાઇ છે તે કૃત્ય ખરેખર અઘટિત થયું છે. જો આ બાબતમાં વૈષ્ણવ કોમ તેમ જૈન કોમ તરફથી મળી સમજીને કામ લેવામાં આવ્યું હોત તો આવી દુઃખદ ઘટના બનવા પામી એક બીજાના મન ઉંચા થવા પામત નહિ. હવે જયારે આવું આપખુદી ભર્યું પગલું ભરવામાં આવ્યું છે ત્યારે જૈન કોમે બેસી ન રહેતાં ઘટતી તપાસ કરવાની જરૂર

અમો આ બાબતમાં એજ આશા રાખીએ છીએ કે બંને પક્ષના આગેવાનો સાથે મળી આ બાબતનો યોગ્ય તોડ લાવશેજ.

## પ્રત્યુત્તર.

પાદરાથી સ્વદેશી વ્રતધારી મુની ન્યાયવિજયજી જણાવે છે કે તા૦ ૨-૭-૨૨ ના જૈન પત્રમાં પાપનો ચાલ્યાર્થે એ મથાલાના લેખમાં લખે છે કે મીલમાં હીંસાથી બનતા વસ્ત્રો સાધુને વહોરવામાં અહિંસા ધર્મ પોષાય છે કે હણાય છે તો તેના સંબંધમાં જણાવવાનું જે મહાવ્રતધારીઓને મીલમાં હીંસાથી બનતા વસ્ત્રો વહોરવામાં પાણાઇ વાયા એવેર મણં. એ મહાવ્રત હણાય છે તેમજ ગૃહસ્થોને પણ પ્રથમ વ્રત સ્થુલ પાણાઇ વાયા એવેર મણં હણાય છે માટે ખરા મહાવીર પુત્રોએ તો ખાસ ચરખી ધીનાના વસ્ત્રો પહેરવાં એવી પ્રતિજ્ઞા ગૃહસ્થોને તથા મહાવ્રતધારી સાધુઓને પ્રથમ વ્રતની અંદર આવી જાય છે માટે હીંસાથી બનતાં મીલવાળાં ચાહે સ્વદેશી હોય તોપણ ત્યાગ કરવો જોઇએ,

# સાભાર સ્વીકાર.

શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ પાલીતાણાનો સંવત ૧૯૭૫ ના શ્રાવણથી ૧૯૭૭ ના અસાડ વદ ०)) સુધીનો રીપોર્ટ મળ્યો છે. આ બાળાશ્રમ પાલીતાણા ખાતે સ્થપાયું છે અને રીપોર્ટમાં આપેલી હકીકત જોતાં આ બાળાશ્રમે સંગીન કાર્ય કર્યું જણુ ય છે. બાળકોની કેળવણી અર્થે પ્રયાસ કરતી આ સંસ્થા પહેલીજ છે. બાળકોની શારીરિક તેમ નૈતિક કેળવણી અર્થે તેનો પ્રયાસ આજે ઘણાં વર્ષોથી જાણીતો છે. તેના ઉત્સાહી કાર્યવાહકો પોતાના કર્તવ્યમાં મંડયા રહી બાળકો કે જેના ઉપર ભવિષ્યનો સઘળો આધાર છે તેનામાં નૈતિક તેમ ધાર્મિક ઉચ્ચ છાપ પાડવા પ્રયત્ન કરતા રહેશે.

કર્મવીર પુ ૨ અંક ૧૧-૧૨ અમદાવાદ ખાતેથી પ્રસિદ્ધ થતા આ માસિકના અંક ભાઇ રણછોડલાલ હરીલાલ ભટ રાયપુર ખાડવાની પોળ તરફથી મળ્યા છે. વિષયોની વિવિધતા સારી છે. અને માસિક વાચવા યોગ્ય છે. અમે અમારા સહકારી બંધુની આ માસિક દ્વારા પ્રગતિ ઇચ્છીએ છીએ.

સુધારો.

ગયા અંકમાં નજર ચુકથી કેટલીક અગત્યની ભુલ રહી ગઈ છે. મુખ્ય ભૂલોજ અત્રે સુધારી છે. સુજ્ઞ વાંચકોને તે સુધારી વાંચવા વીનંતી છે.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૩ | મહિલાઓ ઓ પ્રેમધરી | મહિલાઓ પ્રેમધરી |
| ૨ | ૧ | ભુષણ | ભૂષણ |
| ૨ | ૭ | ભુષણ | ભૂષણ |
| ૩ | ૩ | સહગુણાનુરાગી | સદ્ગુણાનુરાગી |
| ૧૮ | ૧ | મધૈસુવ કુટુંબક | વસુધૈવ કુટુંબકં |

લેખકોને જવાબ—સ્ત્રીઓના સંબંધમાં પાશ્ચાત્ય પંડિતોના વીચારોના સંબંધમા એક લેખ જૈનની સહી સાથેનો મળ્યો છે. નામ વગરનો હોવાથી તે ઉપર ધ્યાન આપી શકાતું નથી લખનાર ભાઇ અમારી ખાનગી જાણ માટે પોતાનું ખરું નામ ઠેકાણું જણાવશે તો તેના પત્ર ઉપર ઘટતો વીચાર થશે.

# "અભિમાની ધનવાનો પ્રત્યે."



( રચનાર-તનમનગૌરી ઠાકોર. )

પ્રેમની દ્રષ્ટી કરી મ્હેં નેહ નજરે ધારીને,
પણ આપનાં મનમાં નથી તે દ્રષ્ટીની કિંમત અરે,
હું પ્રેમ રાખું તમપરે પણ ના હૃદય તમરે બળે,
નિષ્ઠુર હૃદય તમ જોઇને હા હા અરે અંતર બળે. ૧

શ્રીમંત ભલે અજ્ઞાની હો પણ જ્ઞાની તે લેખાય છે,
જ્ઞાની ભલે હો ગરીબ તો પણ મૂર્ખમાં લેખાય છે.
પ્રેમ રાખે ગરીબ તે પણ લક્ષમાં લેખાય ના,
નિર્મળ હૃદય જોવાય ના, કોઇ પ્રેમ અવલોકાય ના. ૨

ગરીબાઇમાં ગાંડા ઠમે, શ્રીમંતાઈમાં ડાહ્યા બને,
જ્ઞાન આપે ધનીકને, અજ્ઞાન આપે ગરીબને.
ગાંડા થયા ગરીબ તે, ડાહ્યા થયા શ્રીમંત તે,
એ ભેદ છે કેવો અરે, માલુમ ન પડયો તે મને. ૩

અમ આવીએ તમપાસ પણ દરકાર ના તેની કરો,
મૂર્ખોગણીને અમપરે ધીક્કારનું વર્ષણ કરો.
સાથે જવાનું છે છતાં અભીમાન ના અળગો કરો,
મોટાઇ રાખીને સદા મોટાપણું ઉરમાં ધરો. ૪

શું આપશો ઉત્તર અરે યમરાયનાં દરબારમાં,
શ્રીમંત ગરીબો એક છે ન્યાયી હરી દરબારમાં.
માટે સદા ભાઇ. ચેતીને અભીમાનને અળગો કરો.
સમ દ્રષ્ટી રાખી સદ્પરે ઉંચનીચ ના હૃદયે ધરો. ૪

સુધારો--શ્રાવિકાસુબોધ (હાલ મહિલાભૂષણ)ના પુસ્તક ૩ ના અંક ૧ માં પારી ખેચરલાલ પંજી રૂ. ૭૫ આશ્રમ ખાતે મદદ એમ છપાયું છે પણ તે ભુલ છે. સદરહુ ભાઇ તરફથી આશ્રમને કંઇ મદદ મળી નથી. હિસાબમાં તે રકમ ન લેવાય અને કોઇને શંકા પડે તે અર્થે આટલો ખુલાસો કરવા જરૂર પડી છે.



## સુરત જૈન વનિતા વિશ્રામને મળેલી મદદ.

૧૨૩-૦-૦ મુની હંસવિમળજી મુંબઇ. બહેન સરસ્વતિની ફીના.
સંવત ૧૯૭૭ માં પોતાના પૂર્વાશ્રમમાં આપેલા તે જમા લીધા છે.
૨૫-૦-૦ શેઠ પ્રભુદાસ શેશકરણ મહાવીર સ્વામીની જયંતીના.
૬-૦-૦ મહેતા વેલચંદ ઉમેદચંદ અમદાવાદ.
૫-૦-૦ શા. ચીમનલાલ ગોદડ પાલણપુર.







## હારમોનીયમની જરૂર.

શ્રી જૈન વનિતા વિશ્રામમાં બાળિકાઓને રાત્રે એક કલાક સંગીત શીખવવવામાં આવે છે. તેમને માટે એક હાર્મોનીયમની જરૂર છે. જે કોઇ ભાઇ કે બહેનની ઇચ્છા હોય તે પોતાના નામ સાથે આ સંસ્થાને એક હાર્મોનીયમ મોકલી પુણ્ય ઉપાર્જન કરશે.



Registered No. B. 1654.

॥ श्री गौतमायनमः ॥

સુરત જૈન વનિતાવિશ્રામને અંગે પ્રકટ થતું માસિક.

# મહિલાભૂષણ.

केयूरा न विभूषयन्ति 'महिलां' हारा न चन्द्रोज्वलाः ।
न स्नानं न विलेपनं न कुसुमं ना लंकृता मूर्धजाः ।
वाण्येका समलंकरोति 'महिलां' या संस्कृता धार्यते ।
क्षीयन्ते खलु भूषणानि सततं वाग्भूषणं भूषणम् ॥

પુસ્તક ૩ જું
અંક ૪ થો
ભાદ્રપદ
સંવત ૧૯૭૮



વાર્ષિક લવાજમ
રૂ. બે
પોસ્ટેજ સાથે
અગાઉથીજ

સંપાદિકા-બ્હેન રૂક્મિણી રા૦ સા૦ હીરાચંદ મોતીચંદની વીધવા.
ગોપીપુરા-સુરત.

# વિષયાનુક્રમણિકા



---

# શ્રી જૈન વનિતા વિશ્રામનો હેતુ.

## ઠેo ગોપીપુરા—સુરત.

આ સંસ્થાનો મુખ્ય હેતુ એ છે કે જૈન વિધવા બ્હેનો આ સંસ્થામાં રહી સાધુ જીવન ગાળે, ધર્મનીતિ સંબંધી જ્ઞાન પામે, તેઓનું નિરૂદ્યમી જીવન ઉદ્યોગી બને, તેઓ કર્તવ્યપરાયણ થાય, તથા તેઓની માનસિક તથા આધ્યાત્મિક સ્થિતિ સુધરે કે જેથી તેઓનું જીવન આપોઆપ શાંતિવાળું ગૌરવવાળું તથા આત્મશ્રદ્ધાવાળું બને, અને તેઓ પોતાના કુટુંબને સહાયક, તથા સમાજને પણ ઉપયોગી થઇ પડે. તે ઉપરાંત સધવા શ્રાવિકા બ્હેનો તથા જૈન કન્યાઓને ધર્મનિતિની તથા વ્યવહારિક કેળવણી આપવી કે જેથી તેઓ ઉત્તમ ગૃહિણી તથા માતા બને કર્તવ્યનિષ્ઠ થાય.

---


આ પત્ર સુરત લીમડા ચોકમાં આવેલા દેશી મિત્ર પ્રેસમાં મગનલાલ વનમાળીદાસે છાપ્યું અને બ્હેન રૂકિમણી હીરાચંદ મોતીચંદની વીધવાએ ગોપીપુરા સુરતમાંથી પ્રકટ કર્યું.

# મહિલાભૂષણ.

પુસ્તક ૩ જું. ભાદ્રપદ સંવત ૧૯૭૮ અંક ૯ મો.

## ગાંધીજીને:-

ખમ્મા ગાંધીજી ઘણું જીવજોરે લોલ (૨)
વ્હાલા બાપુજી રસ રેડજોરે લોલ.
દઇને સ્વરાજ્યનો સુમંત્રજો (૨) ખમ્મા.
ખાદી અંકાવી અણમુલી આજ દેશમાં
તેમાં ધરાવ્યું દેશ હિતજો (૨) ખમ્મા.
સ્થાપી સિદ્ધાંતમાં શું ઐકયતા દશે દિશે
દાખવ્યો છે તેજનો અંબાર જો (૨) ખમ્મા.
પ્રેમે જીતી છે સર્વ દુસ્મનોની ફોજને
સાધીને આત્મબળ શસ્ત્રજો (૨) ખમ્મા.
મને વચન કાયે ત્યાગ કર્યું સર્વદા
હિંસાનું ઘોરતમ પાપજો (૨) ખમ્મા.
દેશના હિરાનું નુર દેશને ગુમાવવું
બ્હેની ? અકલ્પ્ય એ સુરાજ્યમાં (૨) ખમ્મા.
પ્રેમે પ્રતાપી વીર હિંદને ભણાવશે.
એના ઉદાર મૂળ સૂત્ર જો (૨) ખમ્મા.
બ્હેની પવિત્ર હિંદ આત્મને અનુસરી
પાળીશું તેના વચનો મૃતો (૨) ખમ્મા.
ઓઢી ખાદીને અમે અંગને શોભવશું
સેવીશું નિર્મલ આચાર જો (૨) ખમ્મા.
પ્રેમે નમાવી શિશ માગીયે અમે બધા
કરજે તું હિંદનો ઉદ્ધારજો (૨) ખમ્મા.

તા ૫–૯–૧૯૨૨.
મંગળવાર.

જસરાજ હ. શાહ.
શાન્તભુવન-વીરમગામ.

॥ ૐ ॥

# ઈશ્વર પ્રાર્થના.

( લેખિકાઃ—ગં. સ્વ. દયાબ્હેન શ્રોફ.)

પ્રભો ! અમને એવી શક્તિ આપો કે જેથી અમારાં નિર્બળ હૃદયો નિસ્વાર્થ અને નિષ્કામ થાય.

અમને એવું બળ આપો કે, જેથી અમે ધનવાનોની નકામી આજીજી ન કરતાં દીન દુઃખીઓના હાથ પકડી તેઓને આપની સેવામાં હાજર કરી શકીએ.

હે પ્રભુ ! અમને પરમાર્થનું એવું રહસ્ય બતાવો કે, જેથી આ લોક અને પરલોક બન્નેમાં અમારૂં શ્રેય પ્રાપ્ત થાય.

હે જ્ઞાન સમુદ્ર ! અમને એવું યથાર્થ અને સર્વોત્તમ જ્ઞાન પ્રાપ્ત કરાવી દો કે, જેના દ્વારા આપશ્રીનું સ્વરૂપ સચરાચરમાં, જડ અને ચૈતન્ય સર્વમાં જોઇ શકીએ અમે એવી શુદ્ધબુદ્ધિને ઇચ્છીએ છીએ કે, જેના વડે આપશ્રીના પ્રેમમાં વિઘ્ન કરતાં સર્વ સંકટોનો સહજમાં નાશ કરી શકીએ !

હે નાથ ! અમને એવું ઐશ્વર્ય આપો કે, જે મેળવી અમે આ મારૂં ને આ તારૂં એવો ભેદ ભૂલી હંમેશાં વિશ્વસેવાજ કર્યા કરીએ.

હે દેવ ! અમારાં નબળાં શરીરમાં એવું બળ ભરો કે જેને મેળવીને અમે અમારો જન્મસિદ્ધ અધિકાર અને કર્તવ્યને ઓળખી વિષયવાસનાની અજીતપ દુષ્ટ ભાવનાનો આપશ્રીની મદદથી ક્ષણમાંજ નાશ કરી શકીએ.

પ્રભો ! અમારૂં સાંકડું હૃદય એટલું બધું વિસ્તારી દો કે, જેથી કરીને અમે એમાં આપ પ્રભુના વિરાટસ્વરૂપનું ધ્યાન કરી શકીએ.

અમારી બાહ્ય (સ્થુલ) આંખોમાં એવું અમૃતનું ટીપું પાડો કે, જેથી કરીને આપના આંસુઓનો પ્રવાહ હંમેશાં વહયાજ કરે અને જેને જોઇને નિર્દય તથા દુરાગ્રહી પોતાના દુરાગ્રહને છોડીને વશ થઇ જાય.

હે ભક્તવત્સલ ! અમને એવી સ્મરણશક્તિ આપો કે, જેથી અમે આપને એક ક્ષણ પણ ભૂલીએ નહી અને દરેક કામો આપની સાક્ષી વિના ન કરી શકીએ અમે એવું અભિમાન ઇચ્છીએ કે, અમે ભારતવાસી આપનીજ પ્રજા છીએ અને આપ અમારા રાજા અને સર્વસ્વ છો.

ભગવાન ! સૌથી વધારે અમે એ યાચીએ છીએ, અને તે એ છે કે, આપશ્રીના ચરણોમાં અમારી નિષ્કામ ભક્તિ બની રહે, અને તેજ આપના પ્રેમને માટેજ બનો. એજ અંતિમ અમારી નમ્ર પ્રાર્થના છે.

# બ્હેનોનો સ્વદેશી ધર્મ.



"ચેત તો ચેતવું તનેરે"

જુઓને વિચારી જરારે, ભગિની મ્હારી.
વિદેશી વસ્ત્રોને ત્યાગો, સ્વદેશી વસ્ત્રો ને ધારો.
શીખ અંતરમાં ઉતારોરે. ભગિની—૧.
દેશ દાઝ દીલ લાવો, લાખો જીવોને બચાવો
કરોડો દુઃખી નીભાવોરે. ભગિની—૨.
જીવ હિંસા પાપ ભારી, જાણો છો કહું વિચારી
દિલ લાવો દયા જાણીરે, ભગિની—૩.
ચરખીથી વસ્ત્રો દીપે, તેમાં શું તમ મન રીઝે
દેશ દુઃખી બહુ દીસેરે. ભગિની—૪.
ફેશનની ફીશીયારી, તેમાં દેશ પાયમાલી
આજ તેથી દશા આવીરે. ભગિની—૫.
હજી હાથમાં છે બાજી, ધરને તું અંગે ખાદી
દેશની થાશે આબાદીરે. ભગિની—૬.
ખાનદાની ખાદી માંહી, દેશોદ્ધાર ખાદી માંહી
મહાત્માજીની શીખ ધારીરે. ભગિની—૭.
ફરજ તમો વિચારી, બનો દેશ હિતકારી
બોજો તુમ શીર ભારીરે. ભગિની—૮.
જુઓ સરોજની દેવી, હિન્દ સેવા કરે કેવી
શીખ તેની ઉર લેવીરે. ભગિની—૯.
માતા કરે છે જેવું, સંતાનો શીખે છે તેવું
માટે જ્ઞાન સારૂં લેવુંરે. ભગિની—૧૦.
સમજી લ્યો શીખ સારી, બનીને દેશાભિમાની
રેંટીયો પ્રીતે ચલાવીરે, ભગિની—૧૧.



# સ્ત્રી જાતિની અવનતિ દુર કરવાના ઈલાજ.

સંગ્રાહકઃ—કમળાબ્હેન દેવચંદ.

## ( મહાત્મા ગાંધીજીના લેખમાંથી. )

૧ સ્ત્રી જાતિની અવનતિ દુર કરવામાં મહા ભગીરથ પ્રયત્ન તો હિન્દુ ધર્મ શાસ્ત્રમાં સ્ત્રીઓને વિષે રહેલા આક્ષેપો દુર કરવાનો છે. એ પ્રયત્ન કોણ કરી શકે? અને કેમ થઇ શકે? મ્હારી અલ્પ મતિ પ્રમાણે મુખત્વે એ પ્રયત્ન કરવાને સારૂં આપણે સીતા દમયંતિ અને દ્રૌપદીના જેવી પવિત્રતાવાળી તેઓના જેવી અતિશય આગ્રહવાળી સંયમી સ્ત્રીઓની જરૂર પડશે. એ વેળા આ સતિઓને પૂજનારો હિંદુ સંસાર આધુનિક સતીઓને હિન્દુ સંસાર ઝીલી લેશે. અને સ્મૃતી આદિમાં રહેલા કટાક્ષોથી આપણે લાજીશું અને ભૂલી જઇશું આવા પરિવર્તન હિન્દુ ધર્મમાં સદાએ થતાં આવ્યાં છે. અને થશે અને તેથી એ ધર્મ આજ લગી નભી રહ્યો છે. અને નભ્યા કરશે.

૨ ઉપર પ્રમાણે સ્ત્રી જાતિની અવનતિનું મૂળ અને તે દુર કરવાના ધ્યેય રૂપ સાધનોનું આપણે કંઇક અવલોકન કર્યું પ્રથમ કાર્ય તો જેટલી સ્ત્રીઓને આ અવનતિનું ભાન કરાવી શકાય એટલી સ્ત્રીઓને ભાન કરાવવાનું છે. એ કાર્ય અક્ષર કેળવણીથીજ થઇ શકે એમ માનનારાઓમાંના હું નથી. એમ માનતાં કાર્ય સિદ્ધિને સારૂ ઘણો કાળ જોઇએ તેટલા કાળની કશીએ જરૂર નથી. એ હું ક્ષણે ક્ષણે અનુભવતો આવ્યો છું. અવનતિનું જ્ઞાન આજે જ અક્ષર જ્ઞાનને સારૂં રોકાયા વિના આપણે આપી શકીએ છીએ.

૩ હું બિહાર જીલ્લાની ઉંચા કુળની ઘણી બ્હેનોને મલ્યો. તેઓ બધી પડદામાં રહેનારી હતી. મ્હારે સારૂ બ્હેન જેમ ભાઇની પાસે પડદો નથી રાખતી તેમ તેઓએ પડદો કર્યો. આ બ્હેનો ભણેલી નહતી. તેઓને મલતાં પહેલાં તુરતંજ મને એક અંગ્રેજ બાઈ ભાઈઓની સાથે હું બેઠો હતો તેઓની વચ્ચે આવીને મળી ગઇ પણ હિન્દુ બ્હેનોને મળવા મારે અલગ કોટડીમાં જવું પડયું મેં તેઓને વિનોદમાં સુચવ્યું કે ચાલો આપણે બધાં જ્યાં પુરૂષો બેઠા છે ત્યાં જઇને બેસીએ તેઓએ ઉમંગથી કહ્યું અમે તો બહુ રાજી છીએ. પણ આપણા રીવાજ પ્રમાણે અમારે રજા મેલવવી જોઇએ અમને આ પડદો જરાએ ગમતો નથી. એ તમે તોડાવી નાખો.

૪ આમાં જેટલો કરૂણા રસ છે તેટલુંજ મારાં ઉપર વચનોનું સમર્થન છે. આ બાઇઓને અક્ષર જ્ઞાનની પૂર્વે પોતાની દશાનું ભાન થયું હતું. આ બાઇઓએ મ્હારી મદદ માગી. તે તો યોગ્યજ હતું પણ હું તેઓને વિષેજ તેઓના છુટકારાની શક્તિ ઇચ્છું. અને તે શક્તિ તેઓમાં છે, એમ તેઓએ કબૂલ પણ કરેલું આ બાઇઓનો પડદો થોડા સમયની અંદરજ પડી ગયેલો હશે.

૫ સ્ત્રી એ પુરૂષની સહચારિણી છે, તેના સરખાંજ મનવાળી છે. પુરૂષની બધી પ્રવૃતિ સૂક્ષ્મતા એ જાણવાનો તેને અધિકાર છે. જેટલી છુટ પુરૂષ ભોગવે છે. તેટલીજ તેને ભોગ-

નવાનો હક છે અને જેમ પુરૂષ પોતાના ક્ષેત્રમાં સર્વોપરિ છે તેમ સ્ત્રી પોતાના ક્ષેત્રમાં છે. આ સ્થિતી સ્વાભાવિક હોવી જોઇએ. એ કાંઇ અક્ષરજ્ઞાનના પરિણામ ન હોય અજ્ઞાન રૂપી અંધ કુપમાં ડુબેલા જડ પુરૂષો પણ ન શોભી શકે ન ભોગવી શકે તેવા અધિકાર રૂઢી પ્રથાને લીધે સ્ત્રીઓ ઉપર ભોગવે છે. સ્ત્રીઓની આ દશાને લીધે આપણી ઘણી પ્રવૃતિઓ અરધે જઇ અટકી પડે છે. આપણાં ઘણા કાર્યો પુરાં શોભી નિકલતા નથી અર્ધે મુડીથીજ વેપાર કરનારા પચ્છમ બુદ્ધિ વેપારીના જેવી આપણી સ્થિતિ છે.

ને જો મ્હારૂં કહેવું યોગ્ય હોય તો ઘણી બ્હેનોને જેઓને પોતાની દશાનું ભાન નથી તેઓને ભાન કરાવવામાં રોકાશે એનો અર્થ એમ થયો કે જેટલો વખત મલે તેટલો વખત મેળવી અતિશય પછાત રહી ગયેલા વર્ગમાં જઇ તમને જે મલ્યું છે તે એમને આપશો. જો તમે પુરૂષ વર્ગના ધાર્મિક, રાજ્ય પ્રકરાણી અને સાંસારિક પ્રવૃતિમાં ભાગ લેતા થઇ ગયા હો તો તેઓને એ વિષયનું જ્ઞાન આપશો. જો તમે બાળકોને ઉછેરવા વિષયમાં સારી માહિતી મેળવી હોય તો તે પણ આપશો; જો તમે સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી, સ્વચ્છ હવા અને સાદો ખોરાક, કસરત વિગેરેના સ્થૂળ અને સૂક્ષ્મ લાભો જાણી અને અનુભવી લીધાં હોય તો તે આ બ્હેનોને જણાવશો. આમ કરતાં તમે ચઢશો અને તેઓને ચઢાવશો.



## બાળકોનું સ્વાસ્થય.



લેખકઃ—માવજી દામજી શાહ.

( ગયા અંકથી ચાલુ )

**બાટલીથી દુધ પાવું.**

બાટલીવડે જો દૂધ પીવરાવવું હોય તો ગાયનું દૂધ ગરમ કરી લેવું, અને ત્યાર પછી હવે પછી બતાવવામાં આવનાર નિયમો પ્રમાણે ઉકાળીને ઠંડું કરેલું પાણી મેળવવું જોઇએ. દૂધ પાવાની ખાસ બાટલીઓ મળે છે તે વડે અથવા દવા માટે ઉપયોગમાં લેવામાં આવે છે એવી બાટલીને રબ્બરની ચૂસણી ( *Nipple* ) લગાડી દેવી જોઇએ, પરંતુ એવી બાટલી ઉપયોગમાં લેવી સારી નથી કે જેની સાથે લાંબી રબ્બરની નળી લગાડેલી હોય છે. એક તો આ નળી સાફ કરી શકાતી નથી, બીજું તેમાં માટીના કણ તથા સૂક્ષ્મ જંતુઓ દાખલ થઇ જાય છે, અને કયારે કયારેક તો તે બાળકના જીવનું જોખમ કરી નાંખે છે. બાટલી વડે એક વાર દૂધ પીવરાવ્યા પછી વધેલું દૂધ ફેંકી દેવું જોઇએ. રબ્બરની ચૂસણીને પણ ઉલટી કરીને સાફ પણ કરી નાંખવી જોઇએ, ત્યારપછી સાફ કરેલી ચૂસણીને અને બાટલીને ચોખ્ખા અને ઠંડા પાણીમાં નાંખી રાખવા જોઇએ, બે બાટલી રાખી શકાય તો વધુ સારી વાત છે. કેમકે વારાફરતી ઉપયોગમાં લેવી ઠીક પડે.

બાટલીનું દૂધ બચ્ચાંને કયારે પણ ઘણું ગરમ તથા ઘણું ઠંડુ દેવું જોઇએ નહિ, પરંતુ હમેશાં ધારોષ્ણ ( તરતજ દોહેલા દૂધની માફક ગરમ ) દેવું જોઇએ. દૂધ અને

પાણીની મેળવણી બચ્ચાંની વય મુજબ કરવી જોઇએ. દૂધ અને પાણી બાટલીમાં મેળવ્યા બાદ બાટલી એક ગરમ પાણીના વાસણમાં મૂકી દેવી જોઇએ, કે જેથી તે ધારેલું ગરમ થઇ જાય. જો બચ્ચું નવ મહિનાથી પહેલાં જન્મ્યું હોય અથવા જન્મથીજ બહુ દુર્બળ હોય તો તેને નીરોગી બચ્ચાંના જેટલું દૂધ કદિ પણ આપવું નહિ. તેને પ્રમાણમાં ઓછું દૂધ આપવું જોઇએ.

**દૂધ.**

સારી અને નીરોગી ગાયના દૂધને ગરમ કરીને ચીનાઇ, યા કાચના અથવા કલઇવાળા વાસણમાં રાખવું જોઇએ, વાસણમાં દૂધ નાંખ્યા અગાઉ ગરમ પાણીથી સારી રીતે સાફ કરી લેવું જોઇએ, કળશમાં દૂધ નાંખીને મલમલના એક ચોખ્ખા કપડા વડે ઢાંકીને ઠંડી જગામાં મૂકવું જોઇએ, દૂધને કોઇ પણ પ્રકારની વાસવાળી જગ્યામાં મૂકવું જોઇએ નહિ, કેમકે તેથી દૂધ ખરાબ થઇ જવા પામે છે એટલુંજ નહિ પરંતુ તે બચ્ચાંને પીવા લાયક રહેતું નથી.

રાત વીતી ગયા પછીનું-વાસી દૂધ કયારે પણ ઉપયોગમાં લેવું જોઇએ નહિ, પરંતુ દરેક વખતે તાજું અને સારૂં દૂધ બચ્ચાંને આપવું જોઇએ.

બાટલીનું દૂધ બચ્ચાંની ઉમર મુજબ તૈયાર કરાવવું જોઇએ, તે નીચેના ક્રમ મુજબ:-

| બચ્ચાંની ઉમર. | દુધનું પ્રમાણ. | પાણીનું પ્રમાણ. |
|---|---|---|
| એક અઠવાડીયાનું બચ્ચું. | એક મોટો ચમચો દુધ. | ત્રણ ચમચા જેટલું ગરમ પાણી. |
| બે ,, | દોઢ ચમચો. | ,, |
| ત્રણ ,, | બે ચમચા. | ,, |
| એક મહિનાનું બચ્ચું. | ત્રણ ચમચા. | ,, |
| બેથી ચાર મહિનાનું બચ્ચું. | ચાર ચમચા. | ચાર ચમચા જેટલું ગરમ પાણી. |
| ચારથી છ મહિનાનું બચ્ચું. | પાંચથી આઠ ચમચા સુધી. | ત્રણ કે ચાર ચમચા જેટલું ,, |
| નવ મહિનાનું બચ્ચું. | આઠથી નવ ચમચા. | ત્રણ ચમચા જેટલું ,, |

બાટલીનું દૂધ પણ એજ રીતે અને એજ વખતે આપવું જોઇએ, કે જે રીતે માતા ધવરાવે છે. નવ મહિનાના બચ્ચાંને દર ત્રણ ત્રણ કલાકે દૂધની શીશી આપવી જોઇએ, એવી રીતે આખા દિવસમાં છ શીશી જેટલું દૂધ થવા જશે અને રાત્રે કશું આપવું જોઇએ નહિ, જે બચ્ચું શીશી વડે દૂધ પીએ છે તેને કયારે કયારેક નારંગીનો રસ આપવો ઘણો ફાયદાકારક છે. જો કોઇ બચ્ચું માતાને ધાવીને મોટું થઇ શકતું ન હોય તો તેને અનુસરતો ખોરાક દેવાની કોશીશ કરવી જોઇએ, અર્થાત્ કયારેક ગાયનું દૂધ પાવું જોઇએ તથા કયારેક વળી માતાએ ધવરાવવું પણ.

**સાધારણ નિયમ.**

બચ્ચાંને કોઇ પ્રકારનો ભારે પદાર્થ આપવો જોઇએ નહિ, બે વર્ષ પર્યંત તો તેને દૂધ ઉપરજ રાખવું જોઇએ, બચ્ચાનો આમાશય કોમળ અને પાચનશક્તિ નબળી હોય છે,

તેથી એ મોટા માણસોના ખોરાકને પચાવી શકતું નથી, જો તેને ભારે પદાર્થ આપવામાં આવે તો નુકશાન થાય એટલુંજ નહિ પરંતુ હમેશને માટે તેની પાચનશક્તિ ખરાબ થઇ જાય.

નકામો પદાર્થ વધુ પ્રમાણમાં ખવરાવ્યા કરતાં સારો પુષ્ટિકારક પદાર્થ ખવરાવવો ફાયદાકારક છે, કારણકે સત્વહીન પદાર્થનો અયોગ્ય અને પાચન શક્તિપર પ્રભાવ પડતો નથી, પરંતુ જે પચીને શરીરમાં રમી રહે છે તેના ખોરાકનોજ પ્રભાવ પડે છે.

માત્ર ગાયના દૂધ વડે જે બચ્ચાંને પોષણ મળે છે તે સારૂં અને નીરોગી હોતું નથી, તેમ મોટું પણ થતું નથી, એટલા માટે જે બચ્ચાંને શીશીનું દૂધ પાવામાં આવે તેને શીશી આપ્યા અગાઉ જેતુનનું તેલ દરરોજ અર્ધા ચમચા જેટલું આપવું જોઇએ.

બચ્ચાંઓને હાલવા ચાલવાની શક્તિ આવ્યા અગાઉ ક્યારેય પણ તેને હાલવા ચાલવાનું કે દોડવાનું કહેવું જોઇએ નહિ, કારણકે નાની ઉમરમાં તેના પગોને નિર્બળ અને વાંકા થઇ જતાં વાર લાગતી નથી.

જ્યારે બચ્ચું પહેલીવાર બેસતાં શીખે છે, ત્યારે તેની પીઠ અને ગળાને ટેકો આપવો જોઇએ, કારણકે પરાણે ટટ્ટાર કરવું એમાં દુઃખ પડે છે અને તેનાં કોમળ હાડકાંઓને નુકશાન થાય છે.

### આરામ કરવો અથવા સુવું.

બચ્ચાંને ઘણા વખત સુધી સુવું પણ ઘણું જરૂરનું છે. તેને પોતાના બીછાના પર આરામ કરવાની અને સુવાની પહેલેથી ટેવ પાડવી જોઇએ, એક નાની સરખી ખાટલી આ કામ માટે ઉપયોગી થઈ પડશે, બચ્ચું જન્મ્યા પછી છ દીવસ સુધી તો ઘોડીયામાંજ સુવરાવવું જોઇએ.

એથી માતા અને બાળક બન્નેને આરામ રહે છે, ખાસ કરીને બાળકને વધારે આરામ રહે છે, કારણકે તેને ઘોડીયામાં પડયા રહેવાથી બિછાના તેમજ કપડાંના વધારે ભારથી સુરક્ષિત રહેવું પડે છે.

બાળકનું માથું અને મોઢું ક્યારે પણ ઢાંકવું જોઇએ નહિ, ખાસ કરીને જ્યારે બાળક ઓરડાની અંદર બેઠું હોય કિંવા સૂતું હોય. બચ્ચાંની ખાટલી પર બીછાનાના કપડાં એવાં હોવા જોઇએ કે જે સહેલાઈથી ધોઇ શકાય તેમજ બદલી પણ શકાય.

ઠંડીમાં કપડાંની અંદર એક ગરમ પાણીની શીશી રાખવાથી કપડાં ગરમ રાખી શકાય છે, પરંતુ શીશી બચ્ચાંના શરીરે કદિ પણ અડકવી જોઇએ નહિ.

બાળકને ક્યારેય પણ બળાત્કારથી સુવરાવવું જોઇએ નહિ, કારણકે આ ટેવ પણ સારી નથી. બાળકને હમેશ પોતાની ખુશીથી સુવા દેવું અને ખુશીથી ઉઠવા દેવું, સુવરાવતાં પૂર્વે આ વાતનો ખ્યાલ રાખવો જરૂરનો છે કે તેના પગ ગરમ તો છે ને? તેમજ તેના કપડાં બદલાવવાની તો જરૂર નથી ને?

### ન્હવરાવવું.

બાળકને હમેશા સવારે અમુક વખતે ન્હવરાવવું જોઇએ, ન્હવરાવ્યા પૂર્વે એક કલાક ખાવાનું પણ આપવું જોઇએ નહિ, ન્હવરાવ્યા પછી ખાવાનું આપવું સારૂં છે, ત્યાર પછી

કપડાં પહેરાવીને બીછાના પર સુવરાવી દેવું જોઇએ. અને ધીરેથી ઢાંકીને સુઇ જવાનું કહેવું જોઇએ.

ન્હવરાવવાનું પણ જો થોડું ગરમ હોય તો ઘણું સારૂં. તેમાં હાથ બોળીને જોઇ લેવું જોઇએ કે પાણી ઠીક ગરમ છે કે નહિ. જો વધારે ગરમ હોય તો થોડું ટાઢું પાણી મેળવીને બીજો હાથ બોળી જોઇ લેવું જોઇએ, વધારે ગરમ ન હોય તો તો ઠીક. બચ્ચાંને જલદી કપડાં ઉતારી ન્હવરાવી પાછાં જલદી કપડાં પહેરાવી દેવાં જોઇએ. એમ ન કરવામાં આવે તો શરદી થવાનો ભય ખરો, સફેદ ફલાનલનો એક કકડો માતાએ પોતાના ખોળામાં રાખવો જોઇએ, કારણકે બચ્ચાં માટે એ સારી વસ્તુ છે.

બચ્ચાંને સારી રીતે સાબુ વડે ચોળીને ન્હવરાવવું જોઇએ, અને સાબુ તેના મસ્તક પર સારી રીતે ચોળવો જોઇએ, જેથી તેનાપર મેલ જામી જવા ન પામે પરંતુ એમ કરતાં એ વાતનો ખ્યાલ રાખવો જોઇએ કે સાબુ તેની આંખમાં જવા ન પામે.

શરીરને પણ ખૂબ ચોળીને પાણીથી સાફ કરી દેવું અને બધા સાબુને ધોઇ નાંખવો, નાકને સારી રીતે લુછી નાંખવું, અને તેના કાન વગેરેમાં પેસી ગયેલા પાણીને પણ બરાબર સુકાવી નાંખવું. જો કાનમાં પાણી રહી જવા પામે તો કાનમાં ફોલ્લીઓ થાય અને હમેશને માટે બાળક બહેરૂં થઇ જાય જો આંખ લાલ થઇ જાય અને તેમાં કચરો જેવું દાખલ થયેલું જણાય કે તુરત તેને ડૉકટર પાસે લઇ જવું જોઇએ. જો આ બાબતમાં આળસ રહે તો બચ્ચાંને આંધળું થવાની ધાસ્તી છે.

સ્વાસ્થ્ય.

બચ્ચાંને સારી રીતે હસતું રમતું રહેવા માટે નિદ્રા પૂરતી લેવાની જરૂર છે. તેને અપચો ન થવા પામે, દૂધ પીધા પછી યા તો ધાવ્યા પછી ઉલટી ન કરે, વારંવાર રડે નહિ, વગેરે લક્ષમાં રાખવાનું છે.

બચ્ચાંને પેટ કબ્જ થવું ન જોઇએ, તેમ બે વારથી વધારે વખત દસ્ત જવું પડે નહિ. દસ્ત ચળકતો, પીળારંગનો અને કઠણ હોવો જોઇએ.

ચોખ્ખાઇ.

રૂમાલ સારી રીતે સાબુ વડે ધોવો જોઇએ, અને કેટલીકવાર જુદા જુદા પાણીમાં બોળી સારી રીતે ધોઇ સુકાવી દેવો જોઇએ, કયારેય પણ મેલો રૂમાલ સુકાવી ઉપયોગમાં લેવો નહિ, કારણ કે તેથી બચ્ચાંને ખસ તેમજ બીજા દરદો લાગુ પાડવાનો ભય રહે છે. ગંદો રૂમાલ સાફ કરી નાંખવાની જલદી ચીવટ રાખવી, નહિતર એ બાળકને માંદુ પાડી દેશે.

બચ્ચું જયારે બેસવા યોગ્ય બની જાય ત્યારે તેને ઝાડે ફરવાની કે પેસાબ કરવાની હાજત મટાડવા માટે અમુક પ્રકારનો શબ્દ શીખડાવી દેવો જરૂરનો છે, જયારે તે અવાજ

કરે ત્યારે તરતજ તેની તરફ નજર કરવી. અને બચ્ચાંને ઝાડે ફરવા લઈ જવું, પોતાના હાથ વડે બચ્ચાંને પકડી રાખવું અને તેની પીઠને પણ ટેકો દઈ રાખવો.

જો બાળકને પ્રથમથી એવી કેળવણી આપવામાં આવે કે તેણે બીછાનાને મેલું, ગંદુ અને ભીનું ન કરે. ઓરડામાંથી તરતજ ભીના તેમજ ગંદા કપડા તથા વાસણ વગેરે કાઢી નાંખવા જોઇએ, તેમજ ઓરડાને પણ ગંદો રહેવા દેવો જોઇએ નહિ. બચ્ચાંને, તેના કપડાં લત્તાંને તેમજ તેના ઉપયોગમાં આવતાં વાસણ ફ્રુસણને બહુજ સાફ રાખવા જોઇએ.

**ખુલ્લી હવા**—બચ્ચાના આરોગ્ય વાસ્તે ખુલ્લી હવા ઘણી જરૂરની વસ્તુ છે. બચ્ચાંને તથા ઘરડાંઓને તેની ઘણી જરૂર રહે છે, બાળકવાળા ઓરડામાં પ્રકાશ ધૂપ તેમજ ખુલ્લી હવા આવજા થાય તેવો બંદોબસ્ત કરવો જોઇએ, પરંતુ આ વાતનો ખ્યાલ રાખવો જોઇએ કે બધાં બારણાં ખૂલ્લાં રહેવા નજ પામે. બચ્ચું બે અઠવાડીયાનું લગભગ થાય ત્યારે તેને ખુલ્લી હવાનો લાભ લેવડાવવા બહાર કાઢવું જોઇએ.

બચ્ચાનું વજન કરવાથી સારી રીતે માલુમ પડે કે તેની વય શી રીતે વધતી રહે છે. એક નીરોગી બચ્ચાંનું વજન જન્મતી વખતે સાડાત્રણ શેરથી લઇને ચાર શેર જેટલું હોય છે જ્યારે ત્રણ મહીનાનું હોય છે ત્યારે સાડા સાત શેરથી આઠશેર સુધીનું, જ્યારે ૭ મહિનાનું હોય ત્યારે સાડા આઠશેરથી નવશેર સુધીનું. અને જ્યારે એક વર્ષનું હોય ત્યારે પુરેપુરા દશ શેરનું વજન હોય છે.

જવનો લોટ.

ક્યારેક ક્યારેક દૂધમાં પાણીને ઠેકાણે મેળવીને બચ્ચાંને આપવામાં આવે છે, દૂધ તથા જવના લોટને જુદા જુદા વાસણમાં રાખવા જોઇએ, અને એક વખતે કામમાં લેવા માટે એકવાર મેળવણી કરવી જોઈએ તેથી વધારે મેળવણી કરવી જોઇએ નહિ, બચ્ચાંને કોઈ અર્ક અથવા દવા પોતાના મનથીજ ડૉક્ટરની સલાહ લીધા વિના આપવી જોઇએ નહિ પરંતુ તેવે વખતે ડૉક્ટરને તુરત બોલાવી સલાહ લેવી જોઇએ. *

* 'વિજ્ઞાન' પરથી અનુવાદ.



# હિન્દની વીર પુત્રીઓએ દેશની હાકલ સાંભળી હવે શૂર લાવવું જોઈએ ! ! !



લેખક— સદ્‌ગુણાનુરાગી કપુરવિજયજી (રાજપુર–ડીસા)

(૧) દેશકાળને ઠીક પીછાણી, ડહાપણથી રહેણી–કરણી ઉત્તમ પ્રકારની પાળનારી શાણી માતાઓની હોડ દુનીઆભરમાં કોણ કરી શકે તેમ છે?

(૨) દુનીઆમાં જે મહાન અવતારી પુરૂષો પાકયા તેની જનેતાઓ ઉદાર વીર–પત્નીઓ હતી તેમના ઉત્તમ ગુણ–લક્ષણો વીર પુત્રોમાં સંક્રમેલા હતા.

(૩) કોઇપણ મહત્વના કાર્ય પ્રસંગે શાણી માતાઓ પોતાના પ્રાણપ્રિય પતિઓને તેમજ પુત્રાદિકને સમયોચિત સાચી સલાહજ આપતી હતી.

(૪) ખરી વીર પુત્રીઓ ખરે વખતે પોતાનું વીરત્વ પ્રકાશ્યા વગર કેમ રહે?

(૫) આખા દેશમાં ચોતરફ વિદેશી વસ્ત્ર–પાત્ર–ખાનપાનનો મોહ તજી શુદ્ધ સ્વદેશીનોજ સ્વીકાર કરવાની ગંભીર ઉદ્‌ઘોષણા થઈ રહી છે તેવે વખતે શાણી–ચકોર બ્હેનોએ વિદેશી વસ્ત્રાદિકનો મોહ વહેલાસર ત્યજી દઇ, સાવધાન થઈ શુદ્ધ સ્વદેશીનો જાતે સ્વીકાર કરી, તેમ કરવા મુગ્ધ બ્હેનોને સમજાવવી એ શું જરૂરનું નથી? છેજ.

(૬) "શાણી માતા શિક્ષકોની ગરજ સારે" એ કહેવતને સાચી પાડવી જોઇએ.

(૭) ઉતર–પૂર્વ અને મધ્ય પ્રદેશવાસી બ્હેનો પોતાના દેશબંધુઓને દેશ સેવામાં કંઇ રીતે મદદ કરી શકે છે તેમ બીજી બધી હીન્દવાસી બ્હેનો ધારે તો સ્વદેશ સેવામાં પોતે કંઇને કંઇ રીતે મદદગાર થઇ શકે ખરી. જે ઉદાર સુશીલ બ્હેનો પોતાની જાતને નિસ્વાર્થપણે દેશસેવામાં અર્પી શકે છે તે બીજા અનેક ભાઇ બ્હેનોને ખરી માર્ગદર્શક બને છે, એવી સાત્વિક જનેતાઓનીજ હિન્દને ખરી જરૂર છે.

(૮) દયા (ધર્મ) અને અર્થ (કરકસર, દેશહિત ઇ૦) દ્રષ્ટીથી હવે શાણી બ્હેનોએ ચરબી ખરડયાં સ્વદેશી કે વિદેશી મીલનાં રેશમી કે સનાઉ વસ્ત્રાદિકનો મોહ સાવ તજી શુદ્ધ સ્વદેશીમાંજ સંતોષ રાખી જીવનને બને તેટલું સાદું ને સંયમી કરવું ઘટે છે.

(૯) દેશની સ્થિતિને જરૂરીયાત જાણ્યા પછી હવે ધિઠ્ઠાઇ ભરી સ્વચ્છંદતા રાખવી નજ ઘટે.

(૧૦) જે મુગ્ધ બેનો હજુ અજ્ઞતાથી વાનર અનુકરણ કરતી હોય તેમને શાન્તિથી સમજાવી ઠેકાણે પાડવી. તેમની સાવ ઉપેક્ષા નહીં કરતાં પ્રેમથી તેમને ખરી વાત સમજાવવી જેથી તે અને તેની પ્રજા પણ સુધરે. ધીરજનાં ફળ મીઠાં. ઇતિ.

# સર્વ સામાન્ય હિત વાકયો.

લખનાર—સદ્ગુણાનુરાગી કપુરવિજયજી રાજપુર (ડીસા.)

૧. અત્યારે પ્રાપ્ત શકિત-સામગ્રીનો જેમ જેમ સમજ અને શ્રદ્ધા સહિત, ડહાપણથી દેશકાળને ઓળખી, સદુપયોગ કરી લેવાશે તેમ તેમ તેનો અધિકાધિક લાભદાયક વિકાશ થવા પામશે અને ઇષ્ટ કાર્યસિદ્ધિ અલ્પશ્રમે થોડા વખતમાંજ સુંદર રીતે થવા પામશે એ નિ:સંશય છે.

૨. સમયોચિત કર્તવ્ય કર્મ તન મન પરોવી કરવા મથી જવાય તો તેથી અધિકાધિક હિતકાર્ય નિ:શંક સાધી શકાય. પાકો અનુભવ મળે, દઢ પ્રતિતી-વિશ્વાસ જામે અને કાર્ય સિદ્ધીમાં જરૂરી સ્વાર્થત્યાગ કરવા ભણી રૂચી પૂર્વક પ્રવૃત્તિ થાય. અત્યારે એનીજ સૌથી વધારે જરૂર છે.

૩. વિશ્વવિખ્યાત થયેલ મ૦ ગાંધીજીનુ જીવતું જાગતું દ્રષ્ટાંત લઇ તેના જવલંત દેશદાઝ ભર્યા દ્રષ્ટાંતથી અનેક ઉત્તમ ભાઇ બ્હેનો તેમનો સુંદર આશય સમજી સંયમમાર્ગ પસંદ કરી યથાયોગ્ય કર્તવ્ય કર્મ નિ:સ્વાર્થ ભાવે કરવા તત્પર થઇ રહ્યા છે.

૪. અમુક યુવકો અને સહૃદય શ્રદ્ધાળુજનો તથા વિરલ વિદ્વાન વર્ગને બાદ કરતાં આખી સમાજમાં એકંદર ઘણી જડતા વ્યાપી રહેલી જણાય છે તેનેજ દુર કરવા દરેક દેશ દાઝવાલા હિન્દવાસીએ મથન કરવું જોઇએ.

૫. સી. આર. દાસ અને મોતીલાલ નેહરૂ જેવાના ઉદાર ચરિત્રો ગમે તેવા કઠણ દીલના સુખશીલ જનોનું હૃદય હલાવી પીગળાવી નાંખે એવા છે એવા અનેક નરનારી રત્નોનો ત્યાગ-સંયમની વેદી ઉપર નિ:સ્વાર્થપણે આત્મભોગ આપી રહ્યાં દીસે છે. એનું ઉંડુ રહસ્ય શાંત ચિત્તે નિસ્પક્ષપણે વિચારી લેવાય તો બાકીના દૂરવર્તી શ્રીમાનો અને વિદ્વાનો પણ માન મૂકી, નમ્ર ભાવે, સમાજસેવા અને દેશસેવામાં પોતાને છાજે અને બની શકે એવો સક્રિય ભાગ લેવાને સહેજે આકર્ષાય. એમ થવું કે કરવું અત્યારના સંજોગો જોતાં ભારે જરૂરનું છે.

૬. ત્યાગી સાધુઓ સન્યાસીઓ વિ૦ ધર્મગુરૂઓ પણ આ દિશામાં સમયને ઓળખી કર્તવ્ય દિશા નક્કી કરી ચાલે તો તેઓ પણ સમયોચિત શાશન-સેવા કરી રહ્યા લેખાય. કેમકે તેમનાં હિતવચન અને આચરણને અનેકજનો અનુસરે છે. તેમણે પણ પોતાની જવાબદારી વિચારવી ઘટે છે.

૭. આપસ આપસનાં કર્તવ્યકર્મ કરવાની જવાબદારી વિચારી જોતાં જેલયાત્રા કરવાની તરત જરૂર ન હોય તેમ છતાં પૂર્વોક્ત સેવા ભાવનાથી રંગાયેલા ગમે તે સહૃદય સજ્જનો પોતાના સમાગમમાં આવતા અનેક ભાઇ બ્હેનોના હૃદયમાં પ્રેમથી પ્રવેશી તેમને સ્વંસ્વ-કર્તવ્યોનુ યથાર્થ ભાન કરાવી શકે એ બહુ જરૂરનું ને સરલ હિતકાર્ય છે.

૮. મ૦ ગાંધીજીની પણ બીય એજ સલાહ હોઇ શકે. તેને જે જેટલી ઠીક સમજી શકે અને તે મુજબ ચાલવાની જેટલી તાકાત કેળવી શકે તેના પ્રમાણમાં તે પોતાનું નિશ્ચિત કાર્ય સરલતાથી કરી શકે.

૯. સાદાઈ રાખવી, બીન જરૂરી નકામી વસ્તુનો ત્યાગ કરવો. તેના વગર ચલાવી લેવું, ખોટા આવેશમાં આવી સ્વશક્તિનો દુરૂપયોગ ન કરવો, અને સંચિત શક્તિનો સારામાં સારો ઉપયોગ કરતાં રહેવું.

૧૦. દ્રઢ (નૈષ્ઠિક) બ્રહ્મચર્ય પાળવું. સત્યાગ્રહી થવું, ન્યાય-નિતિને પ્રમાણિકતાને પ્રાણ સમાં લેખવાં, સંતોષવૃત્તિ ભજવી, સહુને આત્મ સમાન ગણી પ્રતિકૂળતા નહીં ઉપજાવતાં અનુકૂળ આચરણ સેવવું, એ સનાતન નિતિ રીતિ સદાય લક્ષગત રાખી રહેવું.

૧૧. મુગ્ધ જનને કેટલાંક કામ દેખાવ માત્રથી નજીવાં લાગતા હોય પણ પરિણામ દર્શી મહાજનોને તે મહત્વનાં લાગવાથીજ તેઓ તેને પ્રધાનસ્થાન (મહત્વ) આપે તેમજ બીજાં કેટલાંક દેખાવ માત્રથી રમ્ય દેખાવડાં જણાતાં પણ પરિણામે અરમ્ય અનિષ્ટ કાર્યોને મુગ્ધજનો ગેરસમજથી મહત્વ આપે પણ દીર્ઘદ્રષ્ટિ સુજ્ઞ જનો તેનોજ ત્યાગ બહિષ્કારજ કરે-કરાવે અને અનુમોદે એ રહસ્ય સમજવા જેવું છે.

૧૨. ચા, બીડી, હોટેલનું ખાણું, નીશો-મદ ઉપજાવે એવી ચીજોનું સેવન (પીણું), મોહક (ફેશનેબલ) વસ્ત્ર પાત્રાદિની વપરાશ, માન ચાંદ વિં૦ ને મુગ્ધજનો સારાં લેખી મહત્વ આપે છે ત્યારે દીર્ઘદ્રષ્ટિ ને દેશદાઝવાળા દરેકે દરેક ભાઇ બ્હેન તે બધાંને ભારે અનર્થ આપદાને કરનારાં સમજી તજી દે છે અને શુદ્ધ સ્વદેશી વસ્ત્ર, પાત્ર ખાનપાનાદિકનેજ ગુણકારી જાણીને પસંદ કરે છે.

૧૩. કલેશ કુસંપને કાપી, દેશદાઝ દીલમાં ધારી ઐકયતાથીજ સહુ હિન્દીઓ સ્વ-પરહિત સાધી શકશે. ઇતિશમ્.



# સ્ત્રીનો દરજ્જો.



( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૬૬ થી )

( સદ્‌ગત ) લેખક વી. ટી. કોઠારી. બી. એ. એલ. એલ. બી. વકીલ કરાંચી.

આઇઓનીક સ્ત્રીની સંપૂર્ણતાનો પ્રસિદ્ધ અને બાહર પડેલો નમુનો તેની વેશ્યા હતી. જેના વાસ્તે પુરૂષો તરફથી સર્વે પ્રકારની છુટછાટ મૂકવામાં આવી હતી.

નૈતિક ઇતિહાસમાં જે બીના બહુ ઉપયોગી છે તેમજ સમજવી મુશ્કેલ છે તે મનુષ્યની મનોવૃત્તિના સંબંધમાં છે. મનુષ્યોયે શું કર્યું, શું શીખવ્યું તે જણાવવું ઘણું સહેલ છે. પરંતુ એ કાર્ય અને શિક્ષણ ઉત્પન્ન કરનારી માનસિક અવસ્થા સમજવી કઠીન છે. અને આપણા વાસ્તે કાળ અને સ્થિતિના અંતરને લીધે તે મનોવૃત્તિ કોને લીધે પ્રાદુર્ભાવ પામી

તે જાણવું ખાસ કરીને કઠણ છે. અતિ વ્યભિચારી તેમજ નામાંકિત સમાજો ઉત્પન્ન થયેલ છે જેના દષ્ટાંતો ઇટલી અને ફ્રાન્સના ઇતિહાસમાં મળી આવે છે. પરંતુ આશ્ચર્યજનક એ છે કે એવી સમાજ માનસિક શકિત અને બુદ્ધિબળના આવેશમાં જોકે નૈતિક બળમાં હિન છતાં પણ સર્વથી ઉતમ પંકિતની હતી. પરંતુ ગ્રીકોનું લંપટપણું અનિષ્ઠિત પ્રજામતથી પોષિત થતું અને પ્રખ્યાત નીતિતત્વ ચિંતકોના હયાતી અને દ્રષ્ટિ સન્મુખ વધ્યું હતું. અને આજ તેના નાશનું કારણ થઇ પડયું હતું.

જો આપણે જ્યારે પેરીસની ધનાઢય પ્રજા તેની પર પોતાનો વૈભવ રેડતી હતી. અને જ્યારે તેના અનુયાયીમાં બુએ ફ્રેનેલોજ જેવા ધર્મિષ્ઠ અને નીતિવાન ગણાતા તે પુરૂષો તેને પ્રેમમાં કેમ લુબ્ધ રાખવાના પાઠ અને શિક્ષણ આપતા તે કલ્પી શકીએ તો તત્વજ્ઞ સોક્રેટીશ અને વેસ્યા થીઓડોટાનો સંબંધ સમજવો મુશકેલ નહિ ગણાય.

ગ્રીક નીતિ શાસ્ત્રજ્ઞની મનોવૃત્તિનું ચિત્ર કલ્પવા વાસ્તે એક અતિ કોમળ અને સરળ પ્રશ્ન કે જે ધર્મશાસ્ત્રજ્ઞોને તેમજ નીતિશાસ્ત્રના ઉપદેશકને અતિ ઉપયોગી છે તે હાથ ધરવો પડશે.

ક્રીસ્ટીયન ધર્મગુરૂઓનો એક પ્રિય સિદ્ધાંત એ હતો કે વિષયની પાછળ ભુમિકા એ મનુષ્ય સ્વભાવનું પ્રથમ દરજ્જાનું પાપ છે અને જ્ઞાનની વૃદ્ધિ અથવા પ્રગતિ સંન્યાસીના તપોનિષ્ઠ જીવન વ્યવહારથી તદન વિરૂદ્ધ પ્રકારની છે. અને તે વાત સંપુર્ણ સત્ય છે.

માલથસ નામના અર્થ શાસ્ત્રીના લેખે સિદ્ધ કરી આપ્યું છે કે ગ્રીક નીતિ શાસ્ત્રજ્ઞો પરાપૂર્વથીજ જાણતા હતા કે વિવાહ જો નહાનપણમાં કરવામાં કરવામાં આવે તો વસ્તીનો વિસ્તાર પૃથ્વી ઉપર સમાય નહિ અને તેટલા વાસ્તે વિવાહ મોટી ઉમરે કરવો જોઇએ. અને મનુષ્યોયે ખને તેટલા સાધનોથી ઇંદ્રિય નિગ્રહ કરી પ્રજા ઉત્પત્તી સામે અટકાવ નાંખવો જોઇએ.

અતિ સુધરેલી અને સમજદાર પ્રજામાં માણસ પુખ્તે ઉમરે પહોંચે કે તરતજ વિવાહ નો સમય જેમ ખને તેમ આધેડ અવસ્થામાં થતો જાય છે.

અને આપણુ સત્ય છે કે ધર્મોના ફરમાન છતાં દરેક દેશમાં અને દરેક સમયમાં વિવાહની શુદ્ધતા જળવાઇજ નથી. આદી સમયથીજ દરેક પ્રજામાં અયોગ્ય વ્યવહાર માલમ પડયો છે. અને અન્ય કોઇ કારણ કરતાં વિશેષ આ દુષ્ટ વૃત્તિએજ પુરૂષની દુર્દશા અને દુર્ગતિ આણી છે.

નીતિના ઉપદેશકોએ બે વાત મુખ્ય કરીને ધ્યાનમાં રાખવાની છે. ૧ પ્રથમ તો માણસ જે બાળકને ઉત્પત્તિ આપે તેના પોષણ અને રક્ષણ વાસ્તે ઉપાય યોજવા બંધાયો છે. અને બીજી બાજુ કુટુંબ મંડળમાં શુદ્ધિ અને શિયળ ભ્રષ્ટ ન થાય તેના વાસ્તે સાવચેતીના પગલાં લેવાં આવસ્યકતા છે. પ્રત્યેક કુટુંબ રાજ્યનું મધ્યબિંદુ છે. અને સમાજની સુખ અને શાંતિ કુટુંબના નિર્મળ અને નિયમિત વ્યવહારના આધારે છે.

પ્રત્યેક દુખ અને આપત્તિનું કારણ પરસ્રી સાથે અયોગ્ય વ્યવહાર છે. અને તેથીજ આપણા હિંદુ શાસ્ત્રના દરેક ગ્રંથોમાં તેને વર્જ્ય ગણાયો છે. આવી સ્થિતિ હોવા છતાં

૧૮. તમારો સ્વભાવ કલેશ રહીત આનંદી અને તમારો ચહેરો હસમુખો હોય એટલે જેનું મુખ હસતું હોય અને જેનો ચહેરો આનંદી હોય તે તન્દુરસ્તીના ચીન્હો છે.

૧૯. સ્વાવલંબ અને સ્વાશ્રયને જીવન સુખી બનાવો કોઈ પણ પ્રકારનું કામ કરવામાં કદી પણ હીનપદ ન માનો એટલે કામ કરવામાં લાજનો ત્યાગ કરો.

( બુદ્ધિપ્રકાશ માસિકના લેખ ઉપરથી. )



# લગ્નનો હેતુ.



( ૧ )

લેખક:—જા૦ ઠા૦ મુનસફ.

પત્નિ એટલે અમુક પુરૂષને પરણેલી સ્ત્રી. પત્નિ ધર્મ એટલે પત્નિના ધર્મ અથવા પત્નિની ફરજો. સ્ત્રીએ પોતાના પતિ સાથે કેવી રીતે વર્તવું તે વિષયની ફરજોએ 'પત્નિ ધર્મ' કહેવાય, પણ એ બધું સમજતાં પહેલાં 'પતિ અને પત્નિ' એ નામો પુરૂષ અને સ્ત્રીને જે સંબંધથી પ્રાપ્ત થાય, તે સંબંધ વિષે થોડુંક સમજીએ.

સ્ત્રીઓ એક પ્રકારના વિશેષ ગુણોવાળી છે, ને પુરૂષો બીજા પ્રકારના વિષેશ ગુણો વાળા છે. તેથી કરીને જ્યારે એ બેનો સંબંધ થાય, ત્યારેજ એક આખું ઘર બંધાય છે. સ્ત્રીનામાં ચાર મુખ્ય ગુણો કહ્યા છે, પણ તે બધાનું એક નામ આપણે 'પ્રેમ' રાખીયે, અને પુરૂષના જે ચાર મુખ્ય ગુણો કહ્યા છે, તેનું સામટું નામ આપણે 'બળ' રાખીયે. સ્ત્રી એટલે પ્રેમની મૂર્તિ. તેના વિના પુરૂષનું અંગ અધુરૂં રહે છે, એટલે કે તેનામાં પ્રેમનો ગુણ ત્રીના પરિચય વિના આવી શકતો નથી, માટે કરીને સ્ત્રીને 'અર્ધાંગના' એવું નામ આપનામાં આવેલું છે. તેમ પુરૂષ વિના સ્ત્રી પોતાનું પોષણ આદિ પામી ન શકે માટે પુરૂષને તેનો પાળનાર એટલે 'પતિ' એવું નામ આપવામાં આવ્યું છે. આમ અન્યોન્યના મન અને તનની સર્વ અપેક્ષાઓ પુરી પાડવા માટેજ સ્ત્રી અને પુરૂષના લગ્ન કરવામાં આવે છે. તેમ કુદરતી રીતે પણ સ્ત્રી અને પુરૂષને એક બીજાનો આશ્રય કર્યા વિના ચાલી શકતું નથી.

માણસનો સ્વભાવ એવો છે કે તે એકલું રહી શકતું નથી. પુરૂષે પુરૂષને કે સ્ત્રીએ સ્ત્રીને જેવી મૈત્રી થાય છે, તેનાં કરતાં સ્ત્રી પુરૂષને વધારે રસમય, ગાઢ, અને વધારે ટકે એવી મૈત્રી થાય છે. એનું કારણ એજ કે સ્ત્રીને અને પુરૂષને કરવાના કામો જુદા જુદા છે. તેથી તેમની વચમાં ઇર્ષા કે દ્વેષ પેદા થવાનો સંભવ ઓછો છે. આ કારણને લીધે તેમની મૈત્રી બહુ ઉત્તમ નીવડે છે. પણ ઘણું ખરૂં જ્યારે અરસ પરસ એક એકના કામ કરવા જાય છે, અથવા એક એકના કામમાં માથું મારે છે, ત્યારેજ કલેશ પેદા થઇ સંસાર બગડે છે.

જ્યારે મૈત્રી ઉત્તમ નીવડે છે, ત્યારે તેમાંથી બહુ બહુ નાના પ્રકારના સુખ, આનંદ, વિનોદ વગેરે મેળવી શકાય છે. પણ સંસારમાં સુખ પામવાનો મુખ્ય ઉપાય સ્થિરતા છે. જો માણસ સ્થિર ન હોય એટલેકે, જો તે એકથી બીજું, બીજાથી ત્રીજું, ને ત્રીજાથી ચોથું એમ એક પછી એક ઠેકાણું ચળવિચળ વૃત્તિ રાખી બદલ્યાં કરે, તો તેને કશા પાકા સુખનો અનુભવ ન મળે માટે કોઇ પણ સ્ત્રી પુરૂષને જે મૈત્રી થાય, અને તે મૈત્રી પણ જે હેતુઓથી થાય, તે હેતુઓ, જો એ મૈત્રી ઉત્તમ નીવડે તોજે પાર પડી શકે. પણ અનુભવથી જોતાં તો એવી મૈત્રી કોઇ કોઇ સ્થળેજ નજરે પડે છે.

પ્રિય વાંચક! એનું કારણ લગ્નની રૂઢીઓ કે જેનાપર ઉન્નતિનું મુખ્ય બંધારણ આવેલું છે, તેજ કહી શકાય. તે રૂઢીઓ જ્યાં સુધી ન સુધરી શકે ત્યાં સુધી ઉત્તમ મૈત્રીઓ થવી અશક્ય છે. જો ઉત્તમ મૈત્રીઓ ન હોય તો ઉત્તમ હેતુઓ પાર પાડવા પણ મુશ્કેલ છે. અને જો તે હેતુઓ પાર પડે નહીં તો ઉન્નતિ શી રીતે થાય? માટે લગ્નની રૂઢિઓ, એ ઉન્નતિનું મુખ્ય કારણ છે.

ઉત્તમ મૈત્રીના હેતુઓમાંના એક મુખ્ય હેતુનું નામ 'આત્મભાવ' છે. આ આત્મભાવનો આધાર 'પ્રેમ' પર રહેલો છે પ્રેમનો ભાવાર્થ આપણે ટુંકમાં જાણીશું. પ્રેમ એટલે આપણે અને જે આપણું ઇષ્ટ હોય એ બે વચ્ચે કેવળ એક પણે થઇ જવાય, એટલે કે બે વચ્ચેનો જે હોય તે નીકળી જાય તેનેજ 'શુદ્ધ પ્રેમ' અથવા તો 'દૈવી પ્રેમ' કહેવાય છે.

પ્રેમથી ઉલટી વૃત્તિ સ્વાર્થની છે. માણસ માત્રમાં કુદરતી રીતે સ્વાર્થ રહેલો હોય છે, પણ જ્યારથી તેને પ્રેમનો પરિચય થાય છે, ત્યારથી તેની સ્વાર્થ વૃત્તિ ધીમે ધીમે ઘસાતી જાય છે, ને છેવટે તે શુદ્ધ પ્રેમી બને છે. પ્રેમની મુખ્ય દેવી આગળ જણાવ્યા પ્રમાણે સ્ત્રી છે, એટલે સ્ત્રી અને પુરૂષની મૈત્રીનું કારણ પ્રેમ છે. જેમ ઉભયમાં પ્રેમ દૃઢ થાય છે, તેમ તેઓની સ્વાર્થ વૃત્તિ ઘસાઇ જવા માંડે છે, અને છેવટે બેઉ શુદ્ધ પ્રેમી બની આત્મભાવને પામે છે.

ઉપર મુજબ આપણે જેને સ્ત્રી અને પુરૂષની મૈત્રી રૂપે વર્ણવી, તે મૈત્રીનેજ, શાસ્ત્રમાં ને લોકમાં 'લગ્ન' કહે છે. આ બધી વાતો પરથી આપણે લગ્નનો હેતુ શો છે તે સમજ્યા. આવો હેતુ ધ્યાનમાં લઈને સ્ત્રીને 'ગૃહીણી' એવું ભારે નામ આપવામાં આવ્યું છે. આ નામ તેની ફરજ પ્રમાણે અપાયલું છે, અને એ ફરજો પ્રમાણે જે સ્ત્રી વર્તે તે સ્ત્રી ગૃહીણીના નામને પાત્ર કહી શકાય. તેઓનું હિત અને ભુષણ પણ એ ફરજોમાંજ સમાયેલું છે.



# " ધૂળમાં રોળાઈ ગયું."

લેખકઃ—અંબાશંકર નાગરદાસ પંડયા માણસા

(૧)

'બા ! બા ! જોતા ખરી આ કેવો મઝાનો ઝીક ભરેલો કબજો છે ! ! !' પુત્રીએ નિશાળેથી ઘેર આવતાં નિશાળમાં મળેલ કબજાના ઇનામની વાત બહુ હોંશપૂર્વક કરવા માંડી.

'વાહ ! સારો છે બેટા ! આ ઈનામ'........

માતાને પણ ખુશીથી બોલતી સાંભળી વળી પાછું પુત્રીએ વચ્ચેજ ચાલુ કર્યું—

"હું ચોથી ચોપડીમાં પહેલે નંબરે પાસ થઈ તેનું આ ઇનામ !" બા ! બા ! મારા બાપુ આવશે ત્યારે હું આ તેમને બતાવીશ હોં ? અને હેંબા ? પરીક્ષામાં હું પહેલે નંબરે પાસ થઇ તેનું ઇનામ ડેપ્યુટી સાહેબે તો આ (કબજો) આપ્યું પણ તું શું આપીશ ?"

'બેટા આ મારૂં ઇનામ ?' તારા બાપુ આવશે ત્યારે બીજું માગીશ તે અપાવીશ.'

માતાએ આમ કહી એક મીઠું ચુંબન કર્યું. પુત્રી હસ્તી કુદતી શેરીમાં રમવા ચાલી ગઇ.

(૨)

આકાશમાં તારલીયા ચળકી રહ્યા હતા. બધે ભારે શાંતિ પથરાઇ ગઇ હતી. મણિની માજી હજી જાગતી હતી, આજેજ મણિના બાપુ બહારગામથી આવ્યા હતા. પતિપત્ની વાત કરી રહ્યાં હતાં—

—ત્યારે કરવું શું ? અરેરે આખી નાતમાં લાયક વર એક પણ નથી ?

પતિ—જોઇએ છીએ હજી. અકળાયે શું વળે ?

પત્ની—જોઇએ છીએ શું ? દીકરી તો મોટી થતી જાય છે. ચાર દિવસ પહેલાંજ પહેલે નંબરે પાસ થઇને સારૂં ઈનામ મારી પાસે માગતી હતી. તેની હજી છોકરમત તો ઘણી છે પણ વરસ તેર થયાં; હવે કાંઈ ચાલે ?

પતિ—તેમાં શું થઇ ગયું ? હજી એકાદ વર્ષ તો ચાલશે.

પત્ની—અરેરે ! તમેય આવું શું બોલો છો ? એ તો જો કે હજી કશું સમજતી નથી. પણ શેરીનાં બૈરાં અને નાત-જાતના લોકો મને ચૂંટી ખાય છે. જે હોય તે કહે છે કે-

'હાયરે બાપ ! આવડી મોટી સાંઢડા જેવડી દીકરીનું હજી કયાંઇ ઠેકાણુંયે શોધ્યું નથી.'

પતિ—ત્યારે શું કરશું ? હવે આવતા મહિનામાં વીસ દિવસની રજા લઇ કયાંઇ જરૂર નક્કી કરી નાંખશું. તો તો ઠીકના ?

'હાશ' કહી પત્નીએ મૌન પકડયું. તેઓ સૂઇ ગયા.

આજે મણિ સારાં-ધોએલાં કપડાં પહેરી માથું ઓળી નીશાળે જવા તૈયાર થઈ. રોજના કરતાં પુત્રીની આજની તૈયારી જરા જુદી હોવાથી માએ કુતુહલ પૂર્વક પૂછયું-'બેટા ! આજ કેમ આમ વહેલાં વહેલાં ઠીકઠાક થઇને જાઓ છો ?'......

"બા ! આજ અમારી નિશાળમાં એક વિદ્વાન પ્રોફેસર સાહેબ 'સ્ત્રી-કેળવણી' એ વિષય ઉપર ભાષણ આપવાના છે. એટલે બા ! બૈરાંના ભણતર વીષે કંઇક બોલવાના છે. સમજયાં કે? તમારે બા! આવવું હોય તો ચાલો ને ?-ઘણાં બૈરાં 'આવશે !! "બેટા ! તુંજ જા. મારે નથી આવવું. તું જે સાંભળે તે આવીને મને કહેજે એટલે મારે ચાલશે."

મણિ ગઇ, ત્રણ કલાકે પાછી આવી. આ વખતે ઘરમાં બેચાર પાડોશનાં બૈરાંઓ આવી ને મણિની મા સાથે વાત ચલાવી રહ્યાં હતાં.

૧-લી—'જૂઓ તમને ખોટું ન લાગે તો કહું, આ આવડી મોટી છોડી હવે ભણવા કે રખડવા બહાર જાય તે સારું કે?'

૨-જી—"હું જાણું છું કે-મણિના બાપ જરા વધારે ભણ્યા છે, તે દીકરીને આમ ફટવી મુકે છે. પણ આપણે બૈરાંએ તો સમજવું જોઇએ ના ?-તેમને હવે સમજાવી લેજો કે-આવડી મોટી પરણાવ્યા વગરની છોડીને હવે આમ નહિ. રખડાવાય."

(વાત ચાલી રહી છે, ત્યાં મણિ આવી પહોંચે છે. એટલે આ વાત મણીની માના આગ્રહથી સૌ બંધ કરે છે.) આવતાં વેંતજ મણી બોલી.

"ઓહો ! આતો અહીં પણ સભાજ ભરાઇ છે. ;બા ! બા ! આ તારી સભા ખરું કની ? આમાં પ્રમુખ હીરા માં-ખરું કે બા ?"

હીરામા—બેટા દીકરી મણિ ? કયાં ગઇતી અત્યારે ?

મણી—"માજી ! હું તો મારી નીશાળમાં 'ભાષણ' સાંભળવા ગઇતી" અને માજી મંગળ કાકાની સુભદ્રાના વરે પણ ભાષણ કર્યું તું.

હીરામા—"પણ બળ્યું ભાષણ ભાષણ એ શું ? હું તો એમાં કાંઇ નથી સમજતી." "મને સમજાવતો ખરી બેટા."

મણી—"મા ! એમાં સમજાવાનું શું ? આ આપણે બધાં બેઠાં છીએ અને ઉભી થઇને હું તમને સૌને કોઇ એક બાબત સમજાવવા માંડું તો મેં તે બાબતનું ભાષણ આપ્યું કહેવાય. હવે સમજયાં ?"

હીરામા—'ત્યારે તું આજ ત્યાં શું સાંભળી આવી ?'

મણી—જૂઓ માજી, ત્યાં બૈરાંને ભણવાની બાબત હતી. જેટલી છોકરાને ભણવાની જરૂર છે, તેટલીજ છોકરીઓને......

હીરામા—સુઉં, મારે તો એવી વાત નથી સાંભળવી મણી. આ ભણી ભણીને આપણે તે શું કરવું છે બા ? હું તો તારી માને કહું છું કે તને યે હવે ન મોકલે. આ પ્રમાણે બોલતાં બોલતાં-મણિની વાતમાં રસ ન પડવાથી આવેલ બૈરાં તે ગયાં-

# વિશ્વવ્યાપી પ્રેમ.

( લેખિકાઃ—અ. સૌભાગ્યવંતા સનતકુમારી બ્હેન. )

વિશ્વને, બ્રહ્માંડને, જગતને વ્યાપ્ત કરે તેવો વિશ્વરૂપનું દર્શન કરાવે તેવો, તથા વિશ્વમાં વિશ્વ દૃષ્ટિમાં ઐક્યતા કરાવે તેવો વિશ્વવ્યાપિ પ્રેમ હોય છે જ્યારે પ્રેમ સમસ્ત વિશ્વમાં વ્યાપી થઇને વિશ્વમય બની જાય છે. તો પછી તેનું નિદર્શન તેનુ શુભ દર્શનનુ અવશિષ્ટ દશાંગુલમાં થાય છે, આ શ્રુતિ વચનના પવિત્ર ભાવને તે જાણી શકે છે કે જે દશાંગુલનું પૂર્ણ થઇ ચુક્યું છે તથા पूर्णस्य पूर्ण मादाय पूर्ण मेवा वशिष्यते। દશાંગુલના પૂર્ણના તથા બાકીના જ્ઞાનનો સચ્ચારિત્ર દ્વારા અભ્યાસ થાય છે ઉપર વિવેચન કર્યા પ્રમાણે પવિત્ર તથા નિરૂપમ સચ્ચારિત્રનું સત્ય સ્વરૂપ ઉન્નતિ શીખર પર નગાધિરાજ થઇને, ચિત્ત ભૂમીનું માન દણ્ડ થઇને, છતાં પણ વિશ્વવ્યાપિ પ્રેમમાં, ટુટે નહી તેવાં નિર્મળ નિર્ઝર ઉત્પન્ન થઇને પ્રેમરૂપ મન્દાકિનીની તે પ્રેમરૂપ ધારા વહેવાને શું વારે છે ?

આવો મ્હારા વ્હાલા મિત્રો આવો, સર્વ મળીને તેમાં ખુબ ધ્યાન પરોવીએ તથા અન્યોન્યના અંતર મળને ધોઇને, હૃદય સાથે હૃદય મેળવીને, હૃદય પવિત્ર કરીએ. હે પ્રેમગંગા, હે પ્રેમ ભાગીરથી, આ ત્હારી પ્રેમમયી, પ્રેમ પ્રાર્થના છે, કે હે ભગવતી ત્હારા પ્રેમના તીરપર ત્હારા પ્રેમનું નામ સ્મરણ કરતાં, ત્હારા પ્રેમી અને શીતલ પવનનું સેવન કરતાં, તેની સુન્દર લહેરો નિહાળતાં, ત્હારા પ્રેમરૂપિ પવિત્ર જળમાં સ્નાન કરતાં, અમારૂં જીવન વ્યતીત થાય છે. હે પ્રેમજનની ત્હારૂં પ્રેમી તીર, ત્હારૂં પ્રેમી જળ, ત્હારૂં પ્રેમ તરંગ, એટલું પવિત્ર એટલું શુદ્ધ, એટલું સુશોભિત છે કે, ત્યાં અમારા પદાર્પણ થતાંજ, દેહગેહ આદિ સદાને માટે અર્પણ થાય છે. ભગવતી જાન્હવીના તીરપર રહેનારા કાગડાઓ પણ સ્વર્ગ કે નન્દનવનની અપેક્ષા રાખતા નથી.

તો પછી અમે તો હે દેવિ શા માટે ત્હારા તટપર આવી પાછા ફરવાની ઇચ્છા કરીએ હે ભગવતિ તું વિષ્ણુના પાદકમલની અભિનવ પ્રેમવેલી છું, શંકરની જટાજુટની માલતિ પુષ્પમાળા છું, તથા મોક્ષ લક્ષ્મિની જયપાતકા છું. કેમ નહી ? તું સચ્ચારિત્રની પ્રેમધારા, પ્રેમધારાની પ્રેમ જાન્હવી, પ્રેમ જાન્હવાનું પ્રેમાવગાહન, પ્રેમાવગાહનની પ્રેમ પરંપરા, તથા પ્રેમ પરંપરાનો વિશ્વવ્યાપિ પ્રેમ છે તો શું નથી ? જે ઇચ્છાએ તે સર્વ છે પ્રેમ, પ્રેમ, અને પ્રેમ, સર્વોચ્ચ પ્રેમ, જનક જનની પ્રેમ, બંધુભગિની પ્રેમ, જે નિરસ બનાવે છે, જે રૂદન કરાવે છે, હાસ્ય કરાવે છે, ફેરવે છે, સુવાડે છે. જગાડે છે, ના હોય તે કરે છે, તથા જગત્‌ને ખળભળાવે છે, મનુષ્યને જીવાડે છે, અમૃત પીવડાવે છે, જ્ઞાન આપે છે, સુખને મેળવે છે, જાગૃતને સુવાડે છે, ચતુરને ભૂલાવે છે, ભૂલનારને ભાનમાં આણે છે, જીવતાને બાળે છે, જે ઇચ્છે તે પ્રેમ કરી બતાવે છે. એક મેકને જોવાની પ્રબળ ઇચ્છા, એકમેકને મળવા હળવાની પ્રબળ આકાંક્ષા, એકમેકના સહવાસની પ્રબળ ઇચ્છા, બીજાના સુખથી સુખ, બીજાના દુઃખથી દુઃખ, સ્હામાના આનંદથી આનંદ, સ્હામાના સંતાપથી સંતાપ, સ્હામાના સમાધાનથી જે કરાવે છે તે પ્રેમ છે. પ્રેમની લીલા તથા પ્રેમની પરમ્પરા છે.

પ્રેમનું સ્થાન પ્રેમ બનાવે છે, તથા પ્રેમનો ભાવ પ્રેમની ભાવના બનાવે છે, એમાં જો કિંચિત્ માત્ર ફેરફાર થઇ જાય તો એકથી એક જુદું બને છે. કોઇ પદાર્થ અથવા વિષયનો આ જન્મ સ્વીકાર કરી લેવો કોઇ પદાર્થ અથવા વિષયમાં આ જન્મ તદ્રુપ બની જાય, એ પ્રેમનું કાર્ય છે, દેહ, ગેહ, આલોક, પરલોક, આદિ સર્વને માટે છોડી દેવું, અથવા ઉત્સર્ગ કરી લેવું, એજ પ્રેમનું ફલ છે.

જેટલો પ્રેમ પ્રાપ્ત કરવો કઠિન છે તેટલો ત્યાગવો કઠિન નથી, જેટલો ત્હેને હૃદયમાં ઉતારવો કઠિન છે, તેટલો અભ્યાસ કરવામાં કઠિન નથી. જેટલું તેનું પાલન કરવું કઠિન છે, તેટલોજ પ્રેમનો વ્યવહાર કરવો કઠિન નથી. પ્રેમની જ્યોતિમાં પ્રેમના દીપ શાખામાં, પ્રેમની જ્વાલામાં આત્મ સમર્પણ કર્યા વિના વિશ્વવ્યાપિ પ્રેમની પ્રાપ્તિ થતી નથી. પ્રેમ જ્યોતિમાં મુગ્ધ થઈને પતંગીઆની માફક પ્રેમરૂપ અગ્નિમાં દેહ વિસર્જન કરવાથીજ મુક્તિ મળે છે. પ્રેમને માટે સાદી સાહેબ પણ કહે છે કે, હે બુલબુલ ગુલગુલનેતું શા માટે ત્હારો પ્રેમ બતાવે છે, અથવા જો ત્હારે પ્રેમ શીખવોજ હોય તો, પતંગીઆ પાસેથી શીખ કે જે પ્રકાશને માટે પ્રાણનો નાશ થવા છતાં પણ આર્તવાદ કરતું નથી, એનાથી પણ વધીને કલન્દરશાહ કહે છે કે હે પતંગીઆ પ્રેમની તરફ નજર કર જેથી ત્હારા સર્વ સુન્દર વાળ બળીને તું અગ્નિરૂપ બને આર્તનાદ ન કરતાં પ્રાણ વિસર્જનથી, તું વધીને તે મયજ બને છે, તેજ ત્હારો સાચો પ્રેમ છે.

ભમરો મ્હોટાં મ્હોટાં લાકડાઓમાં છેદ પાડે છે, પરતુ કમલમાં બદ્ધ થવાથી તે નિશ્ચેષ્ટ થઇને તે મૂર્છા પામે છે. પ્રેમની કથા પવિત્ર છે, પ્રેમની કહાણી રસીલી છે. પ્રેમની લીલા વિચીત્ર છે, અને પ્રેમની વિલક્ષણ કૃતિ છે. પ્રેમ પતિના પ્રેમની સાથે પત્નિને બાળી નાખે છે, તથા પરલોકમાં પતિ પત્નિને મેળવે છે.

સ્ત્રી પુત્ર પ્રેમ, ગુરૂશિષ્ય પ્રેમ, સજ્જન દુર્જન પ્રેમ, પશુપક્ષી પ્રેમ, જીવ જંતુનો પ્રેમ, શત્રુ મિત્ર પ્રેમ, સ્વજાતી વિજાતી પ્રેમ, જડચેતન પ્રેમ તથા પરમાત્મ પ્રેમ જ્યાં જોઇએ ત્યાં પ્રેમજ પ્રેમ.

સર્વવ્યાપિ પ્રેમ, વિશ્વવ્યાપી પ્રેમ, તથા ઇશ્વર વ્યાપી પ્રેમ, પ્રેમની ધારા પ્રેમની વિષ્ણુ પદી થઇને પ્રેમનાં સહજ સુખવાટે પ્રેમસાગરમાં એકત્ર કરી પછી પ્રેમનો પ્રવાહ પ્રેમનું પુર અને છેવટનાં પ્રેમ તરંગો જ્યાં જોઇએ ત્યાં વહી રહ્યાં છે, અને ઉછળી રહ્યાં છે. પવિત્ર પ્રેમ, નિર્મળ પ્રેમ, સત્ય પ્રેમ, સર્વને તન્મય બનાવે છે. વિશ્વને તદાકાર કરે છે. દેહને તત્પર કરે છે આત્માને પ્રત્યક્ષ કરે છે તથા ઇશ્વરનો અંશ બનાવે છે.

પ્રેમ શું છે ? પ્રેમ સર્વની ઐકયતા છે, સર્વની સમાનતા છે, સર્વની અભિન્નતા છે, સર્વની સમીપતા છે, સર્વની સંલગ્નતા છે, સર્વની સમાગમતા છે, સર્વની સ્હાયતા છે. સર્વની મધુરતા છે, સર્વની પવિત્રતા છે. સર્વની નિર્મળતા છે, તથા સર્વની તત્પરતા છે, પ્રેમ સર્વનો મધુર ભાવ છે. સર્વનો સુંદર ભાવ છે, સર્વનો પ્રિય સહભાવ છે, સર્વનો શ્રેષ્ઠ પ્રભાવ છે. તથા સર્વનો વિરોધાભાવ છે, તેવોજ સર્વનો આકર્ષણ છે. સર્વનો ચિત્તાકર્ષણ છે, સર્વનો મનોહરણ છે. સર્વનો દૃઢ બંધન રૂપ છે તથા આત્મ વિહરણ છે.

# હિન્દ સમાચાર.

ઠગાઇની હદ આવી—જોધપુર દરબારમાં એક વિચિત્ર કેસ આવ્યાની હકીકત ભાઇ મહાવીર જણાવે છે. એક ઓસવાળ ગ્રહસ્થ હતા તેની સ્ત્રી ગુજરી જવાથી પોતાની પાંચ વર્ષની બાળકીને એના નાનાને સોંપીને તે પરદેશ કમાવા ગયો. બે વર્ષ રહી સદરહુ નાનાએ લખ્યું કે તમારી છોકરી મરી ગઇ છે. પેલા ગૃહસ્થ ઘણો દીલગીર થયો. અને પોતાને કંઇ સંતાન ન હોવાથી ફરી લગ્ન કરવાની ઇચ્છા દર્શાવી એટલે પેલા માણસે તેનીજ છોકરી તે ભાઇને પરણાવી આખરે વાત ફુટી તે છોકરીને પૂછતાં જણાવ્યું કે મારા નાના કહે છે કે તારા માબાપ મરી ગયાં છે પણ ગામલોક તરફથી મને કહેવામાં આવ્યું છે કે મારા માબાપનું નામ આ છે. પેલા પરણનાર ઓશવાળે પોતાની દીકરીને ઓળખી અને આવી ઠગાઇ બદલ સદરહુ નાનાએ રૂા૦ ૪૦૦૦ કન્યા વિક્રય બદલ લીધા હતા તે માટે જોધપુરમાં ફરીયાદ નોંધાવી છે.

માણસ લોભને વશ થઇ શું નથી કરતો, ખરેખર કળીયુગની હદજ આવી છે.

માટુંગા કોંગ્રેસ કમીટી ચાર આને વાર ખાદી વેચવાનું ચાલુ કર્યાનું જણાવે છે, ગુરૂકાબાગનો મામલો ગંભીર થતા જાય છે અકાલીઓને સખત માર મારવામાં આવે છે,

સ્વામી શ્રદ્ધાનંદજીને પણ પકડયા છે ગુરૂકાબાગને તારથી ઘેરી લીધું છે,

મુની મહારાજ વિજય ધર્મ સુરીના ગ્વાલીયર ખાતેના મરણથી જૈન કોમ ઘણીજ દીલગીર થઇ છે, ગામેગામ તે સંબંધી ઠરાવો થયા છે. મુનીમહારાજ એક ઉત્સાહી વયોવૃદ્ધ અને જ્ઞાનવાન સાધુ હતા, સ્વદેશી ચળવળમાં તથા જૈન કોમની ઉન્નતિ સંબંધી ઘણો આગેવાની ભર્યો ભાગ લેતા હતા

મુલતાનમાં છેલ્લા હિંદુ મુસલમાનની લડાઇમાં રૂા૦ ૩ લાખનું નુકસાન ધારવામાં આવે છે

એંગોરા સરકારની ફતેહ વધતી જાય છે. સ્મીર્નાના કબજો પણ ટરકોએ લીધો છે.

શનીવાર તા૦ ૯-૯-૨૨ ને રોજ સુરત નગીનચંદ હોલમાં ગરવી ગુજરાતના પ્રખ્યાત કવી સદ્‌ગત નર્મદાશંકર લાલશંકરની ઓઇલ પેઇન્ટીંગ છબી ખુલ્લી મુકવાનો ભવ્ય મેળાવડો થયો હતો પ્રમુખસ્થાન જાણીતા વિદ્વાન શ્રીયુત નાનાલાલ દલપતરામ કવીને આપવામાં આવ્યું હતું. ગુજરાતના જાણીતા વિદ્વાનો પણ આ પ્રસંગે ભાગ લેવા સૂર્યપુર આવ્યા હતા. અને સઘળાઓએ પ્રેમ શૌર્યના કવિતાના ઉત્પાદક કવી નર્મદાશંકરના મુક્ત કંઠે વખાણ કર્યા હતા.

ગણેશ દામોદર સાવરકરને તેમનું શરીર છેક જર્જરિત થઇ ગયા પછી સરકારે સાબરમતી જેલમાંથી છોડયા છે. તેમને અભિનંદન આપતા હિંદવાસીઓ આશા રાખે છે કે તેઓ હિંદના નસીબે જલદી આરોગ્ય સંપન્ન થઇ પાછા દેશની સેવામાં પોતાનો હિસ્સો આપે.

## સુરત જૈન વનિતા વિશ્રામમાં સીવવાના સંચાની જરૂર.

આ આશ્રમમાં રહેતી બાળાઓ તેમ શહેરમાંથી ભરત ગુંથણનું કામ શીખવવા આવતી બહેનોના ઉપયોગ માટે એક હાથના સીવવાના સંચાની જરૂર છે. કોઇ ઉદારચિત સદ્‌ગૃહસ્થ અગર બહેન આ જરૂર પુરી પાડી પુણ્ય હાંસલ કરશે એવી આશા રખાય છે.



## સુરત જૈન વનિતાવિશ્રામને મળેલી મદદ.

૨૦-૦-૦ મીયાંગામના મહાવીર મંડળના સભાસદો તરફથી ( ત્રણ બાળાઓને કપડા માટે )

૧૦-૦-૦ શ્રીયુત નાનાલાલ દલપતરામ કવિ અમદાવાદ (આશ્રમ જોવા આવ્યા તે વખતે)

૯-૦-૦ રા૦ રા૦ ખીમચંદ કેશરીચંદ.

૪-૦-૦ રા૦ રા૦ ત્રીભોવનદાસ મલકચંદ.



## સુરત જૈન વનિતા વિશ્રામમાં-શ્રીયુત ન્હાનાલાલ

## કવિએ લીધેલી મુલાકાત.

આજે આ આશ્રમ જોયો. આનંદ થયો. કન્યા કેળવણીના જુદા જુદા પ્રયોગો થાય છે. અને તેમાંથી ખરો માર્ગ મળી આવશે. એવા એક પ્રયોગ તરીકે આ આશ્રમના કામમાં સહુ કન્યા કેળવણીમાં રસલેતા નરનારે ઉમંગથી ભાગ લેવો ઘટે છે.

સુરત તા૦ ૯-૯-૨૨

ન્હાનાલાલ. દલપતરામ કવિ



# પારણાની દોરીનું અભ્યુદયક ચેતનત્વ.

પદ ( દીલ મારૂં માને નહિ મનડું ઠરે નહિ એ લય ).

તારૂં નાનકડું બાલ, થઇ તારે વશ હાલ, જે પોઢી રહ્યું છે પારણે,
લાવી અંતરથી વહાલ, રાખી રૂડી સંભાળ, તેને દૈવી બનાવવા ધારને.
તુજ હાથમાંની પારણાની, દોરીમાંહિ અવનવું,
સામર્થ્ય કંઇ અપ્રકટ પણ અદ્‌ભુત રીતે છુપાઈ રહ્યું.
એ દોરી દ્વારા બાલને, તું જ્ઞાન અમૃત પાય છે,
કાં પીવડાવી ઝેર તેને તુંજ મારી ખાય છે.
રાખી ઉર શુદ્ધ ને રસાળ, દોરી તું હાથે આલ, સ્થાપવા તેમાં સત્સંસ્કારને લાવી૦
આ બાલ કેરા ભાલમાં લખનાર ભાવિ તુંજ છે,
તું છે વિધાતા, જ્ઞાનદાતા, મોક્ષદાતા તુંજ છે.
ભિક્ષુક કરે તુજ બાલને, કાં ચક્રવર્તી તું કરે,
કાં ધર્મ સંસ્થાપક કરે, આ દેશ જેથી ઉદ્ધરે.
કરીને ભાવના વિશાલ, બાલકને કરતું ન્યાલ, થોભી રહી છે શા કારણે લાવી૦
જે દૃષ્ટિથી-જે ભાવથી તુજ બાલ હિંચોળીશ તું,
તે બાલના આખા જીવનમાં જાણજે ભરી દઇશ તું.
પ્રકટાવ સાચો હીરલો, આ દેશમાં કો ઝળકતો,
જેના બળે ભારતભૂમિનો અભ્યુદય સહજે થતો.
તારા આંગણીયાને ઉજાળ, એવાં તું સર્વ કાલ, બાલક ખેલાવીને બારણે; લાવી૦

પ્રમીલાબ્હેન.



Registered No. B. 1654.

॥ श्री गौतमायनमः ॥

સુરત જૈન વનિતાવિશ્રામને અંગે પ્રકટ થતું માસિક.

# મહિલાભૂષણ.

केयूरा न विभूषयन्ति 'महिलां' हारा न चन्द्रोज्ज्वलाः ।
न स्नानं न विलेपनं न कुसुमं नालंकृता मूर्धजाः ।
वाण्येका समलंकरोति 'महिलां' या संस्कृता धार्यते ।
क्षीयन्ते खलु भूषणानि सततं वाग्भूषणं भूषणम् ॥

પુસ્તક ૩ જું
અંક ૫ મો
આશ્વિન
સંવત ૧૯૭૮



વાર્ષિક લવાજમ
રૂ. બે
પોસ્ટેજ સાથે
અગાઉથીજ

સંપાદિકા-બ્હેન રૂકિમણી શા૦ ઝા૦ હીરાચંદ મોતીચંદના વીધવા.
ગોપીપુરા-સુરત

# મહિલાભૂષણ.

પુસ્તક ૩ જું. આશ્વિન, સંવત ૧૯૭૮. અંક ૫ મો.

## નવું વર્ષ મંગળમય.



ગઝલ કવ્વાલી.

નવા વર્ષે અતિ હર્ષે નવાં કાર્યો કરી મંગળ,
નવું સંવત વિક્રમનું સદા સહુને હજો મંગળ.
સદા આ હિન્દની ચડતી,
ધરી ઉરમાં સેવા કરજો.
જનુની દુખ દીપાવવા સહુ કાર્યો કરો મંગળ.
દુઃખી દીન પર દયા કરજો,
અનાથ અબળાનાં દુઃખ હરજો.
સંકટ સહુનાં દુર કરજો.
થશે આનંદ સદા મંગળ.
સદા સુત વિત દારામાં,
કુટુંબ પરિવારની સાથે
સગા સંબંધી સર્વમાં,
સદા ખસ વ્યાપજો મંગળ.
પ્રભુશાન્તી સુખો સ્થાપો,
ભારત ભક્તનાં દુઃખો કાપો.
સકળ સ્થળે શાન્તી વ્યાપો,
વિજય માળા આપો મંગળ.




( રાગ–માલણ ગુંથી લાવ ગુણીયલ મજરા. )

ભૂષણ કહો કેમ મહિલાનાં ધરશો?
પહેરી જીવન સફળ કહો કરશો? ભૂષણ !
દેશ સુતો આળસ સોડય તાણી, કાંતિ કનક કળાતો રીસાણી,
આવી પરવશતા કકરાણી. ભૂષણ !
એવે પ્રગટી ઉષા લાવી ગાંધી ! ફુંકી શંખ ટાળી નિંદ આંધી,
મહામૈયાઓ પર આશા બાંધી. ભૂષણ !
તમે અસંખ્યાતા વીર કુમારો, ભીમ ધર્મ પૃથુ શા હજારો !
વીર માતા છો કેમ વીસારો?. ભૂષણ !
કેમ શોભે કનક અલંકારો? છુણું વાયલ છાયલ હીરા હારો?
દશા હિન્દની હૈયે વિચારો ! ભૂષણ !
કારાગ્રહમાં છે વીર હજારો ! બાંધી જડીઆ જંજીર શાને? ધારો!
બ્હેનો ! મૈયાઓ ! દિલમાં વિચારો ! ભૂષણ !
ભુખ્યો દેશ થયો નગ્ન પ્યારો ! વસ્ત્રાભૂષણ કયા સુખે ધારો?
હોય હૃદય તો અશ્રુ હા ! સારો ! ભૂષણ !
લ્યો લ્યો દેશ ફકીરી અત્યારે ! સત્યાગ્રહની ભભૂતી તમ્હારે!
કાયા કલેશની કફની આ ! ધારે ! ભૂષણ !
ગુંજો ગુંજન ત્યાગ સિતારે! "મ્હારો દેશ!" એનાજ પોકારે!
કહો ગર્જશો ઘરઘર ક્યારે? ભૂષણ !
સાદુ અન્ન ને ખાદી સંભારો ! બીજો દેશરક્ષાનો ન આરો!
ત્યાગી મોહ તરી–દેશ તારો ! ભૂષણ !
આશા ઉજ્વળ તમમાં પ્રજારો! વણો કાંતો ખાદી અંગ ધારો!
સાચા મણિમય એ અલંકારો! ભૂષણ !

ॐ શાંતિ.

મણિમન્દિર–પાદરા. {
શરદ–નવરાત્રિ.

# દીવાળી.

( મારે દીવાળી થઇ આજ. એ રાગ. )

આવે દીવાળી સહુ કાજ અંતર ઉજવવા,
થજો ભાવ ઉદ્યોત સહુમાંય અજ્ઞાન ખેરવવા.
સહુ લોકો કાઢે સરવૈયું હોંશથી ટોટા જોવારે,
નિજ અંતર વેપારે શું આવ્યું લક્ષ દઇ વિચાર.
અંતર ઉજવવા.—આવે દીવાળી.
નિજ ઘરહાટ સહેત કરીને દીપાવે છે હોંશેરે,
શુકલ ધ્યાનેથી નિજ આતમને દીપાવી પામો પાર.
અંતર ઉજવવા—આવે દીવાળી.
ફટાકીયા ફટ ફુટતા દેખી સહુ કોઇ હર્ષીત થાયરે,
અંતર તણા ફટાકીયા ફોડી પામો હર્ષ અપાર.
અંતર ઉજવવા—આવે દીવાળી.
ભોજન સારા સારા બનાવી આરોગો ભલી ભાતરે,
રત્નત્રયીના લાડુ આરોગી પામો મોક્ષનો વાસ.
અંતર ઉજવવા—આવે દીવાળી.
સહુ લોકો દીવા પ્રગટાવી કરે સુંદર પ્રકાશરે,
દીપક આતમને પ્રગટાવી પામો સિદ્ધિ વાસ.
અંતર ઉજવવા—આવે દીવાળી.

દીપચંદ ઓધવજી શાહ—ભાવનગર.

# ટુંક નોંધ.



નવીન વર્ષના આરંભના શુભ દિને આજનો અંક ગ્રાહકોના પુણ્ય હાથમાં પ્રાપ્ત થશે. અમારા ગ્રાહકો, આશ્રમ પ્રતિ સમભાવ દર્શાવનારાઓ, અને આશ્રયદાતાઓ પ્રતિ અમારો મંગલ સંકલ્પ છે કે.

નવીન વર્ષ સર્વને સંપૂર્ણ સુખમાં વ્યતિત થાઓ અને તેઓ શારીરિક, વ્યાવહારિક માનસિક અને આધ્યાત્મિક ઉન્નતી પદમાં સ્થિત થાઓ.

આ શુભ ભાવના કરવા સાથે, અમે ઇશ્વરની પ્રાર્થના કરીએ છીએ કે અમારી કોમના પ્રાણ સમાન મહાવીર સ્વામીના અનુગ્રહને પ્રાપ્ત થઈ વર્તમાન વર્ષમાં અમે અમારાં કર્તવ્યો

કર્યા જઇએ અને તેમાં અમને બંળ મળો. અને અમારી મતિના પ્રેરક થઇ વિહિત માર્ગનું પાલન કરાવો.

મહિલાભૂષણની પ્રસિદ્ધિ કરી તેની એક વ્યક્તિ તરીકેનું અભિમાન અમે લેતાં નથી. મહિલાભૂષણ સ્ત્રી માત્રનું છે. તેની પ્રગતિ કરવામાં અમારા એકનાજ પ્રયત્નની જરૂર નથી પણ તેને પોતાનું માની તેના વાંચનાર-તેના આશ્રયદાતા અને તેના ગ્રાહકો સર્વના પ્રયત્નની જરૂર છે અને જ્યારે તે ઉપર ધ્યાન અપાતું થશે ત્યારે તેની જોઈતા પ્રમાણમાં ખીલવણી કરી શકવા શક્તિમાન થવાશે.

. દેશ આખામાં સ્થિત્યંતર ચાલે છે. સાચી શાંતિ અને સુખ હાલ ક્યાંહિ નથી. જ્યાં નજર કરશો ત્યાં અશાંતિ જોવામાં આવે છે. આવા પ્રસંગમાં પ્રત્યેક મનુષ્યનું મનુષ્ય તરીકેનું કર્તવ્ય એ છે કે અંતઃકરણના અવાજને માન આપી સત્યાવલંબિ થઇ મન વચન અને કર્મથી દેશોન્નતિના કાર્યમાં ભાગ લેવો, તે સાથે પોતાની જાતની પોતાના કુટુંબ તથા સમાજની પણ ઉન્નતી સાધવી. દેશોન્નતિની ખરી ચાવી સ્વદેશીમાં છે. અને તેથી આ નવીન વર્ષમાં સ્વદેશીની ખિલવણીમાં પોતાનો બનતો પ્રયત્ન કરવો. સ્વરાજ્યને પ્રાપ્ત કરવાના માર્ગમાં કદાચ મતભેદ હોઇ શકે પણ સ્વદેશીની બાબતમાં તો કાંઇ મતફેર હોયજ નહિં, અને હોવો નજ જોઇએ જે મનુષ્યને સ્વદેશીની પ્રીતિ નથી તે મનુષ્ય સ્વરાજ્ય-સુરાજ્ય મેળવી શકતો નથી. જૈન વનિતાવિશ્રામને અંગે રહેતી બાળા તથા બ્હેનોમાં આ સ્વદેશીની ભાવના ઘટતા પ્રમાણમાં જાગ્રત કરવામાં આવે છે. કેમકે જ્યાંસુધી સ્ત્રીઓમાં દેશ ભાવના જાગ્રત નથી થઇ ત્યાંસુધી દેશોન્નતિ અશક્ય છે.

ગયા માસમાં બે અગત્યના સજ્જન ગ્રહસ્થોની આશ્રમમાં મુલાકાત થઇ છે. એક તો ગુજરાતના કવિ દલપતરામભાઇના પુત્ર જાણીતા કવિ નાનાલાલભાઇ પ્રેમશૌર્યના ઉત્પાદક સૂર્યપુરના કવિ નર્મદની જયંતી ઉજવવા તથા રા૦ બા૦ નગીનચંદ લાયબ્રેરી હોલમાં તેમની ઓઇલ પેઇન્ટીંગ છબી મૂકવાના કાર્ય માટે આવ્યા હતા. તેઓએ આશ્રમની મુલાકાત લઇ પોતાનો સંતોષ પ્રકટ કર્યો છે. ( તે સંબંધમાં કવિનો અભિપ્રાય અમારા . . અંકમાં પ્રસિદ્ધ થયો છે. )

બીજી મુલાકાત મહાત્મા ગાંધીના પત્ની સૌ૦ કસ્તુરબાની છે. માતૃશ્રીની સાથે સૌરાષ્ટ્ર પત્રના અધિપતિ ભાઇ અમરતલાલ દલપતભાઇ શેઠ તથા દેશની સેવા માટે ફકીર બનેલા દરબાર ગોપાળદાસના ધર્મ પત્ની સૌ૦ ભક્તિ બહેન પણ આવ્યાં હતાં. આશ્રમની વ્યવસ્થા જોઇ તેમણે દર્શાવેલો સંતોષ આજના અંકમાં પાછલા ભાગમાંની હકીકત જોતાં જણાશે.

આવા શુભ પ્રોત્સાહનોથી અમે અમારૂં કર્તવ્ય બજાવવામાં ઉત્સાહી થઇએ છીએ. અમારી સેવાભાવના તેથી વિશાળ બને છે. અને તે માટે અમે તે દેશનરો તથા બહેનોનોજ આભાર માનીએ છીએ. ક્યાં દરબારશ્રીનો ભગવાન બુદ્ધના સમો વૈભવ ત્યાગ ? ક્યાં માતૃશ્રી કસ્તુરબાની અપૂર્વ દેશભક્તિ અને સહનશિલતા ? ક્યાં શરમાળ હૃદયના અને દેશને માટે પોતાના પડદાને દૂર કરી દેશના બાંધવ અને બહેનોને પોતાના ભાઇ ભાંડુ સમાન માનનાર ભક્તિબહેન અને ક્યાં અમારો અલ્પ અતિ મંદ પ્રયત્ન. સૂર્યના

આમળ આગીયાની માફક અમારો મંદ પ્રયત્ન ઝાંખો પડે છે. પ્રભુ અમારા એ પ્રયત્નને અધિક દઢતર કરવાનું અમને સામર્થ્ય આપો.

આજના શુભ દિવસ નિમિત્ત અમારા મહિલા ભૂષણના દરેક ગ્રાહકોને એક વિનંતી કરીએ છીએ કે સ્ત્રીઓની ઉન્નતી ઉપરજ દેશની પ્રગતીનો પાયો હોવાથી એ પાયાને અધિક દૃઢ કરવા ખાતર સંપાદિકા તરફથી ચાલતા જૈન વનિતાવિશ્રામને યોગ્ય મદદ પોતાની શક્તિ અનુસાર મોકલી વિધવા બહેનોની સ્થિતિ સુધારવામાં એક રીતે તેઓ મદદગાર થશે.

# રેંટિયો.

( વીર કુંવરની વાતડી કોને કહીયે. એ રાગ. )

રતન સમાણો રેંટિયો બાપુ, જાણો !
હાંરે ! નવ સંશય મનમાં આણો !
હાંરે ! સાચું ભારત ધન એ પ્રમાણો !
હાંરે ! નોંધારાનો આધાર !—રતન૦
હાંરે ! મ્હારા નયન તણો એ તો તારો !
હાંરે ! દારિદ્ર સાગરનો ધ્રૂ-તારો !
હાંરે ! સાધી આપશે ઉદય કિનારો !
હાંરે ! કરે દેશોદ્ધાર !—રતન૦
હાંરે ! ટાળી નાંખે ગરીબી સમૂળી !
હાંરે ! બાળી નાંખે દારિદ્ર મઢૂલી !
હાંરે ! જેની જોડ ન જગમાં અમૂલી !
હાંરે ! સંસારનો સાર !—રતન૦
હાંરે ! મહામંત્ર એ ગરબો ગાંધીનો !
હાંરે ! તુટયાં અંતર ભારતનાં સાંધી દો !
હાંરે ! સ્વરાજયના બંધ બાંધી દો !
હાંરે ! એના અણમૂલા તાર !—રતન૦
હાંરે ! કયારે ઘરઘર સૂર સંભળાશે !
હાંરે ! જયાં ત્યાં રેંટિયા નજરે ભળાશે !
હાંરે ! કાંતો કાંતો અવાજે થાશે !
હાંરે ! જાગે અંતર પ્યાર !—રતન૦
હાંરે ! પ્રભુ કાંતું વણું એવો કરજો !
હાંરે ! બળ કાંડે કલેજે ભરજો !
હાંરે ! 'મણિ' દેશની વારે ઉતરજો !
હાંરે ! પ્રગટાવી સવાર !—રતન૦

પાદરાકર.

# પવિત્ર રત્નત્રયીનું પ્રમાદરહિત પાલન કરવાથી થતું આત્મ કલ્યાણ.



લેખક—સદ્ગુણાનુરાગી કર્પૂરવિજયજી.

૧ સમ્યગ (યથાર્થ) દર્શન (તત્વાર્થ શ્રદ્ધાન રૂપ સમ્યકત્વ), તત્વાર્થ અવબોધરૂપ સમ્યગ્ જ્ઞાન તથા હિંસાદિક દોષોથી નિવર્તી, અહિંસા, દયા સત્યાદિક વ્રત નિયમો પાળવામાં પ્રવૃત્તિ કરવારૂપ સમ્યક ચરિત્ર એ પવિત્ર રત્નત્રયીનું સદ્ભાવથી સેવન આરાધન કરનારા સદ્ભાગી સજ્જનો જન્મ મરણ સંબંધી સકળ ક્લેશોનો અંત કરી અક્ષય અનંત અવિનાશી એવું મોક્ષ સુખ નિઃશંકપણે મેળવી શકે છે.

૨ પરંતુ મંદભાગી જનો વિપરીત શ્રદ્ધારૂપ મિથ્યાત્વ વડે પૂર્વોક્ત સમ્યકત્વનો અનાદર, મંદ આદર અથવા લોપ કરે છે; અજ્ઞાન, સંશય કે વિપરિત બોધ વડે તત્વજ્ઞાનનો અનાદર કરે છે અને વિષય કષાયાદિક પ્રમાદવશ બની, હિંસાદિક દોષોમાં આસક્ત થઇ, અહિંસા સંયમાદિક પવિત્ર ચારિત્ર્યનો અનાદર કે લોપ કરે છે તે બાપડા જન્મ મરણ સંબંધી અનંત ક્લેશોને પામે છે.

અનંત ભવભ્રમણ કરતાં મહાપુણ્યયોગે પામી શકાય એવી સકળ દુર્લભ ધર્મ સામગ્રી પામીને ઉપર જણાવેલા દોષો વડે પુર્વોક્ત રત્નત્રયીનું સેવન કરી લેવામાં કોણ હતભાગી જનો આળસ્ય પ્રમાદ યા ઉપેક્ષા કરીને પ્રાપ્ત સામગ્રીનો લાભ ચૂકી તેને નિષ્ફળ યા નિરર્થક કરી મુકે? સુજ્ઞ ચકોરજનો તેમ નજ કરે.

૪ માદક પદાર્થનું સેવન, પાંચે ઇન્દ્રિયોના વિવિધ વિષયોમાં વૃદ્ધિ, કષાય અંધતા, ને ઘણી નિદ્રા-આળસ અને વિકથા કુથલીઓમાં અતિ ઘણી પ્રીતિરૂપ પ્રમાદ (સ્વચ્છંદ) ... જન્મમરણનો ત્રાસ વધતોજ જાય છે, તેમાંથી જે ડહાપણથી બચે તેજ ચકોર.

૫ ચિંતામણિ રત્નને કાગ ઉડાડવામાં વણકી નાંખે અને અમૃતરસને પગ પખાળવામાંજ વાપરી નાંખે એવી મુર્ખાઇ ભરી વિપરીત કરણી વડે પામરજનો દુર્લભ ધર્મ સામગ્રી કેવળ હારી જાય છે.

૬ જે મુગ્ધજનો આ દુર્લભ માનવ દેહાદિક સામગ્રિ પુન્ય યોગે પામ્યા છતાં પ્રમાદ રહિત આત્મ સાધન કરી નથી લેતાં તેઓને અંતે પસ્તાવાનો વખત આવે છે. તેમ કરતાં યે અંતે કશું વળતું નથી.

૭ હંસની જેમ અશુદ્ધ તત્વને તજી, શુદ્ધ તત્વ આદરી લેવું એટલે દોષમાં અવગુણ તજી ગુણ આદરવા એજ વિવેકી જનને ઉચિત છે.

૮ આતમતત્વને કર્મ મેલથી જુદું પાડી લેવા તપ જપ સંયમનો ખપ કરી આત્માને શુદ્ધ કરવો એ આ માનવ દેહ પામ્યાનું ફળ છે.

૯ હિતાહિત, કૃત્યાકૃત્ય, ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, ગમ્યાગમ્યનો ઠીક વિચાર કરી, અહિતકારી તજી, હિત માર્ગ આદરવા ઉજમાળ થવું એ સદ્બુદ્ધિ પામ્યાનું ફળ છે. જાણી જોઇને અકાર્ય કરનાર અંધ છે.

૧૦ નિસ્વાર્થપણે શુભ પાત્રને પોષવું એ પૈસો પામ્યાનું ફળ છે.

૧૧ સામાને હિત સંતોષ ઉપજે એવું પ્રિય અને પથ્ય બોલવું એ વાચા શક્તિ પામ્યાનું ફળ છે. સમયોચિત બોલી નહી જાણનાર મૂક-મુંગો છે. અવસર ઉચિત એક બોલ પણ અણમોલો થઈ પડે છે.

૧૨ જેવી સુખ દુઃખની લાગણી આપણને છે તેવી બીજાને પણ છે. સુખ સહુને પ્રિય અને દુઃખ અપ્રિય લાગે છે. એમ સમજી કોઇને દુઃખ ઉપજે એવું અહિત આચરણ નહી કરતાં સદાય સુખદાયી સદાચરણજ સેવવું. દેવું એવું પામવું. વાવવું એવું લણવું.

૧૩ સહુને આપણા આત્મા સમાન લેખી તેમનું હીત ચિંતવનજ કરવું. કોઇનું કદાપિ અહિત ચિન્તવન તો નજ કરવું.

૧૪ કોઇ દીન દુઃખીને દેખી તેનું દુઃખ ફેડવા આપણાથી બનતું કરી છુટવું. તુચ્છ ભાવથી તેનો અનાદર નજ કરવો.

૧૫ ગમે તેને સુખી કે સદ્ગુણી જાણી કે સાંભળી, મનમાં લગાર ખેદ લાવ્યા વગર આપણે રાજી થવું અને જેથી સુખી ને સદ્ગુણી થવાય એવા સન્માર્ગે ચાલવા તથા ઉન્માર્ગ તજવા મનમાં નિશ્ચય કરવો. એજ ઉદાર દીલ સજ્જનને ઉચિત છે.

૧૬ ગમે એવી ભુંડાઇ કરનાર ઉપર પણ કરૂણા લાવી તેને સુધારવા પ્રયત્ન કરતાં છતાં તે સુધરી શકે એમ નજ લાગે તો તેનાથી અલગા રહેવું પણ તેના ઉપર રોષ લાવી નાહક આપણું અગાડવું નહીંજ પ્રેમ-વિશુદ્ધ પ્રેમ એક અજબ વશીકરણ છે.

૧૭ પાત્રતા વગર પ્રાપ્તિ ના હોય પૂર્વોક્ત રત્નત્રયીની પ્રાપ્તિ માટે પાત્રતા.+ લાયકાત અવસ્ય મેળવવી જોઇએ, દોષ દ્રષ્ટી તજી ગુણ દ્રષ્ટી આદરવી માર્ગાનુસારી થવા માટે ન્યાય, નીતિ ને પ્રમાણિકતાને પ્રાણ સમાં લેખવાં અને સત્યને પ્રાણાન્તે પણ અખંડ પાળવું! શુદ્ધ તાત્વનોજ આદર કરવો. ઇતીશમ્.



+ ઊંચુ પદ-સ્થાન પામવા ઇચ્છીએ ને તેવી પાત્રતા મેળવવા પ્રયત્ન ન સેવીએ-પુરૂષાર્થ ન ફોરવીએ તો આપણી ઇચ્છા સફળ ન થાય એમાં કંઇ આશ્ચર્ય જેવું નથી. રાંકને પણ રાજ્ય મળે તો લેવાની ઇચ્છા તો થાય પણ તેને સફળ કરવા જે લાયકાતની કહો કે પુરૂષાર્થની જરૂર રહે છે તે આદર્યા વગરજ ઇષ્ટ પ્રાપ્તિ થવી દુર્લભ. સામાન્ય રત્ન પણ ભાગ્ય હીનને સાંપડતું નથી. ભાગે જોગે મળ્યું તો તે ટકતું નથી તો પછી અક્ષય સુખદાયક પવિત્ર રત્નત્રયીની પ્રાપ્તી આથીતો કહેવુંજ શું? કોઇ વિરલ સદ્ભાગીનેજ તે સાંપડે છે તે ટકે છે.. લેખક

# સહૃદય સજ્જન ભાઈબ્હેનો પ્રત્યે બે બોલ.



લેખક-સદ્‌ગુણાનુરાગી મુનિશ્રી કર્પૂરવિજયજી. રાજપુર (ડીસા)

૧ પ્રમાદવશમાં આપણે ઘણું ગુમાવ્યું છે ને ગુમાવીએ છીએ. માદક (મદ લાવે એવા) પદાર્થોનું વારંવાર સેવન, પાંચે ઇન્દ્રિયોના વિવિધ વિષયોમાં આસક્તિ-લોલુપ બની જવું, ક્રોધાદિક કષાયથી અંધ થવું, આળસ નિદ્રાને વધારવી, તેમજ વિકથા કુથલીઓમાં વખત ગુમાવવો એ બધા સ્વચ્છંદ આચરણો વડે આપણી ભારે પાયમાલી થઇ છે, સુખના અર્થી જનોએ હવે જાગ્રત થઇ પ્રમાદ તજવો જોઇએ.

૨ સમયોચિત કર્તવ્યનું ભાન, કર્તવ્ય નિષ્ઠા અને કર્તવ્યપાલન કરવાથી દુઃખનો અંત કરી જરૂર સુખી થઇ શકાય છે.

૩ કર્તવ્ય ધર્મની ઉપેક્ષા કરવાથીજ ભારે હાનિ થાય છે.

૪ શ્રીમદ્ ઉપાધ્યાયજી જેવા જ્ઞાની મહાત્માઓ કહે છે કેઃ—

" નિશ્ચય પુષ્ટિ હૃદય ધરીજી, પાળે જે વ્યવહાર;
પુન્યવંત તે પામશેજી, ભવ સમુદ્રનો પાર. મનમોહન. "

મોક્ષ સુખરૂપ નિશ્ચિત સાધ્ય બરાબર લક્ષમાં રાખીને તેને પ્રાપ્ત કરવા જે જે યોગ્ય વ્યવહાર સાધનો આપ્ત પુરૂષોએ બતાવ્યાં છે તેનું પ્રેમથી પાલન કરનાર સજ્જનો જરૂર દુઃખનો અંત કરી અક્ષય અવિનાશી સુખ મેળવી શકે છે.

૫ મન અને ઇન્દ્રિયોનો નિગ્રહ કરી સંતોષ વૃત્તિથી એકનિષ્ઠ બની સંયમનું પાલન કરવું એ અક્ષય સુખરૂપ મોક્ષ પામવાની ખરી ચાવી છે. વિષયાંધ, મોહાન્ધ જીવોને તે થવા દુર્લભ છે. મોહ તજવાથી તે સહેજે સાંપડી શકે છે.

૬ કંઇક મુગ્ધજનો, મોક્ષસાધક શુદ્ધ વ્યવહાર ધર્મનું પાલન કરવા ઘટતો આગ્રહ રાખવાને બદલે કેવળ કલ્પિત લૌકિક વ્યવહારનુંજ પાલન આગ્રહથી કરવામાં મોટાઇ માને છે તેથીજ તેઓ સત્યસુખથી બેનશીબ રહે છે. ખરા સુખના અર્થીજનોએ તો ખસુસ કરીને શુદ્ધ વ્યવહાર માર્ગનોજ આદર દૃઢ આગ્રહપૂર્વક કરવો જોઇએ તે પણ લોક રંજન અર્થે નહિ પણ નિષ્કામ-નિસ્વાર્થપણે આત્મ સંતોષ અર્થેજ કરવો ઘટે, મન અને ઇન્દ્રિયોના નિગ્રહથી ખરૂં સુખ મેળવી શકાશે.

૭ સાચું સુખ આત્મ સંતોષવડેજ આપી શકાય છે. બીજાથી નહી. ઇતિશમ્.



# આચાર્ય શ્રી કમળવિજયજી મહારાજની જયંતી પ્રસંગે આશ્રમની બાળાઓએ ગાએલો ગરબો.



સહુ બ્હેનો આવો, ગુરૂ ગુણો ગાવો
આજ ભેળી મળીને શુભ સ્થાનમાં
ગુરૂ ભક્તિ દીપે અતિ જ્ઞાનમાં
રૂડી સેવા સ્વીકારી, આજ આનંદકારી
આજ ઉમંગે જયંતિ ઉજવીએ. સહુ૦ ૧

સાખી.

વિજય કમળ સુરિશ્વર બાલ બ્રહ્મચારી જેહ
તેહના ગુણ ગાતાં થકા અમ ઘર અમૃત મેહ.
ચૈતર સુદી બીજના દિવસે
સંવત ૧૯૧૩ ની સાલે
જન્મ ભૂમિ સિદ્ધ શહેર પ્રખ્યાતે
થાએ થાએ આનંદ થાએ સહુ૦ ૨

સાખી.

કલ્યાણ કરવા જગતનું નામ કલ્યાણ દીધ
સંસારમાં રહેતા છતાં તજી મોહ દીક્ષા લીધ.
કાર્તક વદ શુભ બારસ સારી
૧૯૩૬ સાલ અતિ ભારી
સુણતા સહુને લાગે છે પ્યારી
ત્યાગી ત્યાગી સંસાર ત્યાગી સહુ૦ ૩

સાખી.

મુક્તિ માર્ગ દર્શક સદા મુક્તિ વિજય મહારાજ
શિષ્ય પટોધર સ્થાપીઆ કમળ વિજય ગુરૂરાજ
સદગુરૂ વાણીથી મંગળ થાઓ
અતિ હર્ષ ધરી ગુરૂ ગુણ ગાવો.
આનંદ આનંદ અતિ ઉર માંહે સહુ૦ ૪

સાખી.

શાન્તિ ગાંભીર્ય ઉદારતા ભદ્રિક ગુણના ધાર
સહેજ પણ નહિ કોપતા હતું વાત્સલ્ય અપાર
અહિ સૂરિશ્વર આદિ પદ ધરા
દર્શન જ્ઞાન ચારિત્ર તપશ્વી ખરા

જીન વચન શ્રદ્ધા અતિ ભાવથી
લાગી લાગી રઢતા લાગી સહુ૦ ૫

સાંખી.

વર્ષ આડત્રીસ પર્યાય એ દીક્ષાનો તસ જાણ
જન્મથી બ્રહ્મવ્રત પાળીઉ તરવા ભવનું જહાજ
'વર્ષ એકસઠની ઉમ્મરે સૂરિશ્વર
વિજયા દશમી દિવસે મનોહર'.
શરણ જીનેશ્વર એકનું હૃદયે ધાર્યું'
લેવા લેવા મુક્તિ લેવા સહુ૦ ૬

સાખી.

કમળ વિજય સૂરિશ્વરની જયંતી સહુ મળી સાથ
ઉજવીએ આનંદથી ભાવ ધરીને આજ.
ગુરૂ ગુણ ગાવો સહુ સુખી થાઓ.
વિજય મોહન ગુરૂ શીશ નમાવો.
ગાવો ગાવો ગુરૂ ગુણ ગાવો. સહુ૦ ૭



# સ્ત્રીઓનો દરજ્જો.



( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ( ૮૬ થી )

લેખક સદગત વી. ટી. કોઠારી બી. એ. એલ.બી. વકીલ કરાંચી.

એંગ્લો સેકશન પ્રજામાં તો એટલે સુધી છે કે ઉચ્ચ અને મધ્યમ વર્ગના માણસોમાં .કોઇ દુષ્ટ કાર્ય તેઓના હાથે થઇ જાય છે તો તેની દુષ્ટતાની વજ્રછાપ મારવા માટે તે .સ થઇ પડે છે. અને પછી તે માણસના પશ્ચાતાપ સદ્ગુણી જીવન અને પાછળના બધાંય સત્કાર્યો એ છાપ ભુંસવા અસમર્થ થાય છે.

આવી કટુ લાગણી ઘણું કરી પ્રજાના ધર્મભાવને લીધે ઉત્પન્ન થએલી છે. પરંતુ રાષ્ટ્રના સુખ અને કલ્યાણના સબળ કારણો પણ આ કટુ લાગણીને પોષણ આપનારા ગણાય છે. અને તેની ઉગ્ર કટુતાની તરફેણમાં એવી દલીલ રજુ કરવામાં આવે છે કે કુટુંબની શુદ્ધિના રક્ષણ વાસ્તે જડમુળથી ઉખેડી નાંખે એવી શીક્ષાની આજના સમયમાં સંપૂર્ણ જરૂર છે. કેમકે આવા ગુન્હાઓ કાયદાની બેડીથી જકડાઇ જતા નથી માટે પ્રજામતનો સખત વિરોધજ આપણી સમાજની નીતિ વાસ્તે સલામતી રૂપ છે. અને આ પાપ તરફ પ્રજામતનો શ્રાપ અને વિરોધ તેવા ગુન્હાના વિસ્તારને અટકાવનાર છે. કેમકે આવો વ્યવહાર ગુપ્ત રીતે અને છુપાછુપીમાંજ થાય છે.

વિષયીપણા પ્રત્યેનો ધિક્કાર તેના પ્રતિપક્ષી સદ્ગુણ એટલે કે શીયલતા વિષે મોહ ઉત્પન્ન કરે છે. અને આમ હોવાથી સ્ત્રી વર્ગમાં ઘણીજ કોમળ અને સુક્ષ્મ સ્વમાન વૃત્તિ ઉત્પન્ન થાય છે કે જે તેને પાપમાંથી રક્ષણ કરે છે. એટલુંજ નહિ પરંતુ તેનું ચારિત્ર્ય અને જીવન મોહક અને રમણિય બનાવે છે.

ઉપરના વિચારો સામે ઘણી સંગીન દલીલો રજુ કરવામાં આવી છે. આ મતાનુયાયીઓ એમ કહે છે કે સમાજ ગમે તેટલી આ દુર્ગુણ સામે આંખઆડા કાન કરે તોપણ અતિ વિસ્તારમાં તે રાક્ષસી દુર્ગુણ પ્રસરેલો છે. અને એ દુર્ગુણ ક્વચિતજ પ્રકટ રીતે તેના આસુરી સ્વરૂપમાં રજુ થાય છે. કારણકે તે ગુપ્ત રીતે પ્રવર્તે છે અને દંભની છાયાથી આચ્છાદિત છે.

ઇંગ્લંડમાં લગભગ ૧૦૦૦ સ્ત્રીઓ દુર્ગુણ અને દુષ્ટતાની ખાડીમાં રગદોળાય છે. તે બતાવી આપે છે કે કહેવાતી સુધરેલી સમાજમાં અતિ ભયંકર પાપ અનિયંત્રીત નિર્બુદ્ધિથી વિવેચન અને સુધારણાથી તદન મુક્ત વિચરે છે.

વૈદ ડોકટરો તેમજ કોન્ટીનન્ટના ઘણા લેખકો કે જેણે આ વિષય સંબંધી લખ્યું છે તેની દ્રષ્ટિમાં જો કોઇપણ રોગ અતિ ભયંકર તેમજ હાનિકારક હોય તો તે આ રોગજ છે. અને તેનો ફેલાવો આ દેશમાં પણ થવા લાગ્યો છે. આ રોગ તેના પાપી પુરૂષ પાસેથી તેની નિરપરાધિ પત્નીને સ્પર્શ કરે છે. અને તે મારફત તેની સંતતિમાં પ્રસરે છે. જે બીજી પ્રજાના અનુભવથી કહી શકાય છે કે પુરતા અટકાવથી તે અનિષ્ઠ પરિણામ દબાવી શકાય તેમ છે. પરંતુ ખેદજનક એ છે કે ધારાશાસ્ત્રી મંડલ તે દુર્ગુણના અસ્તિત્વ વિષે આંખ આડાકાન કરે છે. અને તે સંબંધી વિચાર ચલાવવા પણ માંગતું નથી.

જોકે દરેક પ્રજામત પ્રત્યેક સ્ત્રી વ્યક્તિ ઉપર ધિક્કાર પ્રદર્શિત કરે છે. તોપણ તેથી એવી વ્યક્તિની સંખ્યામાં ઘટાડો થતો નથી. અને ઉલટું તે દુર્ગુણના ભોક્તાની દીલગીરીમાં અને દુઃખમાં વધારો કરે છે. કુકર્મો કે જે બીજી યુરોપીયન તથા આર્ય પ્રજામાં ઉડતી લાગણી ઉત્પન્ન કરે છે તે ઇંગ્લંડમાં ઘણાં વિસ્તારમાં પ્રસરીને ખેદ અને ધિક્કારની કટુતા અને તિક્ષણતા ઉત્પન્ન કરે છે. કેટલીક વખત જે કાર્યો નૈતિક વૃત્તિનો નાશ કે અનિસત્વ સૂચવતા નથી. પરંતુ ક્ષણિક ઉત્કટ વિકારનું તે પરિણામ હોય છે. અને તેથી પ્રજામતની કટુતાને લઇને સ્થાપિત જીદંગીના સુખ અને સ્નેહ શાંતિથી બેનસીબ બને છે. આથી બાળક વધની વૃદ્ધિ થાય છે. અને મોટી સંખ્યાના માણસો કે જેનું જીવન એકાદ ક્ષણીક અપરાધથી કલંકિત અને દોષિત હોય છે. અને તેથી તેઓ જીવન પર્યંત વ્યભિચારની ખાડીમાં ગબડે છે. કે જે નિષ્પક્ષ પ્રજામતના રહેમીયત, અથવા તો કટુતાની ન્યૂનતાથી અથવા કાયદાશાસ્ત્રીના બેદરકારીપણાના અભાવે અટકી શકત.

આ બાબતમાં વિશેષ એવું પણ કહેવામાં આવે છે કે જે બહોળી સંખ્યા દુરાચારમાં ડુબેલ છે તે માહેનો મોટો સમુહ એવો હોતો નથી કે જેનો સ્વભાવ કુદરતી રીતેજ વિરૂદ્ધ હોય છે.

કેટલીક સ્ત્રીઓ તો અપહરણને ભોગ થએલી અથવા પ્રેમોર્મિના ઉત્સાહ અને સ્વભાવની ચંચળતાને લઇ આ અવળા પંથમાં ચડેલી હોય છે. અને તેથીજ તેમનામાં દુર્ગુણ પ્રવેશે છે. કાંઇ મૂળથી તેમનો સ્વભાવ દુર્ગુણી હોતો નથી. અનીતિના અધમ ક્રમમાં પણ નિસ્પક્ષપાત દ્રષ્ટિથી જોનારને ઉમદા લાગણીઓ દ્રષ્ટિગોચર થાય છે કે જે નીતિના સારા વાતાવરણમાં તેમજ નૈતિક અસરના અભાવેજ આ અવસ્થાએ પહોચ્યા છે. લંપટપણાનું વસ્તિપત્રક જોતાં માલમ પડે છે કે ઘણાક માણસોએ ભુખમરાને લીધેજ આ ધંધો ગ્રહણ કર્યો હોય છે.

આ વિરોધી વિચારોનો સંક્ષેપમાં સમાવેશ કરવામાં આવ્યો છે તેની તુલના કરવાનું હાલ મોકુફ રાખતાં એટલુંજ જણાવું છું કે આટલા વિવેચન ઉપરથી આ મહા વિષયની ગંભીરતા જણાઈ આવશે. ગ્રીક સંસ્કૃતિમાં તે વખતના ન્યાય શાસ્ત્રના તેમજ નીતિજ્ઞોએ આ પ્રશ્નનું નિરાકરણ કરતાં સ્ત્રી સમાજને બે ક્રમમાં વિભાગ કરી નિરાકરણ કર્યું હતું. ૧ પત્ની તરીકે કે જેની ફરજ તેના ધણી તરફ વફાદારીની હતી. ૨ રખાત તરીકે કે જે તેની આજીવિકા પોતાના સ્નેહીઓ તરફ ક્ષણીક આશક્તિ રાખી કરી ખાતી હતી.

ગ્રીક પત્ની સર્વદા એકાંતવાસમાંજ રહેતી તેઓને ઘણું ખરૂં ન્હાનપણમાં પરણાવવામાં આવતી હતી. તેઓના નિત્ય કર્મો ભણવું ગુંથવું શીવવું અને ગૃહ કાર્યો તપાસવામાં તેમજ આજારી ગુલામોની સંભાળ રાખવામાં સમાઇ જતા તે માણસોના સંસર્ગથી રહિત રહેતી હતી. ઘરનો એકાંત ભાગ તેનો વાસ હતો પૈસાદાર સ્ત્રીઓ કવચિતજ બહાર જતી આવતી. અને જયારે જતી ત્યારે સ્ત્રી ગુલામોનીજ સાથેજ જતી તેઓના ધણીની હાજરી શિવાય પુરૂષોને મલતી નહિ. જયારે પુરૂષ મહેમાનો ખાણા ઉપર આમંત્રણ થતા ત્યારે તેના વાસ્તે ટેબલપર જગ્યા રાખવામાં આવતી નહિ. તેઓનો ખાસ ગુણ વફાદારી હતી. અને આ સંપૂર્ણ રીતે અને મોટા પ્રમાણમાં પળાતો હતો. એના શિયળનું રક્ષણ ત્રણ શક્તિથી થતું હતું. પ્રથમ તો તેઓને લાલચ કે વિકારને વશ થવાનો પ્રસંગ મળતો નહિ બેઃ લોકમતને લીધે તેઓનું અપહરણ થતું નહિ. અને પુરૂષ વર્ગને તેઓના વિકારની તૃપ્તીનું સ્થાન હોવાને લઇને તેઓનું શિયળ અખંડિત રહેતું. પરંતુ બીજી રીતે તેઓનું મન સ્ત્રી ગુલામોના વસવાટને લીધે તેમજ પુરૂષોના અતિ ધાડા સંસર્ગના અભાવને લીધે તેમજ શિક્ષણ આપનાર આર્થીનીચન તમાસામાં જવાની તકની ગેરહાજરીને લીધે ઘણું સંકુચિત અને સાંકડું હતું.

( અપૂર્ણ. )



# દંપતી પાઠમાળા.



## પાઠ ૧ લો.

પ્રિય ભાઇ,

આજે તમારાં લગ્ન છે ખરાંને ? શો આજનો આનંદ, શો આજનો ઉત્સહા, પરણુવાનો આનંદ ઉત્સાહ કોને ન હોય ? સર્વનેજ તે હોય છે.

તમે જાણો છો ખરા કે તમારા લગ્નને સફળ કરવા કે નિષ્ફળ કરવા એ તમારાજ હાથમાં છે. તમે ધારો તો આજનો આનંદ ઉત્સાહ હમેશને માટે ધારણ કરી શકો તેમ છો અને તમે ધારો તો આજનાજ આનંદને બદલે તમે એક બીજાથી છુટા પડવાના માર્ગે પણ આવી જઇ શકો તેમ છો.

આ પાઠો દ્વારા તમારી સ્ત્રી પ્રત્યેની ફરજ શું છે તે તમને ક્રમે ક્રમે દર્શાવાશે. તેને ધ્યાનમાં રાખી આચરણમાં ઉતારશો તો આજનાજ આનંદને અંત પર્યંત ટકાવી શકશો.

આજે તમે લગ્નગાંઠથી તમારી પત્ની સાથે જોડાયા છો. તમારી ફરજ આજથી વધે છે. તમારા હાથમાં એક અજ્ઞાન બાળાનું જીવન સમર્પવામાં આવ્યું છે. તેને સુખી કરવું કે દુઃખી તે તમારા હાથમાં છે. કંઇ કેટલા મનુષ્યો પરણ્યા પછી સ્ત્રી પ્રત્યેની ફરજો ભુલી જાય છે. તેને ઘરનું કામ કરનાર દાસી–અથવા વિલાસ સુખના સાધનરૂપ ગણે છે. વાત વાતમાં પોતાની શ્રેષ્ઠતા બતાવે છે અને તે બાળાને તે જ સ્થિતિમાં હોય છે તેનાથી પણ અધમ સ્થિતિમાં રાખે છે. લગ્ન વખતનો તેમનો આનંદ નાટકના પાત્રોની માફક ક્ષણિક હોય છે.

અગ્નીદેવ અને વેદમંત્રની શાખેથી જેને પોતાની કરીશ એવી પ્રતિજ્ઞા લઇ હાથ ઝાલ્યો છે તેના પ્રતિ બેવફા થવું, તેને ફાવે તેમ દુઃખ દેવું તે તમને કદીજ ન શોભે. તમે તો ઉન્નતિ માર્ગના અભિલાષી છો. તમારે આજથી તમારી અર્ધાંગનાને ઉચ્ચ જ્ઞાન આપવાનું છે. આ સંસારમાંજ ગૃહસ્થાશ્રમ ભોગવતા રહી વિહિત ધર્મોના પાલનથી બંનેએ તરવાનું છે.

જો તમે એમ ધારતા હશો કે મારી સ્ત્રી તો તદન અભણ છે. કશા પણ જ્ઞાન વિનાની છે તો તેને સુધારવી એ તમારૂં કામ છે. અને તે પણ મારન તાડનના પ્રયોગથી નહિ, પણ પ્રેમથીજ સુધારવાની છે. જે મનુષ્ય એમ ધારે છે કે મારવાથી અથવા ઘાંટા પાડી રોપ બતાવવાથી સ્ત્રી વશ થઇ જાય છે તો તે ભૂલજ છે. આ પ્રયોગથી તો ઉલટી તેની લાગણી જડ થઇ જાય છે.

તમારા ગૃહસ્થાશ્રમને બરાબર દીપાવવાને માટે તમારી સ્ત્રીને પ્રથમ સુરક્ષિત કરો. માતપિતાને ત્યાંથી તે ભણીને આવી હોય તો તેને ધર્મ નીતિના પુસ્તકો વાંચવા આપો. અને તે વાંચે અને તમે સાંભળો. વચ્ચે વચ્ચે તેને સમજાવતા જાઓ અને પાછા તે બરોબર સમજી કે નહિ તે બદલ પ્રશ્ન પૂછતા રહો. કદાચ તે ભણેલી ન હોય તો તમે પોતે તેને શિક્ષણ આપી લખતાં વાંચતા કરો.

સુશિક્ષણ એ સદ્વિચારનો પાયો છે. જેમ પાયા વિના મકાન ચણાતું નથી તેમ સુશિક્ષણ વિના ઉત્કૃષ્ટ ચારિત્ર્ય ઘડાતું નથી.

ભલે સભાઓમાં જઇ તમે મોટા મોટા ભાષણો આપો. કે ઉત્તમ ગ્રંથો બહાર પાડો પણ જ્યાં સુધી તમારાજ ઘરમાં તમારી સ્ત્રીની દશા તમે સુધારી શકયા નથી ત્યાં સુધી એ સઘળું વૃથા છે. આગળ વધવાની અંતરમાં લેશ પણ ઇચ્છા હોય તો પ્રથમ સ્ત્રીની ઉન્નતિના ઉપાય યોજો. તમારી સ્ત્રી નીચે પડેલી રહેશે અને તમે એમ ધારશો કે હું ગગનમાં છું તો તે કદી બને એમ નથી.

અને એવું પણ ઘણે ખરે ઠેકાણે જોવામાં આવે છે કે સંયુક્ત કુટુંબોમાં વડીલોની શીખવણીથી પુરૂષ પોતાની સ્ત્રીને મારે છે. પુરૂષ ખઢ્યો જઢ્યો કામથી થાકીને આવ્યો હોય છે અને તેજ વખતે ઘરના બીજા માણસો આજે વહુએ આ કહ્યું, અને તે કહ્યું. આ નુકશાન કર્યું એવા બોલ બોલી બળતામાં ઘી હોમે છે. અને તકરાર થવા પ્રસંગ આવે છે. વિચારવાન મનુષ્યે કદી પણ ક્ષણીક આવેશોને વશ થઇ સાહસ ન કરવું જોઇએ.

જગતમાં ભૂલ કોની નથી થતી? ભણેયો ભૂલે અને તારો ડૂબે એ કહેતી જન પ્રચલિત છે. કદાચ એક વખત તમારી સ્ત્રીની ભૂલ પણ થઇ હોય કે નુકસાન પણ થયું હોય તોએ મનમાં લાવશો નહિ. તમે ગમે તેટલું કરશો તોપણ જે થયું છે તે ન થયું થવાનું નથી ત્યારે નાહક તે માટે ઉદ્વેગ અને ધમપછાડા શા માટે જોઇએ. શાંતિ જાળવી થઈ ગએલા બનાવની પુરતી સંભાળ રાખી પછી તેને કહો. તમારા કહેવાની અસર કંઇ જુદીજ તેના જીવનમાં થશે.

હવે આ પ્રથમ પાઠનો ઉપસંહાર કરતાં જણાવવાનું કે તમારી સ્ત્રી પ્રત્યે કદી બેદરકાર ન બનશો. તે ગમે તેવી અનાડી તમારા નસીબે મળી ગયલી તમે માનતા હો તે છતાં તે તેવી તો નથીજ. તેને પણ આત્મા છે. સુખ દુઃખની લાગણી પણ તમારા જેવીજ છે, તમારૂં કર્તવ્ય તેને સુંદર બનાવવાનું છે.

સ્ત્રીની ઉન્નતિ વગર પુરૂષની ઉન્નતિ હરગીજ નથી એ મહાવાકયને સ્મરણમાં રાખી પ્રથમ તમારી સ્ત્રીને સદ્વિદ્યાના સંસ્કાર વાળી બનાવો.

---

પ્રિય બ્હેન.

તમારાં આજે લગ્ન છે. માતપિતાએ આજે તમારો હાથ એક અજ્ઞ પુરૂષ કે જેને તમે ઓળખતાં પણ નહોતાં તેના હાથમાં મૂકયો છે. વેદની સાક્ષીએ તમે હવે કન્યાપદમાંથી પત્નીપદ પ્રાપ્ત કર્યું છે. તમારી જીંદગી આજથી બદલાય છે, નાનપણના લાડકોડ હવે સર્વ ભુલવાના છે અને તમારા પતિની સંગે રહી તેમના અને તમારા જીવનને દિવ્ય બનાવવાનું છે.

સાસરે વસીને તમારા માતપિતાના નામને હવે દીપાવજો. તમારા પતિને તથા ઘરના વડીલોને પોતાનાં કરી લેજો. અર્થાત્ તેની સાથે હળીમળી જજો. તમારૂં આજ સાચું ઘર છે. હાથી દરબારે અને કન્યા ઘરબારેજ શોભે એ જન ઉક્તિ અનુસાર તમારા પતિના ઘરને પોતાનું ગણજો.

પિયરના સગાનું સ્મરણ થાય એ તો સ્વાભાવિક છે પણ હવે તે સ્મરણ ક્રમે ક્રમે

ભૂલતા જવાનું છે. તમારા સાસુ સસરા હોય તો તેને તમારાજ માતપિતા તુલ્ય માન આપજો. તમારી નણંદ હોય તો તેને પણ મોટી બ્હેન ગણજો.

ઘરનું કામકાજ જે પોતાથી થઇ શકે તેવું હોય તે પોતાને હાથે કરવાનો અભ્યાસ રાખજો. આળસુ થઈ બેસી રહેશો નહિ, કામ એ તો વશીકરણનો મહામંત્ર છે. ઘર ખર્ચનો હીસાબ રાખજો, બહુ ઉડાઉ થશો નહિ તેમ બહુ કંજુસ પણ ન બનશો. સાધારણ રહેજો. પતિની સાથે કદી ઉંચે સાદે બોલવું નહિ. કટુ વચનને સહન કરજો, પણ સામું એક પણ કટુ વચન કહેશો નહિ. નમ્ર અને મધુરવાણીને તમારા મુખમાં સ્થાન આપજો.

તમે કદાચ કાંઇ કામ કરવાનું ચૂકી ગયાં હો અને તમને ઠપકો આપે તો તે વખતે સામુ બોલશો નહિ. અને જે કહે તે સાંભળી ફરીથી તેવા ઠપકામાં ન અવાય તેવો પ્રયત્ન કરજો. ઘરમાં નોકર ચાકર હોય તો તેના કામ ઉપર દેખરેખ રાખતાં રહેજો. અને ભોભાથી વર્તજો. તેની સાથે કામ વગર વધારે બોલવાનો અભ્યાસ ન રાખશો.

સાચા જૂઠી કરવાની અને મારી તારીની ટેવ છોડી દેજો. બહાર જાઓ તો ઘરની ફીકર રાખજો અને કામ પરવારી વહેલા ઘેર આવજો. ઘરની વાત બારણે અને બહારની ઘરમાં કહેશો નહિ. વાતોના ગોળા ગબડાવશો નહિ. ગંભીર અને સત્ય નિષ્ઠાવાન થજો.

તમારૂં સાચું ધન શિયળ છે. તે દઢાવવાને સારા ગ્રંથોનો અભ્યાસ રાખજો. હંમેશા સહવાસ સારા માણસનોજ રાખજો. તમારા સ્મરણ ઉપર રાખીજ મૂકશો કે માણસને બગાડનાર ખરાબ સહવાસજ છે અને તે સર્વદા ત્યાગ કરવા યોગ્ય છે.

ગમે તેવી હલકી નવલકથાઓ પણ વાંચશો નહિ. જે વાંચવાથી અંતરમાં સદ્ભાવના પ્રકટે, મતિ શુદ્ધ થાય અને સદ્વિચારમાં મન રમણ કરે તેવુંજ આપણે તો વાંચવું જોઇએ.

પિયરના સુખ વૈભવની બડાઇ કદી સાસરામાં ન મારશો અને સાસરામાંથી કોઇ પિયરના સંબંધમાં ગમે તેમ પ્રતિકૂળ બોલે તો તે સાંભળી અશાંતિ ન પ્રકટાવશો.

ઘરકામ દેખી ગભરાશો નહિ. જે કામ હોય તે શાંતિ રાખી સર્વોત્તમ કરજો. માથા ઉતાર વેઠ કરી ન મૂકશો.

સાસરામાં મળેલા અસંતોષની વાત પિયરમાં જઇને કદીજ કહેશો નહિ. જયાંનું ત્યાં દાટી મૂકવાની ટેવ રાખજો.

પતિને તો તમારા પરમેશ્વર ગણીને વર્તજો. તેમની શુશ્રુષામાંજ તમારૂં કલ્યાણ માનો છે. સરખી સૈયરોમાં પતિ આવા છે અને તેવા છે એમ હસવા ખાતર પણ બોલી પતિની ટીકા ન કરશો. અને કદાચ કોઇ ટીકા કરે તો તેને કહી દેશો કે હું તે સાંભળવા ઇચ્છતીજ નથી.

પતિ ગમે તેવા પ્રતિકૂળ સ્વભાવના કે આકળા હોય તે છતાં તેને વશ કરી લેવાનું બહેનો તમારા હાથમાંજ છે, પ્રેમ વેરીને પણ વશ કરે છે ત્યારે તમારી સાન્નિધ્યમાંજ રહેનાર પતિદેવ તમારા પ્રેમથી વશ ન થાય એ બને એવુંજ નથી. પતિની આજ્ઞાધિકારીણી થજો. તેની સાથે મિથ્યા વાદવિવાદ ન કરશો. પતિની સ્થિતિનો હંમેશાં વિચાર કરજો. તેમની સાથે હઠ તો કદીજ કરશો નહિ, અને સંતોષથી રહેજો હાલ એટલુંજ અધુરૂં આવતા પાઠમાં.

પ્રભુશંકર નરભેરામ વ્યાસ.

# મનુષ્ય જીવનના કેટલાક પ્રશ્નો.*



સુશીલ બ્હેનો !

તમે સ્ત્રીઓ છો, એ વાત ખરી છે, પણ તેથી તમારી મનુષ્ય તરીકેની ફરજો અટકી પડતી નથી. મનુષ્ય તરીકે તમારે કેટલીક ફરજો બજાવવાની છે, કેટલાંક કામો કરવાનાં છે. માટે આપણા જીવનમાં ઉઠતા કેટલાક પ્રશ્નો આપણે તપાસીશું કે જેથી જીવન જીવવા યોગ્ય લાગે. જીવન એ શાળા છે, એમ જો આપણે સમજીએ તો તેમાં જે પાઠ શીખવાના હોય, તે કટાણે મોંહે નહિ શિખતાં આપણે આનંદભેર શીખી શકીએ. આ વાત સમજતાં આપણે સમયનો રૂડામાં રૂડો ઉપયોગ કરી શકીએ, અને દુઃખી તથા દીન બનવાને બદલે સુખી અને હીમ્મતવાન બનીએ.

આ જગતનો વિકાશ અથવા ઉન્નતિ યોજના પૂર્વક ચાલે છે. બધા જીવો એક સરખી સ્થિતિના નથી, અને હોઇ શકે પણ નહિ. જીવો કરોડો વર્ષો નિગોદની સ્થિતિમાં રહ્યા પછી એકેન્દ્રિયની સ્થિતિમાં આવે છે. ત્યાં ખનીજ, વનસ્પતિ, વાયુ અગ્નિના જીવો રૂપે પ્રકટ થાય છે. પછી ત્યાં લાખો વર્ષો પસાર કર્યા પછી જીવ પશુ વર્ગમાં આવે છે. ત્યાં બે ઇન્દ્રિયો, ત્રણ ઇન્દ્રિયો, ચાર ઇન્દ્રિયો જુદા જુદા જંતુઓ અને પશુઓ રૂપે ખીલવ્યા પછી જીવ પંચેન્દ્રિય રૂપે આવે છે, અને ત્યાં પ્રથમ અસંજ્ઞી એટલે મન વગરનો હોય છે. પછી તે સંજ્ઞી-એટલે મનવાળો પંચેન્દ્રિય જીવ થાય છે, ત્યાંથી પછી મનુષ્યની સ્થિતિમાં આવે છે.

મનુષ્ય વર્ગમાં પણ તે ધીમે ધીમે વિકાસ પામે છે. પ્રથમ તે છેક જંગલી સ્થિતિમાં હોય છે ત્યાં તે ઢોરો સાથે રમે છે, પછી રખારીની સ્થિતિમાં આવે છે, ત્યાં તે [illegible]ો મોટો ભાગ પશુઓ સાથે જંગલોમાં ગાળે છે, અને થોડો સમય મનુષ્યો સાથે [illegible]ાર કરે છે, પછી તે મજુર વર્ગની સ્થિતિએ આવે છે. અને અનુભવો લેતો લેતો સુખ દુઃખો ભોગવતો જીવ આગળ વધે છે, આ સંસાર એ મોજમજાહનું સ્થાન નથી, તેમ કેવળ દુઃખ આપવા માટેનું કેદખાનું નથી, પણ એક શાળા છે. જેમાં જીવાત્મા વિવિધ અનુભવો લે છે. આ જગતનાં બધાં દુઃખો સકારણ છે. દુઃખો એટલે અનુભવની ખામી. જે બાબતનું આપણને અજ્ઞાન હોય તે બાબતમાં આપણને દુઃખ લાગે છે. પણ તે અનુભવ મળ્યા પછી તે કામ કરવામાં સુગમતા આવે છે, અને છેવટે તો તે કામ કરવામાં આનંદ અનુભવાય છે. સ્ત્રીઓ સાસરે પ્રથમ જાય છે, ત્યારે પરાયાં મનુષ્યોને જોઇ પ્રથમ ગભરાય છે; ત્યાં સાસરામાં કેવાં કેવાં દુઃખો અને પ્રતિકુળતાઓ હશે, તે વિચાર તેમને ગમગીન બનાવે છે, પણ સાસરે થોડો સમય રહ્યા પછી તે ગભરાટનું અને ગમગીનીનું વાદળ ચાલ્યું જાય છે અને કેટલીક બ્હેનો તો પિતૃગ્રહે જવાનું નામ પણ લેતી નથી. એક સંસ્કૃત

* પાલણપુર સ્ત્રી સમાજ આગળ તા. ૨૩-૯-૨૨ને રોજ આપેલા ભાષણની ટુંક નોંધ.

કવિએ કહ્યું છે કેઃ—દુઃખી મન વખતે ભક્તિ સુઝે છે, તેજ સમયે સંતસમાગમ કરવાની ઇચ્છા થાય છે. સર્વ અનુભવો સુખ કરતાં દુઃખમાં વિશેષ મળે છે, માટે દુઃખોને પણ આશીર્વાદ રૂપ માની દુઃખરૂપ ગુરૂ જે બોધ આપે તે સ્વીકારવાને તૈયાર થાઓ. બીજો પ્રશ્ન ઘણીવાર એ પુછવામાં આવે છે કે અમુક જીવો સ્ત્રીઓ તરીકે કેમ જન્મતા હશે, અને અમુક બીજા જીવો પુરૂષો તરીકે કેમ અવતરતા હશે? જીવાત્મા પોતાના વિકાસમાં દયા, કોમળતા, નમ્રતા, નિઃસ્વાર્થીપણું વગેરે શીખવાને સ્ત્રી શરીર ધારણ કરે છે, કારણકે પુરૂષ શરીર કરતાં આ ગુણો ત્યાં વિશેષ શીખી શકાય છે. બ્હેનો! તમે જે પુરૂષોને વાસ્તે ભોગ આપો છો, તેના પચીસમા ભાગનો ભોગ પણ જો પુરૂષો તમારે વાસ્તે આપતા હોત તો આ પૃથ્વી સ્વર્ગ સમ થઇ જાત. આ તમારી ખુશામત કરવાને હું કહેતો નથી, પણ મારો એવો ચોક્કસ અભિપ્રાય છે. તમે જન્મથીજ સેવિકાઓ છો, પુત્રી તરીકે, પત્ની તરીકે, માતા તરીકે, શિક્ષિકા તરીકે, ધર્મરક્ષિકા તરીકે, નર્સ તરીકે તમે સદા સર્વદા સેવા ધર્મ પાળી રહ્યા છો. આ બધું કામ તમે અજ્ઞાનવાથી કરો છો. પણ જો સમજપૂર્વક તે કામ તમે કરો તો તમારૂં જીવન ઘણાને આદર્શરૂપ થાય. પુરૂષો અત્યારે સેવાનો પાઠ શીખવા તૈયાર થયા છે, પણ તેમાં પણ જો જરા વધારે તકલીફ પડે તો તે સેવાનું કામ છોડી દે. પુરૂષોમાં દૃઢતા, ધૈર્ય, હિમ્મત સાહસિકતા વગેરે ગુણો છે, પણ તે ગુણો મનુષ્યોને વધારે નિષ્ઠુર અને સ્વાર્થી ન બનાવે તે વાસ્તે તમારી જરૂર છે. તમે પુરૂષોના સખ્ત હૃદયોને નમ્ર બનાવી શકો છો. જ્યારે શિવાજીનું ઔરંગઝેબની રાજસભામાં અપમાન થયું તેને ત્રીજા દરજ્જાના રાજાઓની પાછળ ઉભા રહેવાનો હુકમ થયો ત્યારે તે તેનાથી સહી શકાયું નહિ. તે તે વખતના દિલ્હીના પાદશાહ ઔરંગઝેબનું અપમાન કરી રાજ સભામાંથી ચાલ્યો ગયો.

તે રાજસભાના સામંતોએ ધાર્યું કે ઔરંગઝેબ આ શિવાજીનો શિરચ્છેદ કરાવશે. અને બન્યું પણ તેમ હોત, પણ તે ઔરંગઝેબની પુત્રી ઝેબ-ઉન-નિસા તેનું વીરત્વ, તેનો મર્દાનગીભર્યો ચ્હેરો અને તેની સાહસિકતા જોઈ તેના પર ફીદા થઇ, અને પોતાના પિતાને નમ્રપણે આજીજી કરી કે મારે ખાતર તેનો તમે એક બાલ પણ વાંકો કરશો નહિ અને સખ્ત હૃદયનો ઔરંગઝેબ પણ દયાથી પીગળ્યો. બ્હેનો! આ શું તમારો ઓછો પ્રભાવ છે?

સુશીલ બ્હેનો! જીવો કાંઇ અકસ્માત જન્મતા નથી, અથવા અમુક કુટુંબમાં એકાએક ખેંચાઇ આવતા નથી. આ વિશ્વમાં કાર્ય કારણનો મોટો નિયમ પ્રવર્તી રહ્યો છે. તે નિયમ પ્રમાણે કોઇને પણ અયોગ્ય દુઃખ ભોગવવું પડતું નથી, અને યોગ્ય કાર્યનું પરિણામ ચાલ્યું જતું નથી. તે નિયમ આપણને જણાવે છે કે જે લોકોની સાથે આપણો પ્રેમ કે દ્વેષનો તીવ્ર સંબંધ હોય, તેવા મનુષ્યો જ્યાં હોય ત્યાં આપણો જન્મ થાય છે. કુદરતનો હેતુ દ્વેષનો ત્યાગ કરાવી પ્રેમ શીખવવાનો છે. આ કર્મનો નિયમ શિક્ષા કરનારો ઘાતકી નિયમ નથી, પણ શિક્ષણ આપનારો દયામય નિયમ છે. આપણે વધારે ખાધું, અંજીર્ણ થયું. કુદરતે આપણને શીખવ્યું કે હદબ્હાર ખાવામાં આવે તો રોગ જન્મે છે.

આપણે ક્રોધ કર્યો, મુખ લાલચોળ થઇ ગયું. લોહી ઉકળી ગયું, લોહીમાં ઝેરી તત્ત્વ દાખલ થયું. થોડી વાર પછી માથું ચઢ્યું. આપણે શીખ્યા કે ક્રોધ કરવો નકામો-ભૂલ ભરેલો છે, આવી રીતે કુદરત આપણને અનેક પ્રકારનું શિક્ષણ આપી રહી છે. આપણને આપણાં ભૂતકાળનાં કર્મો પ્રમાણે અમુક સંયોગોમાં જન્મ લેવાનો થાય, પણ તેમાં પણ કોની કોની સાથે આપણો સંબંધ બાંધેલો છે, તે અગત્યનો પ્રશ્ન છે. આપણને મળેલા પ્રતિકુળ મનુષ્યોનો ત્યાગ અથવા તિરસ્કાર કરી આપણે તેમનાથી છૂટા પડી શકીએ નહિ. જ્યાં સુધી આપણી ભેદભાવની દીવાલો તૂટે નહિ, અને હૃદયો એક થાય નહિ ત્યાં સુધી ફરીફરીને તે મનુષ્ય સાથે જન્મ થવાનો, માટે છેવટે પણ પ્રેમ કર્યો વિના ચાલવાનું નથી તો અત્યારથીજ પ્રેમ કરી દ્વેષને કેમ ઓછો કરવો? માટે આપણા સ્વજનો તથા મિત્રો સાથે આપણે પ્રેમ સંબંધ બાંધવો અને પછી તેનું ક્ષેત્ર ધીમે ધીમે વિસ્તારવું. દ્વેષ કરતાં પ્રેમનું બળ વિશેષ છે, એ નિયમ પણ આ સાથે તમારે સમજવો જોઇએ. દ્વેષ એ નિષેધાત્મક છે, માટે કુદરતની તેને મદદ મળતી નથી. પણ પ્રેમ એ નિશ્ચયાત્મક હોવાથી અખિલ કુદરત તેને અનુકૂળ બને છે. માટે જેમ બને તેમ દ્વેષભાવ જતો કરો. તેને વાસ્તે ઉત્તમ ઉપાય એ છે કે જેના પ્રત્યે તમારા હૃદયમાં દ્વેષ પ્રકટતો હોય, તેનો એકાદ સારો ગુણ શોધી કાઢો. જગતમાં એવી એક પણ વ્યક્તિ નથી કે જેનામાં કોઈપણ ગુણ ન હોય, માટે તેનો એક ઉત્તમ ગુણ શોધી કાઢો. તેનો વિચાર કરો, એટલે જરૂર મનુષ્યો વાસ્તે તમારા હૃદયમાં લાગણી–પ્રેમ પ્રકટશે, અને પ્રેમ અને દ્વેષ સાથે રહી શકે નહિ, માટે તમારો દ્વેષ ઘટવા લાગશે, અને તે પણ તમારા પ્રેમના બળથી ખેંચાશે; તમારા પ્રત્યેનો તેનો વિરોધ ઓછો થશે, અને ધીમે ધીમે તે તમને ચ્હાવા લાગશે. આ નિયમ પ્રમાણે તમે વર્તશો તો જીંદગીમાંથી અનેક કાંટાઓ દૂર થશે, અને તમે ગુલાબની પ્રેમભરી મીઠાશ સર્વત્ર ફેલાવશો.

આપણે ટુંકમાં કર્મનો નિયમ વિચારીશું, એટલે આપણી આસપાસ બનતા ઘણા પ્રશ્નોના ખુલાસા આપણને મળશે, અને તેથી આપણા જીવનમાં ઘણા બોધદાયક ફેરફારો લાગશે. ખેડુત જુદાં જુદાં બીજ વાવ્યા કરે છે, પણ તે બધાનું ફળ એકદમ આવતું નથી. તેમાં જે પાકેલાં ફળ એકદમ આવતા નથી. તેમાં જે પાકેલાં ફળ તે મનુષ્યનું પ્રારબ્ધ કર્મ, જેને આપણે કર્મનો ઉદય કહીએ છીએ. જે બીજ વવાયાં છે, પણ તેનાં ફળ આવ્યાં નથી, તે આપણું સંચિત કર્મ છે. તેને આપણે કહીએ છીએ કે આપણું કર્મ સત્તાગત છે. અને મનુષ્ય નવાં બીજ વાવતો જાય છે, એટલે જુનાં કર્મો ભોગવતાં નવા વિચારો, વાસનાઓ અને કાર્યો કરે છે, આ તેનું ક્રિયમાણ કર્મ છે આપણે તેને કર્મનો બંધ કહીએ છીએ.

દરેક પુરૂષ યા સ્ત્રી પોતાના વિચારો, વાસનાઓ, કાર્યો વચનો અને શરીરના જુદા જુદા અવયવોનો ઉપયોગ કરીને કર્મ બાંધે છે. જે મનુષ્ય ચક્ષુનો દુરુપયોગ કરે છે તે ચક્ષુ દ્વારા કુદરતનું સૌન્દર્ય પ્રભુનો મહિમા ગાવાને બદલે લોકોની અદેખાઇ કરવામાં, અથવા વિકારી દૃષ્ટિથી સામી વ્યક્તિઓને જોવામાં પોતાનો સમય ગાળે છે, તે આંખનો

દુરૂપયોગ કરે છે, અને તેના પરિણામે તે બીજા ભવમાં અંધ બને છે. ત્યાં તે કાંઇ પણ જોઇ શકતો નથી. હવે તે ચક્ષુનો સદુપયોગ કરતાં શીખે છે અને બીજા ભવમાં પાછો આંખો સાથે જન્મે છે. હવે તે તેનો કદાપિ દુરૂપયોગ કરતો નથી. જો મનુષ્ય કાચા કાનનો હોય, અને બીજાની ગમે તેવી નિંદાને લગતી વાત હોય તે સાંભળીને માની લે, અને આ રીતે કાનનો દુરૂપયોગ કરે તો કુદરત તેની પાસેથી કાનનો ઉપયોગ લઇ લે છે, એટલે બીજા ભવમાં તે બહેરા તરીકે જન્મે છે. વળી જે મનુષ્ય વાણીનો દુરૂપયોગ કરે છે, બીજાઓની નિંદા બદબોઇ વગેરે કરે છે, તે બીજા ભવમાં મુંગો જન્મે છે. ટુંકમાં જે જે શક્તિઓનો આપણે દુરૂપયોગ કરીએ, તે તે શક્તિઓ વિનાના આપણે થઇએ છીએ.

જ્યાં સુધી મનુષ્ય ભૂતકાળ તરફજ દૃષ્ટિ રાખ્યા કરશે, અને ભૂતકાળના અંધકારમય વાતાવરણનો વિચાર કરશે, ત્યાં સુધી તે દુઃખમાંજ રહેવાનો. મનુષ્યે ભૂતકાળની ભુલોને ભુલીને ભવિષ્યના પ્રકાશમય વાતાવરણનો વિચાર કરવો. સર્વ ભુલો અજ્ઞાનથીજ ઉદ્ભવે છે. કોઇ કહે કે અમુકે આ કામ જાણી જોઇને કર્યું, તો તેના જવાબમાં હું કહીશ કે તે તે કાળનું યથાર્થ સ્વરૂપ જાણતો નહતો. આપણે સર્પ ડંસે છે તે જાણીએ છીએ, તો સર્પના મુખમાં કદાપિ પગ મૂકતા નથી. અગ્નિ બાળે છે, તો આપણે અગ્નિથી દૂરજ રહીએ છીએ. અમુક બાબત ભુલ ભરેલી છે, એવી જો મનુષ્યને શ્રદ્ધા થાય તો તેવી ભુલ કોઇ કદાપિ કરેજ નહિ.

બ્હેનો ! આ રીતે જો આપણે જો જીવનના પ્રશ્નો તપાસીએ તો જીવન કાંઇક આશાભર્યું થાય, અને આપણા ભવિષ્યને આપણે ઉન્નત બનાવીએ. માટે ભવિષ્ય તરફ નજર કરો, અને તમને જે જે શક્તિઓ કુદરતે આપી છે, તેનો સદુપયોગ કરો. જેમ દુરૂપયોગ ખોટો છે, તેમ તેનો અનુપયોગ પણ અનુચિત છે, માટે વાજબી ઉપયોગ કરો, એટલે તમારી શક્તિ ખીલશે, અને ભવિષ્યમાં તમે વિશેષ સારી શક્તિઓ સાથે જન્મશો, અને તમારા દ્વારા અનેકનો ઉદય થશે.

મણિલાલ નથ્થુભાઈ દોશી.



# મનુસ્મૃતિ અને દંપતી ધર્મ.



સ્ત્રી એ પુરૂષની સહચારિણી છે. તેના સરખાજ મનવાળી છે. પુરૂષની બધી પ્રવૃત્તિ સૂક્ષ્મતાએ જાણવાનો તેને અધિકાર છે. જેટલી છૂટ પુરૂષ ભોગવે છે તેટલીજ તેને ભોગવવાનો હક છે અને જેમ પુરૂષ પોતાના ક્ષેત્રમાં સર્વોપરિ છે તેમ સ્ત્રી પોતાના ક્ષેત્રમાં છે. આ સ્થિતિ સ્વાભાવિક હોવી જોઇએ, એ કાંઇ અક્ષર જ્ઞાનના પરિણામ ન હોય. અજ્ઞાન રૂપી અંધકૂપમાં ડુબેલા જડ પુરૂષોને પણ ન શોભી શકે તેમજ તે ભોગવી શકે તેવો અધિકાર કુડી પ્રથાને લીધે પુરૂષો સ્ત્રીઓ ઉપર ભોગવે છે. સ્ત્રીઓની આ દશાને લીધે આપણી ઘણી પ્રવૃત્તિઓ અડધે જઈ અટકી પડે છે. આપણાં ઘણાં કાર્યો પૂરાં શોભી નિકળતાં નથી. અર્ધી મુડીથીજ વેપાર કરનારા પચ્છમ બુદ્ધિના વેપારીના જેવી આપણી સ્થિતિ છે.

( મહાત્મા ગાંધીજી. )

## પુરૂષના ધર્મ.

स्वां प्रसूतिं चरित्रंच कुलमात्मानमेव च ।
स्वं च धर्मं प्रयत्नेन जायां रक्षन्हि रक्षति ॥

જે પુરૂષ પ્રયત્ન વડે પોતાની સ્ત્રીનું રક્ષણ કરે છે તેજ પોતાના સંતાન, ચારિત્ર, કુળ, આત્મા અને નિજ ધર્મનું પાલન કરી શકે છે.

न कश्चिद्योषितः शक्तः प्रसह्य परिरक्षितुम् ।
एतैरुपाय योगैस्तु शक्यास्ता परिरक्षितुम् ॥२॥

કોઇપણ પુરૂષ બળાત્કારથી ( ઘરમાં ગોંધી રાખવાથી ) પોતાની સ્ત્રીનું રક્ષણ કરવા સમર્થ થતો નથી; પરંતુ નીચે લખેલા ઉપાયો વડે તેમનું રક્ષણ કરવું શક્ય બને છે.

अर्थस्य संग्रहे चैनां व्यये चैव नयोजयेत् ।
शौचे धर्मेऽन्नपक्त्यां च पारिणाह्यस्य चेक्षणे ॥३॥

પૈસા સંઘરવાનું, તેનો ખર્ચ કરવાનું, સ્વચ્છતા રાખવાનું, અન્ન રાંધવાનું અને ઘરમાંના સર્વ સામાનની દેખરેખ રાખવાનું કામ સ્ત્રીને સોંપવું.

यादृग्गुणेन भर्त्रा स्त्री संयुज्येत यथाविधि ।
तादृग्गुणा सा भवति समुद्रेणेव निम्नगा ॥४॥

જેવા જેવા ગુણવાળા પુરૂષ જોડે યથાવિધિ લગ્ન સંબંધથી સ્ત્રી જોડાય છે તેવા તેવા ગુણવાળી તે બને છે. જેમ નદી સમુદ્રમાં મળી તદ્રુપ થાય છે તેમ.

प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तयः ।
स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन ॥५॥

સંતતિના કારણભૂત આ સ્ત્રીઓ મહા ભાગ્યવતી છે. પૂજા કરવા લાયક છે અને ઘરનું નૂર છે. સ્ત્રી એ ઘરમાં સાક્ષાત્ લક્ષ્મી છે. અને એ બન્નેમાં કશો તફાવત નથી.

## સ્ત્રી ધર્મ.

सदा प्रहृष्टया भाव्यं गृहकार्येषु दक्षया ।
सुसंस्कृतोपस्करया व्यये चा मुक्तहस्तया ॥१॥

ભાવાર્થ—સ્ત્રીએ સદા આનંદિત રહેવું; ઘરના કામકાજમાં ચતુર બનવું, સામાન્ય સરંજામને ચોખ્ખો અને પવિત્ર રાખવો; અને ઉડાઉપણે ખર્ચ કરવો નહીં.

पाणिग्रहस्य साध्वी स्त्री जीवतो वा मृतस्यवा ।
पतिलोकमभीप्संती नाचरेत्कि चिदप्रियम् ॥२॥

ભાવાર્થ-પતિની સાથે સ્વર્ગને મેળવવાને ઇચ્છનારી સતી સ્ત્રી પતિ જીવતો કે મરી ગયો હોય તોપણ તેને અપ્રિય લાગે એવું કંઇપણ આચરણ નહીં કરવું જોઇએ.

मृते भर्तरि साध्वी स्त्री ब्रह्मचर्ये व्यवस्थिता।
स्वर्गंगच्छेद पुत्रापि यथा ते ब्रह्मचारिणः ॥३॥

ભાવાર્થ—પોતાના પતિના મરણ બાદ જે સતી સ્ત્રી અખંડ બ્રહ્મચર્ય પાળીને રહે છે તે અપુત્રવતી હોવા છતાં બ્રહ્મચારીઓની પેઠે મર્યા બાદ સ્વર્ગે જાય છે.

पतिं या नाभिचरति मनोवाग्देह संयता ।
सा भर्तृलोकमाप्नोति सद्भिः साध्वीति चोच्यते ॥४॥

ભાવાર્થ—મન, વાણી અને શરીરને વશ રાખીને જે સ્ત્રી પોતાના પતિને ખોટું લાગે તેવું આચરણ (મત સાધના આદિ) કરતી નથી, તે મરણ પછી પતિના લોકને પામે છે અને તેને સત્પુરૂષો સાધ્વી એટલે પતિવ્રતા સ્ત્રી કહે છે.

अन्योन्यस्या व्यभिचारो भवे दामरणांतिकः।
एषः धर्मः समासेन ज्ञेयः स्त्रीपुंसयोः परः ॥५॥

મરણ પર્યંત એક બીજાનો પરસ્પર અવ્યભિચાર-પ્રેમ રહે એ ટુંકામાં સ્ત્રી પુરૂષનો પરમ ધર્મ જાણવો.

तथा नित्यं यतेयातां स्त्रीपुमांसौ कृत क्रियौ ।
यथा नाभिचरेतां तौ वियुक्ता वितरेतराम् ॥७॥

વળી સ્ત્રી પુરૂષે અન્યોન્ય એવું વર્તન રાખવા હંમેશાં યત્ન કરવો કે જેથી પરસ્પરનો વિયોગ થઇ બેહને નાસ ન થાય.

संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।
यास्मिन्नेव कूले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥

જે કુળમાં પતિ પોતાની ભાર્યાથી સંપૂર્ણ સંતોષી રહે છે અને તેજ પ્રમાણે પત્ની પોતાના પતિપર પ્રીતિમયી રહે છે તે કુળ ખચિત શાશ્વત કલ્યાણ ભોગવે છે.

રાષ્ટ્રીય વિનયમંદીર,
સુરત.

અંબાલાલ ચ. શાહ.

# સ્વર્ગીય સંસાર

## એટલે

## સદ્‌ગુણી ગૃહિણી.

( લેખક—બાલકવિ જામનગર. )

જે ભાવિના પ્રભાવને લઇ માનવી કયારેક સૌખ્ય સાગરની સપાટી ઉપર તરતો થાય છે, તેનાજ પ્રભાવે કોઇવાર આપત્તિ રૂપ કીચડના ખાબોચીયામાં ગોથાં ખાય છે. એ અજ્ઞેય અદ્રશ્ય ચક્રની ગતિ કેટલી બધી વિલક્ષણ છે? એ વર્ણવવા માટે અદ્દષ્ટ લેખક વિધાતા શિવાય કોઇ સમર્થ નથી. ભવિતવ્યતા ઉપર પરમાત્મા શિવાય બીજાની રતિ માત્ર પણ સત્તા નથી, એવું જે શાસ્ત્રો-કહે છે તે સત્ય છે. હમેંશા એશ આરામ અને સુખોપભોગની શૈય્યાપર રમતા ભાગ્યશાળી માનવીના મગજમાં એ દૈવ ગતિના અગાધ શક્તિ સામર્થ્યના વિચારો કોઇ દિવસ પણ આવતા નહિ હોય. પણ કમનસીબ માનવી તો પ્રત્યેક પ્રસંગે તેનું સ્મરણ કર્યા શિવાય કદીપણ રહેતીજ નહિ.

બાલ્યાવસ્થાના દિવસો સુખમાં વ્યતિત થયા હોય, તોપણ આગળ જતાં એ બાલ્યાવસ્થાના સુખદાઇ અને રમ્ય દિવસો જેની કલ્પના પણ ન થઇ શકે, એવા અલ્પાવકાશમાં વ્યતિત થઇ જાય છે. કદાચ મોટી ઉમરે પ્રાપ્ત થએલી આપત્તિ સમયની વિલક્ષણ દુઃખી અવસ્થાને લઇ એ સુખના દિવસો ઘણીજ ટુંક મુદતના હતા, એમ જણાય એટલું તો ખરૂં કે એ આનંદદાયક બાલ્યાવસ્થાની જયારે જયારે યાદદાસ્ત આવે, ત્યારે ત્યારે હાલની દુઃખદાયક દશાનો ચિતાર વિસરાય એમ બને. જેને ભવિષ્યમાં દુઃખ પ્રાપ્ત થવાનું હોય તેની એ સુખદ બાલ્યાવસ્થામાંજ જીવનની છેલ્લી ઘડી આવી જાય તો એ ઇષ્ટ છે.

જાડી નજરથી જોતાં જનસમાજમાં મૃત્યુ વિશેની કલ્પના કોઇ જુદાજ પ્રકારની દોરાતું જણાઇ આવે છે. અનેક પ્રકારનાં દુઃખો સહન કરનારો કમનસીબ પ્રાણી મૃત્યુ વશ થતાં "છુટયો બિચારો એકવારનો" એવું બોલી સમાધાન પ્રદર્શીત કરે છે. અને જયારે કોઇ સુખ સમૃદ્ધિવાન પ્રાણી મત્યુ વશ થાય છે ત્યારે "અરેરે! બહુ ખોટું થયું હો!" આવી રીતે દુઃખ પ્રદર્શીત કરે છે. પણ એ ગંભીર ભૂલ છે. સંકટોથી ડરી જઇ મૃત્યુનો માર્ગ શોધવામાં માનવીનું પુરૂષત્વ શાનું? મૃત્યુ તો સંઘળાને મારે છે. તેની કયારે ફેરી આવશે એનો કોઇને નિશ્ચય નથી. પણ એ સંકટ સમયે આશય આપે એટલા માટે તેને નજીક બોલાવવો એ શું ખરા ધીરવાનનું કામ છે! માટે પ્રત્યેક પુરૂષ કે સ્રીએ કર્તવ્ય ચારિત્ર્ય ઉપર સંપૂર્ણ લક્ષ આપવું ઉચિત છે,

સંસારની ઘટના પુરૂષ અને સ્રી, એ બેના પ્રેમમય જીવન ઉપર રચાએલી છે. અને પ્રેમનું—સ્નેહનું જયારે બીજ રોપાય છે, ત્યારે તે કેવું મોહક હોય છે? અને ભવિષ્યમાં

દાચ તે ભયંકરતા ધારણ કરે એવું હોવા છતાંએ વખતે કેવું સૂક્ષ્મ હોય છે અને લવતી બાળાઓ કેવી માર્દવ યુક્ત લજ્જાવતી બન છે એ દૃશ્ય બહુ પ્રેક્ષણીય હોય છે. પ્રિય પાઠક! એક તેવીજ બાળાની પૂર્વ ઘટના આનંદદાયક દેખાતી આપણે વિચારીએ.

ઇંદિરા એ નામ જો કે કોઇએ તો પાડયું હતું. પણ એ બાળાના પરિચયમાં આવ- ાર સઘળાં માણસો તેને ઇન્દુ એ ટુંકા નામથીજ બોલાવતાં. ઘરમાંનાજ જ્યારે તેને એ ંકા નામથી બોલાવે, ત્યારે બ્હારના ઇન્દીરા એવા લાંબા નામનો શા માટે ઉપયોગ કરે? ત્ર પર જ્યારે પિતાની પ્રીતિ હોય છે, ત્યારે માતાની હમેશા કન્યાપર વધારે પ્રીતિ હોય છે. ઇન્દીરાપર તેની માતાનો -ટલો બધો પ્રેમ હતો, કે તે તેને જરાપણ અળગી નહિ કરતી. ઇન્દીરાનો મોટો ભાઇ મધુસૂદન બે ત્રણ વર્ષે મોટો હતો. પણ ઇન્દીરાનું ઇન્દુ જેમ ટુંકું રૂપ થયું હતુ તેમ, મધુસૂદનનું પણ મધુ એવું ટુંકું નામજ બોલાતું.

ઇન્દિરા અને મધુસૂદન એ બેજ સંતતિ છતા તેના માતપિતા સંસારની અભિલાષામાં સંતોષિ હતાં. આ કુટુંબ દક્ષિણ તરફથી આવીને હાલમાં પૂનામાં વસતું હતું, ઇન્દ્રવદનરામ પ્રથમ મામલતદાર તરીકે હતા ત્યારે તેમને ઘણા તાલુકાના જૂદા જૂદા ગામે ફરવું પડતું, પણ પછી હજુર ડેપ્યુટી કલેક્ટર નીમાયા ત્યારથી પૂનામાંજ રહેવા લાગ્યા હતા અને હવે પેન્શનર થતાં ત્યાંજ સ્થિરતાથી નિવાસસ્થાન તેમણે બનાવ્યું હતું.

ઇન્દિરા અને મધુસૂદનમાં વધારે વષનું અંતર નહતું. એટલે બન્ને સરખાંજ દેખાતાં. તે બન્ને ભાઈ બહેનમાં અસાધારણ સ્નેહ હતો. એકના ગાલ ઉપરથી અશ્રુ સરતાં બીજાંના નેત્રમાં જળજળીયાં આવી જતાં! એ બન્ને સાથેજ નિશાળે જતાં, મધુસૂદન બુદ્ધિશાળી વિશેષ હતો. તે તેનો અભ્યાસ રમતાં રમતાં કરી લેતો, ઇન્દિરા જો કે તેટલી હુશીયાર ન હતી પણ તેને લખવા વાંચવા ઉપર વધારે પ્રેમ હોવાથી તે થોડી વધારે મહેનત લઇને પણ પોતાનો અભ્યાસ પૂર્ણ કરતી. મધુસૂદન જ્યારે પાંચમા ધોરણમાં હતો ત્યારે ઇન્દિરા ત્રીજા ધોરણમાં હતી. તેનો દેશ ભાષાનો અભ્યાસ પૂરો થતાં તેને ન્યૂ ઇંગ્લીશ સ્કુલમાં દાખલ કરતાં, ઇંદિરાને પણ જેમ તેમ અભ્યાસ પૂરો કરાવી એજ સ્કુલમાં દાખલ કરવામાં આવી.

આ વખતે પુનામાં કન્યાઓના શિક્ષણ માટે સ્પેશ્યલ જુદી સ્કુલ નહોતી, અને એ આંગ્લ વિદ્યાનું શિક્ષણ મેળવવા જેટલો ઇન્દિરાનો અભ્યાસ દેશભાષાનોએ પૂર્ણ ક્યાં હતો? પણ ભાઇ શીખે તે શીખવું અને તે જે સ્કુલમાં જાય ત્યાં જવું એમ તેની દ્રઢ ઇચ્છા હોવાથી લાડકવાઇ પુત્રીને માતાની ભલામણ પ્રમાણે ઇંદ્રવદનરામે ઘેર ટ્યૂશન વીગેરે અપાવીને પણ મધુસુદન સાથેજ જતી કરી હતી.

બાલ્યવસ્થાના સારા યા નરતા જે અંકુરો સંગતિના પ્રભાવે જીવનમાં દાખલ થાય છે, તેવા મોટી ઉમરે થતાજ નથી. અને તે વયમાંની પ્રીતિ કે સ્નેહ એ આગળ જતાં વૃદ્ધિજ પામે છે. મધુ અને ઇન્દુ સાથે એ સ્કુલમાં તેમને અન્ય પણ ઘણા સહાધ્યાયી મળ્યાં હતાં, પરંતુ સમાન શીલે વ્યસનેષુ સખ્ય એ ન્યાયે આ બહેન ભાઇનો પરિચય શશિકાન્ત સાથે વધારે થયો હતો, અને મધુસુદન ફોર્થ સ્ટેંડર્ડમાં ગયો ત્યારથી તો શશિકાન્ત હમેશાં આ બહેન ભાઇ સાથેજ વધારે રહેવા લાગ્યો હતો. (અપૂર્ણ.)



# હિન્દ સમાચાર.

મહાત્મા ગાંધીજીની મુલાકાત યરોડા જેલમાં તેમના પુત્ર ભાઇ રામદાસ તથા સૌ૦ કસ્તુરબાએ લીધી હતી. મહાત્માજીની તબીયત સારી છે અને તેમનું વજન પણ ૧૦૮ થી ૧૧૧ રતલ પર આવ્યું છે.

પરદેશી કાપડના વેચાણ ઉપર પીકેટીંગ કરવાનું સ્વયંસેવકો તરફથી થોડા સમયમાં સરૂ થનાર છે.

ચાલુ આશ્વિન્ માસમાં વિજયાદશમીને રોજ ગોપીપુરા નેમુભાઇની વાડીમાં કમળસૂરીશ્વર મહારાજની જયંતી ઉજવાઈ હતી. આશ્રમની બાળાઓ પણ ત્યાં ગઇ હતી અને આનંદથી ગરબા ગાયા હતા. (આ ગરબો આગલા ભાગમાં છપાયો છે.)

સુરત જૈન વનીતા વિશ્રામમાં તા૦ ૨૩-૯-૨૨ના રોજ બપોરના પૂજ્ય કસ્તુરબા તથા સૌ૦ ભક્તિ દેવી તથા ભાઇ કલ્યાણજીભાઇ વીગેરે પધારતાં જૈન વનિતા વિશ્રામની બાળાઓ તથા બાઇઓ તેમજ જયકોર જૈન પાઠશાળાની બાળાઓએ પ્રભુસ્તુતી તેમજ દેશ ભક્તિના ગરબા ગાયા હતા. તેમજ રેંટીયા કાંત્યા હતા. ત્યારબાદ પૂજ્ય કસ્તુરબાએ વિદેશી કાપડ ત્યાગવા માટે તથા ખાસ ખાદી પહેરવા વિષે અસરકારક બોધ આપ્યો હતો. ત્યાર બાદ કલ્યાણજીભાઇએ પણ સમયાનુકૂલ અસરકારક બોધ આપ્યો હતો. છેવટે માતુશ્રી કસ્તુરબાના હાથે ખાદીના ચોળીઓના કકડાઓ તેમજ ઉપયોગી પુસ્તકોના ઇનામ શેઠ હીરાચંદ મોતીચંદની વિધવા બાઇ રૂક્મિણી તરફથી આપવામાં આવ્યાં હતાં.

ભાવનગર તા૦ ૧-૧૦-૨૨. જૈન (સાપ્તાહિક.)

મહાત્માજીની જયંતિ નીમીતે તા૦ ૨ અકટોબર ૧૯૨૨ ને રોજ સુરત ડકકા ઓવારા ઉપર સભા ભરાઇ હતી. તેમાં પણ આશ્રમની બાળાઓએ આરંભમાં.

ખમ્મા બાપુજી ઘણું જીવજોરે લોલ.

આ મથાળાથી શરૂ થતો અને મહિલાભૂષણના ગયા અંકમાં છપાયલો ગરબો ગાયો હતો. આશ્રમના વ્યવસ્થાપિકા બહેન તરફથી આશ્રમમાં બહારથી અભ્યાસ કરવા આવતી ઉપલા વર્ગની બાળાઓને ખાદીનાં લુગડાં ભેટ આપ્યાં હતાં.

મહિલાભૂષણ—આ નામનું નવું પ્રગટ થએલું માસિક પુ. ૨ જું અંક ૨જો જુલાઇ ૧૯૨૨ નું મળ્યું છે. તે સુરત જૈન વનિતાવિશ્રામ તરફથી પ્રગટ થાય છે. વાર્ષિક મૂલ્ય રૂ. ૨) પોસ્ટેજ સાથે રાખેલ છે. પ્રથમ ત્રિમાસિક શ્રાવિકાસુબોધ નીકળતું તેનુંજ આ રૂપાંતર છે. માસિકના લેખો જોતાં તે ખાસ સ્ત્રી વર્ગને વાંચવા લાયક છે. લેખો બહુજ ઉપયોગી છે. આ અંકના લેખો પૈકી સરલા કે શારદાવાળો લેખ બહુ અસરકારક છે, આવા લેખો દરેક અંકમાં આવવાની જરૂર છે. મુનિરાજ શ્રી કર્પૂરવિજયજીવાળો લેખ પણ જૈન વર્ગને ઉપયોગી છે. દયાનું ખરું સ્વરૂપ સમજવાની સ્ત્રી વર્ગ અને પુરૂષવર્ગ બંનેને ઘણી જરૂર છે. અમે તેની ફતેહ ઇચ્છીએ છીએ. સંપાદિકા બહેન રૂક્મિણીનો આ પ્રયાસ સ્તુત્ય છે.

આશ્વિન. ૧૯૭૮. શ્રી જૈન ધર્મ પ્રકાશ. (ભાવનગર)

# સાભાર–સ્વીકાર

• સ્ત્રી બોધ આ નામનું ઉપયોગી માસિક, પત્ર ભાઇ જીવણલાલ અમરશી મહેતા તરફથી મળ્યું છે. માસિકના અંકો જોતાં તેમાં સ્ત્રી ઉપયોગી વીષયો સારા પ્રકટ થાય છે. તે સાથે બાળક વિભાગપણ ખાસ વધારા તરીકે અપાય છે. અને તે નાના બાળકોને ખાસ સમજ પડે તેવા વિષયોથી અંલકૃત છે. આ માસીકની અમે ફત્તેહ ઇચ્છીએ છીએ. વાર્ષીક લવાજમ રૂા. ૩–૦–૦ છે. ગ્રાહક થનારે સ્ત્રી બોધના મંત્રી પીરમશાહરોડ અમદાવાદ લખવું.

મસ્તાન (સંપાદક રા૦ રા૦ હરીકૃષ્ણ બી. પંડયા મસ્તાન ઑફીસ કડલાલ વાયા નડીયાદ વાર્ષીક લવાજમ ૩–૫–૦) આ નામનું માસિક પત્ર ચાલુ વર્ષથી પ્રસિદ્ધ થાય છે. વીષયોની વીવીધતા સારી છે અને તે ઉપર ઉતરોતર વધુ ધ્યાન અપાતું રહેશે તો આગળ જતાં આ માસીક વીશેષ પ્રગતી કરી શકશે.

જૈન ધર્મ પ્રકટ કર્તા જૈન ધર્મ પ્રસારક સભા ભાવનગર વાર્ષિક લવાજમ રૂા. ૧–૮–૦ આ માસિક પત્ર ૩૮ વર્ષથી પ્રસિદ્ધ થાય છે. જૈન ધર્મના ઉપયોગી લેખો તથા પ્રાસંગીક સામાજીક ધાર્મીક વીગેરે સાર્વજનીક લેખો પણ તેમાં પ્રસિદ્ધ થાય છે. આ પત્ર દરેક જૈન ધર્મના ગ્રહસ્થોમાં તો અવશ્ય ઉતેજનને પાત્ર થવું જોઇએ.

સ્ત્રી ગીત આ નામની એક નાની ૮ પૃષ્ઠની બુક ભાઈ અંબાશંકર નાગરદાસ પંડયા માણસા તરફથી મળી છે. પોતાની સદ્દગત પત્નીના સ્મરણ નિમિત તે સ્ત્રી વર્ગને ભેટ અપાય છે. સ્ત્રીઓના ધર્મનુ સંક્ષિપ્ત દીગ દર્શન અપાયું છે.

## સુરત જૈન વનિતા વિશ્રામની સાહુથી કસ્તુરબાએ લીધેલી મુલાકાત અને અભિપ્રાય.

પૂજય બા શ્રી કસ્તુરબા તેમજ બા શ્રી ભક્તિ બા શ્રીની સાથે આજ આશ્રમની મુલાકાત લીધી બાળાઓનું સંગીત વીગેરે સાંભળી આનંદ થયો. બાળાઓમાં અને બહેન શ્રી રૂક્ષ્મણીબામાં ખાદી ધર્મનો સારો પ્રચાર જોઈ બહુ ખુશી થયા છીએ. અને સંસ્થાની ફતેહ ઇચ્છીએ છીએ.

તા૦ ૨૩–૯–૨૨ શા. અમૃતલાલ દલપતભાઇ શેઠ.

---

# સુરત જૈન વનિતા વિશ્રામમાં સીવવાના સંચાની જરૂર

આ આશ્રમમાં રહેતી બાળાઓ તેમ શહેરમાંથી ભરત ગુંથણનું કામ શીખવા આવતી બહેનોના ઉપયોગ માટે એક હાથના સીવવાના સંચાની જરૂર છે. કોઇ ઉદારચિત સદ્‌ગૃહસ્થ અગર બહેન આ જરૂર પુરી પાડી પુણ્ય હાંસલ કરશે એવી આશા રખાય છે.

---

સુરત જૈન વનિતા વિશ્રામ તરફથી પ્રગટ થતા.

## મહિલાભૂષણ.

પત્રના–શુભેચ્છકો માટે નવીન વર્ષમાં ખાસ પારમાર્થિક.

## યોજના.

સુરત જૈન વનિતા વિશ્રામનો હેતુ પારમાર્થીક અને નિરાશિત બહેનોને આશ્રય આપવાનો છે. અને આ પત્ર પણ તે આશ્રમ તરફથીજ પ્રકટ થાય છે. આશ્રમ ખાતે રૂ. એકસોની મદદ આપનાર ગ્રહસ્થનો અગર બહેનનો ફોટો આ પત્રમાં પ્રસિદ્ધ થશે.

આજના અંકથીજ આવી મદદની શરૂઆત થઇ છે. અને તે પણ આ પત્રના સંપાદીકા તરફથીજ પોતાના સ્વર્ગસ્થ પતિની છબી મૂકાવી છે. અમને આશા રહે છે કે દરેક મહિને ઉદારચિત્ત ગ્રહસ્થો આ આશ્રમ ખાતે મદદ મોકલતાં રહી પોતાના ફોટા મૂકાવી પોતાનું નામ અમર કરશો.

વ્યવસ્થાપક મહિલાભૂષણ સુરત.

---

## ભારતની ઉન્નતિ કરવા ઈશ્વરને પ્રાર્થના

પદ

ભારતની ચઢતી કરજે, હરજે ભય જગરાય.
ઘર ઘર જન સહુ સુખી થાય, તન.મન બળથી સોહાય,
દ્રારિદ્રય ન પણ કયાંહિ જણાય, કૃત યુગ સર્વ સ્થળે વર્તાય;—
બ્રાહ્મણથી બ્રહ્મત્વ ગ્રહાય, ક્ષત્રિય ક્ષાત્ર પણાને સહાય—
કૃષિ વાણીજયે વૈશ્ય વહાય, શુદ્રે સેવાથી ન ચળાય—
વેદ દર્શન ગંભીર શુણાય, યજ્ઞોનો ધુમ ગગને જાય—
ગુરૂકુળ સ્થળ સ્થળ રમ્ય સ્થપાય, બ્રહ્મચર્ય દ્રઢ પૂર્ણ પળાય—
શમદમ દૈવી ગુણ સધાય, સ્ત્રી જો વિષ ન કોથી દમાય—
વર્ણાશ્રમ ધર્મો રક્ષાય, અધર્મે દુષ્ટાચરણ દળાય—
નાસ્તિકતા નજરે ન ભળાય, દો વર વિનતી નમીએ પાય—

શ્રી વિદ્યવંઘા.

Reg'stered No. B. 1654.

॥ श्री गौतमायनमः ॥

સુરત જૈન વનિતાવિશ્રામને અંગે પ્રકટ થતું માસિક

# મહિલાભૂષણ

सद्गुणनीतिविधायकलेखै रुचिरं प्रकाश्यते धर्म्यम्
महिलाभूषणमेत त्सर्वस्त्रीहितकृते सततम् ॥

પુસ્તક ૩જુ
અંક ૬ ઠ્ઠો
કાર્તિક
સંવત ૧૯૭૮.



વાર્ષિક
લવાજમ
રૂ૦ ૨
પોસ્ટેજ સાથે
અગાઉથી.

સંપાદિકા-બ્હેન રૂકિમણી શ૦ સા૦ હીરાચંદ મોતીચંદની વીધવા.
ગોપીપુરા-સુરત.

દરેક સ્ત્રી પુરૂષ અને બાળકને એક સરખી રીતે વાંચવા યોગ્ય પત્ર.

## સ્ત્રી બોધ.

૬૫ વર્ષથી પ્રસિદ્ધ થતું જુનામાં જુનું જાણીતું પત્ર કાશીના વિદ્વાનોને હાથે લખા બહાર પડે છે. વાર્ષિક લવાજમ ફક્ત રૂ. ૧-૦ આજેજ લખો.

**જીવણલાલ અમીરશી મહેતા.**
**મંત્રી-સ્ત્રી બોધ પીરમશાહ રોડ-અમદાવાદ.**

---

## સુરત જૈન વનિતા વિશ્રામમાં સીવવાના સંચાની -

આ આશ્રમમાં રહેતી બાળાઓ તેમ સહેરમાંથી ભરત ગુંથણનું કામ શીખવા - બહેનોના ઉપયોગ માટે એક હાથના સીવવાના સંચાની જરૂર છે. કોઇ ઉદારચિત સદગૃહે અગર બહેન આ જરૂર પુરી પાડી પુન્ય હાંસલ કરશે એવી આશા રખાય છે.

---

**સુરત જૈન વનિતા વિશ્રામ તરફથી પ્રગટ થતા.**

## મહિલા ભૂષણ.

**પત્રના-શુભેચ્છકો માટે ખાસ પારમાર્થિક.**

## યોજના.

સુરત જૈન વનિતા વિશ્રામનો હેતુ પારમાર્થીક અને નિરાશિત બહેનોને આશ્રય આ વાનો છે. અને આ પત્ર પણ તે આશ્રમ તરફથીજ પ્રગટ થાય છે. આશ્રમ ખાતે રૂા. એ સોની મદદ આપનાર ગ્રહસ્થનો અગર બહેનનો ફોટો આ પત્રમાં પ્રસિદ્ધ થશે.

આજના અંકથીજ આવી મદદની શરૂઆત થઇ છે. અને તે પણ આ પત્રના સંપાદી તરફથીજ પોતાના સ્વર્ગસ્થ પત્નિની છબી મૂકાવી છે. અમને આશા રહે છે કે દરેક મહિ ઉદારચિત્ત ગ્રહસ્થો આ આશ્રમ ખાતે મદદ મોકલતા રહી પોતાના ફોટા મકાવી પોતા નામ અમર કરશે.

**વ્યવસ્થાપક મહિલાભુષણ સુરત.**

---

આ યોજનામાં સંમત થઇ મુંબઇના શેઠ દેવકરણ મુળજીએ અમારી વિનંતી સ્વીકા રૂા-૧૦૦)ની મદદ આપવા સ્વીકાર્યું છે. તેમનો બ્લોક સમયસર ન તૈયાર થવાથી આવ અંકમાં આવશે.



સદ્ગત

## રાવસાહેબ શેઠ હીરાચંદ મોતીચંદ ઝવેરી.

નવીન વર્ષના શુભ દિવસે તેમના સ્મરણ નિમિત્તે તેમના ધર્મપત્ની શ્રી રૂકિમણી બહેને શ્રી જૈન વનિતા વિશ્રામને રૂ૦ એકસો એકની ભેટ આપી છે. અને તેમનો બ્લોક ગયા અંકમાં આપવામાં આવ્યો હતો. નવો બ્લોક પ્રેસમાં તૈયાર કરવા આપેલો તે સમયસર ન આવવાથી જૂનો બ્લોક છાપવામાં આવેલો અને તે બરોબર ન છપાવાથી આજના અંકમાં નવો બ્લોક મૂકયો છે.




પુસ્તક ૩ જું. કારતક, સંવત ૧૯૭૯, અંક ૬ઠો.

# પ્રેમનાં પગલાં.

## ગરબો.

(કુંજલડીરે સંદેશો હમારો–રાગ.)

પ્રેમનાં પરાગ બધા વિશ્વને ઉજાળતા!
ચેતના નવિન જગાડતા-સાહેલડી!
ઘરઘર રસરાજ ઋતુ શરદમાં પધારતાં!
કર્તવ્ય પાઠ પઢાવતા–અલબેલડી! પ્રેમના૦
આત્મત્યાગ મહામંત્રથી–જીવન કરી ચકચૂર!
સેવા યજ્ઞ બલિ થતાં–વાધે નવલું નૂર!
વિશ્વના કલ્યાણ વિષે દેહલડી તાવતાં!
શાંતિ સમાધિ સુહાવતાં–ઓ બ્હેનડી! પ્રેમના૦
પરમ પ્રેમ પરબ્રહ્મતા–અનહદ નાદ સુણાય!
મન જપતું ૐકારને–ચિદાનંદ ઉભરાય!
એવા અંતરીએ પ્રભુ પોતે પધારતા!
સ્વર્ગ સમું વિશ્વને બનાવતા–સાહેલડી! પ્રેમના૦
સ્વદેશનાં વ્રત ધારીને–સ્વધર્મમાં રહી લીન!
આત્મ સ્વરાજ્ય સહે ધરી–સત્યાગ્રહનું બીન!
મોહ અને માનને તો મનથી વિસારતાં!
સુર તો સ્વદેશનાં આલાપતાં–અલબેલડી! પ્રેમના૦
આત્મ સમું જગ ભાળતાં–હું તું ચાલ્યું જાય!
મહામૈયા પદ પામતાં–પામરતા વિસરાય!
પ્રેમના આહલેક ઘરઘરમાં ગજાવતાં!
માનવને દેવ બનાવતાં–ઓ ઘેલુડી! પ્રેમના૦
પ્રભુનાં દર્શન પળપળે=સ્થળ સ્થળ પ્રેમે જ ય!
અખિલ વિશ્વ પ્રભુમય થતાં–પ્રેમ સમાધિ પમાય!
પામે પ્રભુને આત્મ જ્યોત પ્રકટાવતાં!
મણિમય જીવનને બનાવતાં–અલબેલડી! પ્રેમના૦

મણિમન્દિર–પાદરા.
નવરાત્રિ શરદ.

પાદરાકર.

# શુદ્ધ સંયમ—આત્મનિગ્રહથી થતી આત્મ શાન્તિ.

લેખક:—સદ્‌ગુણાનુરાગી મુનીશ્રી કર્પૂરવિજયજી.



૧ કલ્યાણાર્થી જનો સ્વાધીનપણે શુદ્ધ સંયમનું સેવન કરી ખરી શાન્તિ મેળવી શકે છે. બીજાને તે મળી શકતી નથી.

૨ મનની અને ઇન્દ્રિયોને સ્વેચ્છા મુજબ ઉન્માર્ગે ચાલતાં યુક્તિથી સાવધાનતા પૂર્વક રોકી જે તેમને સન્માર્ગે પ્રવર્તાવે છે તે અનેક પ્રકારના ભાવિ દુઃખની જાળમાંથી મુક્ત થાય છે.

૩ રાગ દ્વેષને ક્રોધાદિક કષાયોને જે સુસજ્જનો સમભાવ ધારણ કરી. ક્ષમા નમ્રતાદિક સદ્‌ઉપાય વડે સાવધાનપણે જય પરાજય કહે છે, તેમના સુખનો પાર રહેતો નથી.

૪ મન વચન ને કાયાની પવિત્રતા કહો કે વિચાર વાણીને આચારની શુદ્ધિ જે ભવ્ય જનો સાવધાનપણે સાચવી રાખે છે તેઓ અખંડ સુખ શાન્તિનો સહેજે અનુભવ કરી શકે છે.

૫ જે સંત સાધુજનો સહુને કુટુંબ તુલ્ય લેખીને કોઇને કયારે પણ પ્રતિકૂળતા (દુઃખ પરિણામ) ઉપજાવતાજ નથી તેમને પછી દુઃખ પરિતાપ આવેજ કયાંથી? જેવું આપવું તેવુંજ મેળવવું, વાવવું તેવુંજ લણવું.

૬ જે મુગ્ધજનો મોકળી વૃત્તિથી પ્રમાદ યા સ્વચ્છંદતા વશ (વિષય, કષાય નિંદા વિકથાદિકને આચરી) અનેક જીવોને દુઃખ ત્રાસ આપી એવાં આકરા પાપ-કર્મ બાંધે છે કે પછી તેનું ફળ ભોગવતી વખતે તેને ભારે વસમું લાગે છે, હાથનાં કર્યાજ હૈયે વાગે છે.

૭ તેથીજ સુખના અર્થી દરેક સુજ્ઞ જને કાન, ઇન્દ્રિયો લગામમાં રાખવાં, રાગ, દ્વેષાદિક ભાવથી પણ સાવધાનમાં દુર રહેવા, વિચાર વાણીને આચારમાં પવિત્રતા સાચવી રાખવા, અને પાપવૃત્તિથી પાછા ઓસરી સંયમ વૃત્તિ જાગ્રત કરવા જરૂર યત્ન કરવો જોઇએ એમાંજ બધા ઉપદેશનો સાર સમાયો છે.

૮ સાવ મોકળી વૃત્તિ રાખવા રુપ અસંયમથી આ લોકમાં તેમજ પરલોકમાં જીવને ભારે વિપત્તિ વેઠવી પડે છે તેમાંથી સ્વાધીનપણે આત્મનિગ્રહ રૂપ સંયમ સેવનારા બચી શકે છે.

૯ સંપૂર્ણ સંયમયોગના બળથી, સકળ દુઃખ મુકત થઇ શકાય મોક્ષ સુખ મેળવી શકાય છે.

ઇતિશમ્.



# બાળશિક્ષણ (નિશાળ પહેલાનું) ઘરમાંનું પહેલું પગથીયું.



એકવાર એક શ્રીમાનના બંગલાપર જવાનો વખત આવ્યો. બંગલો ઉત્તમ રીતે શણગારેલો હોઇને, તેના ફરતો બગીચો પણ રમણીય હતો. બગીચામાં ફળ ઝાડો અને ફૂલઝાડો વાવેલા હોઇને તે વિવિધ રંગોથી સુશોભિત હતાં. ઓછા અધિક પ્રમાણમાં ચમકનારા જૂદા જૂદા રંગ, સ્થળે સ્થળે પાણીને ઉર્ધ્વગતિ આપનારા ફૂવારા, ઝાડો ઉપરથી કિલકિલાટ કરતા ઉડતા જતા પક્ષિઓ, ઇત્યાદિ આનંદદાયક બનેલા અને નિસર્ગદેવીના પુસ્તકમાંના જૂદા જૂદા પાઠોનું આધુનિક પદ્ધતિનું શિક્ષણ આપવા માટે સાક્ષાત્ કિંડર ગાર્ટન બનેલા, એવા તે ઉદ્યાનમાં એ બાળકો રમાડનારી બાઇ બે ન્હાના ન્હાના બચ્ચાંને લઈ બાંકડા ઉપર બેઠી હતી.

ઉદ્યાનમાંની આશ્ચર્યજનક વસ્તુઓ તરફ જોઇ, સ્વાભાવિક ઉપજતા આનંદની ઉર્મિઓનું પરિણામ એ બાલકોના મુખમંડલ ઉપર થતું સ્પષ્ટ દેખાતું હતું. અને તેથી એ બાળકો એ વૃદ્ધાના હાથમાંથી છુટીને બાગમાંની જૂદી જૂદી મનમોહક વસ્તુઓ તરફ જવાનો પ્રયત્ન કરતા હતાં. પરંતુ તે વૃદ્ધાએ તુરત મોટેથી બૂમ પાડી તેમને બ્હીક બતાવવા સાથેજ, એ કુમળા મગજના બિચારા નિર્દોષ બાળકોના મુખડા ઊપરની હાસ્યરેખા નાશ પામીને મોઢાં કિંકર્તવ્ય પડી ગયાં ! આ નિરાશાની અસર તેમની પ્રકૃતિ ઉપર વધારે સખત નીવડી હોય એ દેખાતું હતું. **'ટુંકામાં કયાંય હાથ અડકાડયો તો ખબરદાર!'** એવી કડક શીક્ષામાંના એ બાળકો બન્યા હતાં.

એ બાળકોની માતા સાથે મળવાનો પ્રસંગ આવતાં એમજ કહેવું પડે કે—"તમે તમારાં બચ્ચાંને એક રીતે ભુખ્યાંજ મારો છો ! સઘળી રીતે સુખમાં રહેનારા બચ્ચાં કરતાં અમારા ગામડાના ધૂળ સાથે રમનારા તદ્દન ગરીબ સ્થિતિના માણસોના છોકરાં વધારે આનંદી અને નિરોગી હોય છે."

આ વાર્તાલાપ ખરેજ સત્ય છે. બાળકો જ્યારે તદ્દન ન્હાના હોય છે, ત્યારે તેમને ગરીબી ( દરિદ્રાવસ્થા ) કે સધન સ્થિતિનું જ્ઞાન હોતું નથી. જગતમાંની બધી વસ્તુઓ આનંદદાયક અને વિચિત્રતાપૂર્ણ તેમને દેખાવાથી તે હાથ અડકાડવા પ્રયત્ન કરે છે. આવે વખતે તેમને 'કયાંઇ હાથ ન અડકાડવો, અડપલાં ન કરવાં, અમસ્તી બકબક નહિ કરવી' આવી રીતે તાકીદ આપવી અને તેમની ઇચ્છા પ્રમાણે ન કરવા દેવું એટલે **'તમારે કાંઈ નહિ શીખવું'** એમ કહેવા બરોબર છે.

બચ્ચાં ન્હાના હોય છે, ત્યારે દરેક વસ્તુ હાથમાં લે છે અગર મોઢામાં નાખે છે, ત્યારે તેમને જે આનંદ થએલો જણાય છે, તે સ્પર્શેંદ્રિયથી તે શું શીખ્યા ? તેની આંખી

કરાવનારજ છે. તેમને ઉપરોકત કડક શબ્દોથી ધમકાવીને સ્પર્શેન્દ્રિયદ્વારા તેમને મળતું શિક્ષણ બંધ કરવામાં આવે, તો તેની ખરાબ અસર તેમની શરીર પ્રકૃતિ ઉપર થયા વિના કદી રહે નહિ. હાલની બાલોદ્યાન–કિંડર ગાર્ડન આદિ જૂદી જૂદી પદ્ધતિથી બાલકોને જે કૃત્રિમ શિક્ષણ આપવામાં આવે છે, તે કરતાં સ્વાભાવિક રીતે તેઓ કુદરત પાસેથી જે શીક્ષણ મેળવે છે, તેજ વધારે ફાયદાવાળું નીવડે છે.

આ વિચારોના સંબંધે કેટલાંક બ્હેન ભાઇ શંકા કરશે, કે 'આવી રીતે બાળકોને દરેક વસ્તુને અડકવાની મનાઇ ન કરવામાં આવે, તો ઘરમાંની ઘણી વસ્તુઓનો–વિશેષમાં સારી દેખાનારી વધારે કિંમતી વસ્તુઓનો તે નાશ કરશે.' કેટલેક અંશે તેમનું આ કહેવું ખરૂં છે. પણ તેમ નુકસાન નહિ થવા દેવાનો એક રસ્તો છે. બાલક જ્યારે રમતું હોય છે, અને તેનું ચિત્ત જ્યારે કોઇ અમુક રમતમાં લુબ્ધ થએલ હોય છે, ત્યારે તેની આગળ સારી કિંમતી વસ્તુ મુકવાથી તે બહુજ કાળજીથી સાચવીને રમે છે. આવી રીતે સંભાળીને તે વસ્તુ વાપરતાં હોય, અને તે સાથેજ કુદરતી ઉદય પામતી શક્તિનો ઉપયોગ કરી જોવાનો, તે પ્રયત્ન કરતાં હોય, ત્યારે માત્ર તેમના તરફ આપણું લક્ષ્ય રહેવું જોઇએ. અને 'બાણુ જાળવજે ...' એમ કહીને તે વસ્તુ તરફ તેમનું ચોંટેલું ચિત્ત અસ્થિર ન કરવું જોઇએ. તેમ કરવાથી તેમની પોતે પ્રયત્ન કરવાની જે ક્રિયા ચાલુ હોય છે તે બંધ પડે છે અને તેમનું સ્વાવલંબન અને આત્મવિશ્વાસ એ કમજોર થાય છે.

હાલમાં સર્વત્ર બાલોદ્યાન અને કિંડર ગાર્ડન પદ્ધતિ પ્રચલિત હોઈ, તેનો હેતુ બચ્ચાંઓને પદાર્થોનું જ્ઞાન પ્રસંગ અને તે પણ સ્વાભાવિક રીતે જેટલું આપી શકાય તેટલું આપવું એજ છે પણ બાલકોના તદ્દન બચપણમાં, એટલે કે તે જ્યારે નિશાળે મોકલવા જેવાં હોતાં નથી, ત્યારે તેમના માટે આપણી ગૃહશાળાથી જુદું બાલોદ્યાન શોધવા જવા જરૂર નથી. ઓરડામાં, દિવાનખાનામાં, બગીચામાં, રસ્તેઓમાં એવા કેટલાક પ્રસંગો બને છે ત્યારે બાળકો "આ શા માટે? આ આમ કેમ?" એવા આપણને કંટાળો આપનારા પ્રશ્નો પૂછે છે. એજ તેમનું ખરૂં શીક્ષણ અને ઉપયુક્ત માહિતી સમજવી.

પરંતુ આ શીક્ષણ બાલકોને મળે એવી કલ્પના મનમાં આણતાં પહેલાં એક વાતનો વિચાર કરવો જોઇએ. અને તે એ કે–જે બાબતો તરફ આપણને ઘણું કરી લક્ષ્ય આપવાની જરૂર પડતી નથી, એવા કેટલાક વ્યવહાર આપણને બાલકો ખાતર કરવા પડશે. અને તે બાબતો નકામા ફોગટ કરીએ છીએ એમ પણ આપણા મનમાં આવશે. પરંતુ બચ્ચાંઓને શિક્ષણ આપવાની દૃષ્ટિએ જોતાં તે અગત્યના જણાશે. જેમકે પહેલા બીજા ધોરણમાંના બાળકોને ગણિત વિષય ભણાવતી વખત સરવાળો–બાદબાકીના પ્રત્યેક પગથીએ તેમને તેના એકેક પગથીઆપરથી જવું પડતું નથી. વચમાં કેટલાંક પગથીયાં મૂકીને તે સવાલોના જવાબ બરાબર આપે છે.

બચ્ચાંઓને શીખવતી વખતે ઉમર અને જ્ઞાનમાં આપણે તેના જેટલાજ છીએ એમ સમજવું જોઇએ. નહાના બચ્ચાંને નહાના બચ્ચાંનીજ જો સંગતિ હોય તો તે ખુશી રહે છે? ... ઉમરના બાલકો તેને કેવી રીતે સમજાવી કહે છે, અને તે કહેવું તેમને પણ કેવું પસંદ પડે છે એ વધારે લક્ષ્યમાં લેવા જેવી બાબત છે.

સ્વાભાવિક અને કૃત્રિમ શિક્ષણ રીતીથી જે ફરક પડે છે, તેનો પ્રત્યક્ષ ભાસ શહેરી અને ગામડીયા છોકરાઓનાં શિક્ષણ ભેદથી સ્પષ્ટ જણાય છે. અહીં શિક્ષણ એટલે 'નિશાળમાંનું શિક્ષણ' નહિ પણ 'સમગ્ર વ્યવહારિક જ્ઞાન, અગર કાર્ય કારણું ધ્યાનમાં લેવાઈ થએલ માનસિક ઉન્નતિ.' એમ અર્થ લેવાનો છે. ગામડામાંના છોકરાંઓને સર્વત્ર મોકળાપણું હોવાથી શહેરમાંના છોકરાં કરતાં તેમની માનસિક શક્તિ વધારે સારી અને દઢનાવાળો થયાનું જોવામાં આવે છે. માનસિક ઉન્નતિની દષ્ટીએ શહેરમાં રહેવાથી આ એક જાતનું નુકસાન છે. એટલુંજ નહિ પણ તેજ કારણથી તેમની શારીરિક ઉન્નતિ પણ બરાબર થતી નથી. ધારો કે કૃત્રિમ સાધનોથી—કોઈ દિવસ પડવા નહિ દેતાં—છોકરાંને ચાલવાનું શીખવેલ હશે, તો આખો જન્મ તેને બરાબર ચાલતાં આવડશે નહિ. કેમકે ચાલતી વખતે જે અનેક અડચણો આવે છે તેમાંથી પસાર થવાનું તેણે જ્ઞાન મેળવ્યું હોતું નથી. એ બધી અડચણો એટલે ચાલતી વખતે પોતાનો ભાર શી રીતે સંભાળવો ? પગ પર જોર દઇને કેમ ઉભું રહેવું, ઉંચે ચડતાં વજન કેમ સંભાળવું અથવા ઉતાર આવે ત્યાં કેમ સમતોલ બનવું ? એ અનુભવે ચાલવા શીખતી વખતે પડ્યા આખડ્યા વિના કદી સમજાશે નહિ. બચ્ચાને તેના હાથથી જમવાનો અભ્યાસ નહિ થવા દેતાં, જો આપણે તેને જમાડવાની ટેવ પાડીશું, તો તે બરાબર જમી પણ શકશે નહિ.

આવી ઝીણી બાબતોને બચ્ચાંના અડપલાં ગણી તેનાથી તેમને મુકત રાખવા પ્રયત્ન કરવામાં આવે તો આપણે તેમની શારીરિક અને માનસિક ઉન્નતિનો નાશ કરીએ છીએ એમ કહેવું અયોગ્ય નથી. બાળકોના કેવળ હાથ-પગના વ્યવસાયથીજ તેમની વૃદ્ધિ થાય છે એમ નથી. પણ અન્ય અવયવો દ્વારા પણ થાય છે. બોલતા શીખતાં બાલકો તેજ શબ્દ ફરી ફરીને બોલીને મોઢે કરે છે. કોઈ અંધારી કોટડીમાં મુકવાથી તેમની જોવાની ક્રિયા બંધ થાય છે, તોપણ તે શાન્તતાથી કાંઇ પણ સાંભળતાં હોય છે. ટુંકામા સ્વાભાવિક રીતે જેટલું શીખે તેટલું શીખવાને તેમને છુટ આપવી જોઇએ. તેમને કાંઇ ઇજા ન થાય અથવા તો તે અવળે માર્ગે ન વળે, એટલીજ આપણે નજર રાખવાની છે, પણ—'એ! અડપલાં શું કરે છે?' 'છાનો મર છાનો!' 'બડબડાટ શું કરી રહયો છે?' આવી આવી ભીતિ બતાવવાથી તેમની સ્વાભાવિક શિક્ષણની અખત્યાર કરેલી ક્રિયા અટકાવતાં ઘણુંજ નુકસાન કરવા જેવું છે,

કોઇ પણ પદાર્થને ગતિ આપવી એટલે તેને સ્પર્શ કરવો પડે છે, અથવા તેના પર કોઈ ક્રિયા કરવી પડે છે. એજ નીયમ બાળકોના માનસિક અને શારીરિક શિક્ષણને લાગુ પડે છે. બચ્ચાંઓના આ શિક્ષણને તેના માબાપોએજ ગતિ આપવી જોઇએ. પરંતુ ભારતના દુર્ભાગ્યે અનુભવ આથી ઉલટોજ જોવામાં આવે છે! બાપે સવારે વહેલા વહેલા પરવારીને ઓફીસમાં જવું અથવા દુકાને કે કોઇ ધંધામાં મચ્યા રહેવું. સાધારણ ઠીક સ્થિતિ હોય તો કલબ અગર લાયબ્રેરીમાં વિશ્રાંતિ લઇ રાત્રે ઘેર આવવું. અને એ વખતે-રાત્રે પણ કોઇ ઓફીસનું કે બીજું કામ બાકી હોય તો તે કરવું. તેથી બાલકોને બાપ પાસે આવીને થોડો વખત પણ રમવા કે શીખવા અવકાશ મળતો નથી. તેવીજ સ્થિતિ માતાની! ઘરમાં સંસાર વ્યવહારનું કામકાજ કરવામાં વખત પુરો મળતો નહિ હોવાથી. છોકરાંને બીજી મોટી દીકરી કે કોઇ બીજી સ્ત્રીને સ્વાધીન કરવાં પડે છે. અથવા તો તેમને કોઈ રમતે ચડાવવાં પડે છે. આવી રીતે બાળકો માટે ટાળાટાળ કરવી એટલે આપણા માથે તે જવાબદારી છે તેને ભૂલવા

જેવું છે. તેથી માબાપોએ થોડોજ વખત પણ છોકરાઓની સંગતમાં ગુજારવો જોઈએ. અને તેટલોજ વખત પોતે બાળકોની જેમ તે જેમ રમે, જેમ દાંત કાઢે, કે કૂદે તેમ તેમની સાથે હસવું રમવું જોઈએ.

જે બાલકોનો બાપ તેનો ઉદાર બુદ્ધિ મિત્ર છે, અને જે છોકરાઓની માતા તેમની પ્રિય સહિયર છે, તે છોકરાંઓને ધન્યવાદ છે! કારણ વાત્સલ્ય પ્રેમના સાગરરૂપ માતાપિતા પોતે તેમની રમત ગમતમાં દાખલ થઇ, તેમને કુદરતી શિક્ષણનું ભાન કરાવે તો તેના જેવું બીજું અહોભાગ્ય કયું ?

આ સઘળી બાબતો બનવાને, પોતપોતાનાપરની જવાબદારી પોતે પૂર્ણ સંભળાવવી જોઇએ એવી દ્દઢ ભાવના નિશ્ચિત થવાને આપણા પર ધાર્મિક સંસ્કારોની સારી અસર થએલ હોવી જોઇએ. અને પોતાનું કર્તવ્ય પાલન કરાવવા માટે શક્તિ આપનાર પ્રભુ સમર્થ છે એજ દ્દઢ વિશ્વાસથી આપણે કર્તવ્યપરાયણ બનવું જોઇએ. જો બાલકો પ્રથમથીજ કુદરતી શિક્ષણ મેળવી હિંમતવાન બને તો ભારતની નિર્માલ્યાવસ્થાનો અંત આવતાં અવકાશનો સંભવ નથી. તેથી પ્રત્યેક માતા પિતાએ બાળકોના શંકાસમાધાનના પ્રશ્નોના યથાર્થ ઉત્તર આપવા ચૂકવું નહિ જોઇએ. અસ્તુ.

બાલમંદિર.
તા. ૧-૭-૨૨ } લેખકઃ—**'બાલકવિ' જામનગર.**



## હિત વચનો.

લેખકઃ—સદ્દગુણાનુરાગી કર્પૂરવિજયજી મહારાજ.



૧ પથ્થરની નાવ જેવા લોભી ગુરુને લાલચી ચેલા બાપડા બંને બુડે છે. (સંસાર-સમુદ્રમાં તેમનો પત્તો મળતો નથી).

૨ નિર્લોભિ સંત સાધુની સંગતિથી સાચો માર્ગ પામી જીવનો નિસ્તાર સહેજે થાય છે. ઉત્તમ સંત મહંતના સેવા ભક્તિથી જીવન સફળ થઇ શકે છે.

૩ એવા સંતજનો પોતે તરે છે અને આશ્રિત જનોને પણ તારી શકે છે.

૪ નમ્રતા લઘુતા વિનય એ ખરેખર અજબ વશીકરણ છે.

૫ જો કરણી હલકી હોય ઉંચી ન હોય તો ઉંચા કુળથી શું ફળ? ઉંચી કરણી વડેજ જીવનો નિસ્તાર થઇ શકે છે,

૬ ચંદન સુખડ શેરડી ને સુવર્ણસમા સજ્જનો, છેદ્યા ભેદ્યા. પીલ્યા તાપ્યાં છતાં પ્રાણાન્તે પણ, પોતાની પ્રકૃતિ (સજ્જનતા) તજતા નથીજ.

૭ અનેક વિકટ કસોટીઓમાંથી પસાર થઇ નેહ નિભાવવો કઠણ છે.

૮ સંત વચન અમૃત જેવાં મિષ્ટ-મધુરને શીતળ હોઇ શાન્તી આપે છે, ત્યારે દુર્જન વચન ઝેર જેવાં આકરા હોઇ બાળીને ખાખ કરી નાંખે છે.

૯ સહુને સુખદાયક મિષ્ટ વચનજ બોલવું, કડવું, કઠોર, નજ બોલવું, એમાંજ સ્વપરહિતનો સમાવેશ થાય છે.

૧૦ પરમાર્થના ખાતર પોતે કષ્ટ સહેવું. પણ સ્વાર્થ અંધ બની પરને પીડા ઉપજાવવી નહીંજ. એજ સંત સાધુ જનોનો કઠણ માર્ગ છે.

૧૧ ગમે તેટલા ઉપદેશ જળથી કપટીનું મન ભીંજાવાનું નહીં.

૧૨ નીસ્વાર્થી સંતજનોનું એક પણ હિત વચન સરલ સ્વભાવી ચોકખા દિલના ભક્ત જનને માટે કલ્યાણ કારક બને છે.

૧૩ જ્યા લોકોને ગુણની કદરજ ન હોય ત્યાં સાધુ સંત - શું કરે? ત્યાં તો તેમણે સ્વહિતજ સાધવાનું રહ્યું.

૧૪ સ્વાર્થની ખાતર માંગવું મોત જેવું વસમું, ને પરમાર્થની ખાતર માંગવું બહુ સારૂં લાગે તેમાં લાજ, શરમ, પ્રતિષ્ટા હાનિ ન સમજે.

૧૫ એક અહંકાર કરવાથી જે કંઇ શુભ કર્યું કરાવ્યું હોય તે ધૂળ મળે છે. સાક્ષી ભાવે રહેતાં તે સઘળું લેખે થાય છે.

૧૬ અતિ હઠ કદાગ્રહ કરવાથી ગમે એવું સુંદર કામ પણ વિણસે છે, સરળતા સેવવાથી બધું કામ સુધરી શકે છે.

૧૭ અતિ સર્વત્ર વર્જવાનું કહ્યું છે. તેનો સુંદર આશય વિચારી લેવો અને અહિત માર્ગનો આગ્રહ એકદમ તજી દેવો ઘટે છે.

૧૮ જેના દિલમાં ખરો પ્રેમ પ્રગટે તેને દુનીયા દાસ રૂપ થઇ જાય છે, શુદ્ધ પ્રેમની ભક્તિ મુક્તિને મેળવી આપે છે, લુખી ભક્તિ નકામી નિષ્ફળ થાય છે.

૧૯ ઘટમાં પ્રેમ પ્રગટ્યો છાનો ન રહે. મુખથી બોલે નહિ તો નેત્રદ્વારા તેની પ્રતીતિ થાય છે. પ્રેમ અશ્રુવડે કે ખુમારી વડે તે પરખાય છે. પારખી શકાય છે.

૨૦ ખરો પ્રેમ આઠે પહોરમાં પલકમાં માત્ર વિસરે નહી કાયમ બન્યો રહે.

૨૧ સંયમ આત્મદમન નિર્દોષ જીવન એ સકળ સુખની અજમાવી શકાય એવી અજબ ચાવી છે.

ઇતિશમ.

# સપ્તપદી
યાને
# વરકન્યાને લેવાની પ્રતિજ્ઞા.

લેખક—ચંપકલાલ મગનલાલ લાકડાવાળા.

---

સાંજના સમયે હું ચોપાટી ઉપર આમતેમ આંટા મારતો હતો. પવનની લહરીઓ મારા મગજ સાથે અથડાતી હતી; દીવસનું કામ કરી થાકેલા મગજે શાંતી પકડવા માંડી હતી. હું પણ મારી લાકડી ફેરવતો-ફેરવતો શાંત ધીમે પગલે ફરતો હતો. ફરતાં ફરતાં હું અચાનક અટકયો અને દરીયા સામું તાકી તાકીને જોવા માંડયું એટલે ધીરેધીરે મારૂં મગજ દરીયા પારના સવાલોમાં રમવા માંડયું. એટલામાં પછવાડેથી એક મિત્રે દોડતાં દોડતાં, હાંફતાં હાંફતાં આવી મારી મગજની શાંતીમાં તેમજ તેની સાથે અથડાતી લહેરીઓમાં ભંગાણ પાડયું. તેનેથી દમ પણ બરાબર લેવાતો ન હતો. તે એક શબ્દ પણ બોલી ન શકયો પણ મારા હાથમાં એક પીળું કવર મુકયું. તે જોતાંજ મને જણાયું કે તે તાર હતો. એકદમ મેં પણ ગભરાતાં કવર ઉઘાડી નીચે પ્રમાણે વાંચ્યું:—

ત્વરાથી આવો. કન્યા જકકી છે. એકદમ હું કંઇ તારનો સંદેશો સમજ્યો નહિ. તરત મારા મિત્રને લઇ, એક ટેક્ષી કરી, હું ઘેર ગયો. ત્યાં મારી માએ સમજાવ્યું કે "ભાઇ આજે સવારે તારા મિત્રનો કાગળ આવ્યો છે તેમાં તેણે એવું લખ્યું છે કે આપણા જયા વગર ન ચાલે, પણ હમારાથી આજે અવાય તેમ નથી. હમો કાલે સવારની ગાડીએ બેસી સુરત આવીશું પણ અત્યારે આ તાર આવ્યો છે એટલે તારા જયા વિના તો નજ ચાલે." મારી માએ આટલું કહ્યું કે હું બધું સમજી ગયો. મારા મિત્રના લગ્ન હતા. એણે મને બહુ કહ્યું હતું પણ એકદમ જરૂરનું કામ હોવાને લીધે હું ત્યાં જઈ શકયો નહતો. આવતી કાલના લગ્ન હતા તેથી મને પાછો તાર કર્યો અને બીજી વાત તો પછી સમજાવીશ, કારણ મારે ત્યાં જવુંજ જોઇએ. આગગાડીનો વખત ભરાઇ જવા આવ્યો છે. હું માતુશ્રીને પગે લાગી, તેનો આશીર્વાદ લઇ, ટેક્ષી કરી, મારા મીત્ર સાથે કોલાબા આવી પહોંચ્યો. કેવો સરસ મિત્ર કે તે મારે માટે ટીકીટ વીગેરે બધું લઇ આવ્યો અને છેક ડબ્બામાં બેસાડી ગયો. ઘંટ વાગ્યો, સીટી વાગી—ટ્રેન ચાલવા માંડી એટલે મેં મારા મિત્રને વંદેમાતરમ્ કર્યાં અને કહ્યું કે 'ભાઇ, મારી' જીઆબાને કહેજે કે બધાને તેડીને સવારની ગાડીમાં જરૂર આવી પહોંચે'—ઊંઘ સુધ આવી નહિ.—પાલઘર, વલસાડ, નવસારી વગેરે વગેરે એક પછી એક આવી ગયા. દાદર, વાંદરા, વસઇનો પુલ વગેરે કયાં ગયા અને કયારે ગયા તે તો ખબર પડીજ નહિ, હરી ! સુરત આવ્યું—ભાઇ, ઉતરો. હું તો સીધોજ મારા મિત્રને ઘેર ગયો, મને જોઇને તે બહુજ રાજી રાજી થઇ ગયો. લગ્ન વખત શું ધમાલ ચાલે છે તે તો તમને ખબર હશે. એવું હું જાણું છું કે તમે પરણ્યા નહિ હશો તો કોઇની જાને તો ગયાજ હશો. પણ—મારે સારી વાત કહેવાની છે. પેલા તારની. કન્યા જકકી. કઇ બાબતમાં ? જાણવું હોય તો ચાલો મારી સાથે

મારા મિત્રના ખાનગી ઓરડામાં. અહીંઆ તો કોઇ સાંભળે. જો બેસ–સાંભળ–કન્યા શરમાળ છે–(જો કે લગ્ન થયાં તો નથી તોપણ વરકન્યા વાતો તો કરે. પણ શરમાળ છે. એનાં માબાપ એમ કહેછે.) મારે ત્યાં જવું છે અને એ કન્યાને સમજાવવી છે. અરે કહેવાનું ભૂલી ગયો. નવો ધારો કાઢવો છે. ગોર મહારાજ (સંસ્કૃત) સંસકરતમાં બબડી ફફડી જાય છે શું? તે વર અને કન્યા બેઉની પ્રતીજ્ઞા બબડી જાય છે. આ ભાઈ સુધારા–વાળા છે. સંસ્કૃત ભણેલ છે. એટલે એ પસંદ નથી. એણે પ્રતિજ્ઞાનું ગુજરાતી કરી રાખ્યું છે અને એ વરકન્યા પોતપોતે સમજીને પોતાની પ્રતીજ્ઞા સભા સમક્ષ લેવાના છે. કન્યાએ કબુલ રાખ્યું છે (ખાનગીથી) પણ એનો બાપ જૂના વિચારનો છે. માનતો નથી. વળી તેની બેન, ભાભી, સહીયરો મશ્કરી કરે છે. તેથી કન્યા શરમાઇને ગુજરાતીમાં પ્રતીજ્ઞા લેવાની ના પાડે છે. મારે વેવઇને સમજાવવાં છે અને તાર પણ તેનોજ છે 'કન્યા જક્કી છે' એમ લખ્યું છે–લોકોને બતાવવા–પણ એના સગાં વહાલાં જક્કી છે. હશે, જે હશે તે. ત્યાં જઇશું અને જોઇશું. જે જક્કી હશે તેને સમજાવીશું હવે હું ત્યાં જઇશ.

પછી હું ત્યાં ગયો. બધાને સમજાવ્યા. કન્યાને મેં કહ્યું કે 'કેમ, પ્રતીજ્ઞા લેશો કે? તમે લેશો તો તમારૂં જોઇને બીજીઓ પણ લેશે. અને તમારે શું શું પાળવાનું છે તે ધ્યાન રહેશે. પરણ્યા પછી બહુ ખપ લાગશે હોં? અંતઃકરણમાં પ્રતીજ્ઞા ગોખી રાખજો. જો એ ગોખી રાખશો તો ધણીધણીઆણીને કોઇ દીવસ લડવું ન પડે. શાંતિથી અને આનંદમાં દીવસ જાય. બીજું તો હું અત્યારે બોલી શકું તેમ નથી. માટે જરા માની જાઓ. તમે તો ડાહ્યા અને શાણા છો.' વગેરે વગેરે મેં કહ્યું. તેણે પણ માન્યું. પછી હું બીજા બધાને સમજાવી આવ્યો. ડોસા, બાપ, ડોસી–કન્યાની બેન અને ભાભી–એ સમજાવવા બહુજ જબરા છતાં શું કરીએ, માથું ફોડ્યું અને એ લોકોને પણ સમજાવ્યા. બપોરના ઠીક બે વાગી ગયા. ભૂખ પણ પુષ્કળ લાગેલી. હું ઘેર આવ્યો, મિત્રને વધામણાં કહ્યાં કે 'તારી પ્રિયાએ અને બધાએ માન્યું છે' તે તો બહુજ ખુશ થયો અને હમે બંને જણા સાથે જમવા બેઠાં. એ એ બીચારો મારે માટે બેસી રહ્યો હતો. હાસ, પેટ ભરાઇ ગયું. શું ખાધું એ કંઇ તમને કહેવાની જરૂર નથી. એ તો હમે બેએજ મોજ ઉડાવી. વાતમાં પાંચ વાગ્યા. એટલે રજાકમીયાં વાજું લઇને આવ્યા. ગોરસ લગ્ન હતાં એટલે ધમાલ થઇ રહી. બધા નવાં સારાં, રેશમી, ભપકાદાર કપડાં પહેરીને આવ્યાં. થોડાં વખતમાં વરઘોડો ચાલવા માંડ્યો, અને આખરે વેવાઇને બારણે પણ આવી પહોંચ્યો. લગભગ દીવા વેળા થએલી હતી આપણે તો મંડપની અંદર જઇ બધાની સાથે સોફાપર બેઠા (કારણ તકીયાં હતા નહિ). પાણી પીધું. પાન સોપારી ખાધા. (ખરૂં પૂછાવો તો ફેંકી દીધા કારણ કે તે બજારમાંથી તૈયાર લાવેલા હતા અને કાચાં, અર્ધા કોહેલાં, નસ વગર–ઉતારેલાં હતાં. કંઇ નહિ વેવઇની ભડ ન ખોવાય તમે પણ ચૂપ રહેજો). ધારે રહીને પંખો આવ્યો. ઠીક થયું ભાઇ–પરસેવો કપડાં બગાડતો હતો. હું પંખો ખાતો હતો એટલામાં એક જણ મારી પછવાડેથી આગળ આવ્યો અને હસતે ચહેરે મારા હાથમાં એક સોનેરી અક્ષરે લખેલો કાગળ મૂકી ગયો. મેં તે કાગળ તરતજ વાંચવા માંડ્યો પણ હું તમને તે વંચાવું તે પહેલાં તમારી પાસે એક કબુલાત માંગું છું. જો કબુલાત આપો તો બતાવું. કબુલાત એ કે એ વાંચ્યાં પછી જો તમે પરણેલાં હોવ તો વર્તનમાં મૂકજો અને મારાં જેવાં કુંવારાં હોવ તો પરણ્યા પહેલાં એ ગુણો લાવવા

મહેનત કરજો. અને ગુણો આવે પછીજ પરણજો આટલી કબુલાત તમારી પાસે લઈ, જે કાગળમાં લખ્યું હતું તે તમને બતાવું છું. વાંચો:—

## દંપતી પ્રતિજ્ઞા અને સપ્ત પદી.

બાનુઓ અને સદ્ગ્રહસ્થો,

હિંદમાં-તમ લગ્ન પ્રસંગે કન્યાદાનનો સંકલ્પ થયા બાદ સપ્તપદી એટલે વરકન્યા તરફથી પ્રતિજ્ઞા કરવામાં આવે છે. તે સંબંધી આપણા લોકોમાં તદ્દન અજાણપણું છે, તેમજ ગોર મહારાજો તરફથી પણ સમજુત કરવામાં આવતી નથી. માટે હમે પ્રતિજ્ઞાનું ખરૂં સ્વરૂપ બતાવવાને આ સપ્તપદી પ્રકાશીત કરી છે.

### ( કન્યાને ભણવાની પ્રતિજ્ઞા. )

કન્યા—જ્યાં જ્યાં જશો પ્રભુ ત્યાંહા તમ સાથ આવું, છાયા રૂપે અનુસરી પતિની કહાવું;
તો દુઃખ કે સુખ જરી મનમાં ન લાવું, સેવા વિષે રહી પતિ ગુણ ગાવું ૧.
પાળું કુટુંબ નહિ ક્રોધ ધરૂં જરાએ, સેવા કરૂં વડિલની વિધિથી સદાએ,
ઇચ્છ્યું મળે નવ મળે રહું હર્ષમાંયે, સ્વામી તણી થઈ રહું મન વાણી કાયે. ૨.
ભક્તિ કરૂં પ્રભુ ધણી પતિ હું તમારી, સ્વામી તણા ચરણમાં રહું પ્રેમ ધારી;
વાણી વદી કટુ કદા નહીં દુભનારી, ભાખું સદા મધુર વાક્ય વિનોદકારી. ૩.
સ્વામી તણા સુખ વિષે રહું પૂર્ણ સુખી, થાઓ કદી દુઃખી તમો થઉં હુંય દુઃખી;
એ રીત નિત્ય સુખ દુઃખ વિભાગી થાઉં, આજ્ઞા તમારી સઘળી શીરથી ઉઠાવું. ૪.
થઈ સ્નાનથી રૂતુ થકી અતિ શુદ્ધ દેહે, ક્રીડા કરૂં નિજ પતિ થકી નીત્ય ગેહે
ચક્ષુ તથા મન થકી ન ગણું બીજાને, માનું બીજા પુરૂષ ભ્રાત પિતા સમાને. ૫.
વાણી શરીર મનથી ઠગું ના પતિને, સાક્ષી કર્યાં વચનના કમળા પતિને,
સાથે વસીશ જગમાં સુખથી સુપ્રીતે, ના કલેશ થાય કદી વર્તીશ એવી રીતે. ૬.
વેલી ઉઠી પતિ થકી ગૃહ કાર્ય ત્યાગી. યજ્ઞાદી કાર્ય કરવા થઉં અર્ધ ભાગી;
ધર્માર્થ કામ સમયે રહું નીત્ય સાથે, સર્વસ્વ મેં અરપ્યું નીજ નાથહાથે ૭.

### (વરને ભણવાની પ્રતિજ્ઞા.)

વર—હે ધર્મ પત્ની નરનું અર્ધાંગ જાણવું, અર્ધાંગ અરપ્યું તુજને મનથી પ્રમાણ્યું;
તેથી સદા હૃદયમાં શુદ્ધ પ્રેમ ધારી. રક્ષા કરૂં અર્ધ અંગ ગણી તું નારી. ૧
પાળે કુટુંબ નહિ કલેશ જરા કરે તું, વૃદ્ધો તણા વચન નિત્ય શિરે ધરે તું;
કર્તવ્ય તારૂં મનમાં સમજે અરે તું, પાળું તદા પ્રણયથી તુજને અરે હું.
જો તું રહે નિત પતિવ્રત પાળનારી, સંસાર કાર્ય અરધું તું ઉઠાવનારી;
વાણી મૃદુથી તન તાપ સમાવનારી, પાળું ગણી અધિક પ્રાણથી પ્રીયનારી,
આજ્ઞા ધરી શીર ધર સહુ સુખ દેતી, સંસાર કાર્ય સુખ દુઃખ વિભાગ લેતી;
એવી કુલીન પ્રમદા પર રાખી પ્રીતિ, પાળું ધરી વડીલ સજ્જન કેરી રીતિ, ૪

શાસ્ત્રનું શાસન જ્યદા કહ્યું પાળનારી, યે ધર્મ પત્ની પતિના પદ સેવનારી;
સંસાર વારી નીધિ પાર ઉતારનારી. છે ધન્ય જન્મ મુજ જો મળી ધર્મનારી. ૫
હું એ નહિ દઉં તુને કદી કોઇ રીતે, સાક્ષી કર્યા જગપતિ અનિ ચાહું ચિતે;
પાળીશ અંગ ગણીને તુજને હું પ્રીતે, તે ધર્મ પત્ની સમજે નીજ ધર્મ નીત્યે. ૬
સંસાર કાર્ય સઘળાં દઇને સુધારી, ધર્માર્થ કામ વિષયે બનું સહાય ભારી.
આ લોકમાં સુર લોક બતાવનારી, **મુક્તી તદા સહજ દંપતીની થનારી.** ૭

## આશીર્વાદ.

આ (શ્લોક) બન્ને વર કન્યા ભણી રહ્યા પછી ગોરે વરકન્યાને ચાંલ્લો કરી અક્ષત (કાચું ભાત) ચોહડવું.

### ચાંલ્લાનો મંત્ર.

મંત્રાર્થાઃ-સફલા સ્સન્તુ પુર્ણા સન્તુ મનોરથા;
શત્રુણા બુદ્ધિ નાશોઽસ્તુ મિત્રાણાં મુદયસ્તવ.

અસ્તુ.



# સ્રીઓનો દરજ્જો.

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૦૮થી)

લેખક-સદ્‌ગત **વી. ટી.** કોઠારી બી. એ. એલ. એલ. બી. વકીલ કરાંચી.



ટયુ સીડાઈએ કહ્યું છે કે સ્રીની મહતા સારી કે નરસી એકે રીતે નહિ ગણાવામાં છે, આ વિચાર તે વખતના લોકમતના પ્રતિબિંબ રૂપ છે ને પ્રીડીયાસે સદ્‌ગુણી સ્રીનું સ્વરૂપ સમજાવતાં જ્યારે સ્વર્ગીય એફ્રોડાઇટને કાચબાની પીઠ ઉપર ચિતરવામાં એજ વિચારનું પ્રતિપાદન કર્યું છે.

આ જાતનું જીવન ઘણું કરીને દુઃખરૂપ નહોતું. શિક્ષણથી અને આચારથી તેઓને સોંપેલી ગ્રહસ્થાશ્રમની ફરજો તેઓના સ્વભાવની ખાએશ થઈ ગઇ હતી અને ઘણી સ્રીઓમાં આને લઇને તેઓના પતિની આચાર પ્રત્યે ક્રૂરતા અને ક્રોધ રહ્યો નહોતો. તેઓની રીતભાત ઘણી સાદી અને વિનયશિલ હતી. ધણી તરફની ક્રૂરતાના દાખલાઓ જવલેજ જોવામાં આવે;

છે. પતિ ઘણો ખરો વખત સામાજીક જીવનમાંજ ગાળતો. દ્વેષ અને કલેશના દાખલાઓ ઓછા થતા. અને એથી કરીને ગાઢ અને ઉચ્ચ દંપતી પ્રેમ (અલબત સમાનતાની લાગણીવાળો નહિ) ઘણા ખરા યુગલોમાં સ્વાભાવિકજ ઉત્પન્ન થતો. ઝેનોફોનના લખાણમાં એક ઘણુંજ મોહક ચિત્ર રજુ કરવામાં આવ્યું છે. જેમાં એક પુરૂષ પોતાની ભર જુવાન ૧૫ વર્ષની નવોઢા વધુને આલિંગન કરે છે. જે સ્ત્રી સંસારના વ્યવહાર અને રીતથી અજ્ઞાત હતી તે તેમની સાથે મૃદુતાથી સંભાષણ કરે છે. પરંતુ વાતચિતની ભાષાથી જણાય છે કે કેમ જાણે તે બાળક સાથે બોલતો હોય તે કહે છે કે તારૂં કાર્ય મધમાખીઓની રાણી સમાન છે. એટલે કે ઘેર બેઠાં ગુલામોના કાર્યની તપાસ કરવી. તે ગુલામોને કામની વહેંચણી કરવી. ઘરની આવકના પ્રમાણમાં ખર્ચ કરવો અને ખાસ ધ્યાન રાખવું કે આખું ઘર સુવ્યવસ્થામાં છે. એટલે કે જોડા, વાસણો, વસ્ત્રો સર્વ પોતપોતાને ઠેકાણે છે વળી તે કહેછે ને વ્યાધિગ્રસ્ત ગુલામોની દવાદારૂ કરવાની પણ તારી ફરજ છે. પણ આંહિ તેની સ્ત્રી વચમાં બોલી ઉઠે છે કે ખરેખર આ કામ મને બહુ ગમશે. હું તેઓની સેવા કરીશ. તેમાં મને ખરેખરો આનંદ પ્રકટશે. મારા નોકરો મારા પતિ વફાદારી દેખાડશે અને તેમાં મારા શ્રમનો બદલો વળી રહેશે.

"આ પાશ્ચાત્ દ્દષ્ટાંત્ આર્ય બ્હેનો! તમારે માટે નવું નથી. તમારૂં પદ ગૃહિણીનું છે. તેને યોગ્ય દીપાવવું તમારા હાથમાં છે. ગૃહને દેવસદન બનાવો. મનુષ્ય ધારે તે કરી શકવાના સામર્થ્યવાળો છે. તમે પણ મનુષ્ય છો. સર્વ શક્તિમત્તતા તમને પ્રાપ્ત છે. તમારા ગૃહને દીપાવો. ગૃહ વ્યવસ્થા રાખવી એ તો તમારી ફરજ છે સાધનોથીજ ગૃહવ્યવસ્થા ગોઠવાય છે એમ નથી. ભલે તમારૂં ગૃહસામાન રાચ રચિલાથી લદાયવું હોય છતાં વ્યવસ્થા પૂર્વકની ગોઠવણો ન હોય તો એ સામન કાઇપણ કામનું નથી. એમ તો ભારખાનાના ડબ્બાઓમાં ઘણોએ સામન પેક થઇને જાય છે; ભલે રાચરચીલું ઘરમાં ઓછું હોય તો પણ એવી વ્યવસ્થા પૂર્વક ગોઠવો કે જેથી રાત્રિના વખતમાં દીવા વગર પણ તમારા હાથમાં તે આવી શકે. અને જોનારને પણ પ્રસન્નતાનું ભાન થાય ગૃહવ્યવસ્થા કરવામાં એટલું લક્ષમાં રાખજો કે સૌ સૌના સ્થાને શોભે. રસોઇખાનાના ઓરડા આગળ જોડા રાખવા એ એક પ્રકારની મૂર્ખતાજ કહેવાય. અને જોડાના સ્થાને આંગળ દેવપૂજાનો સામન મૂકવો તે પણ તેટલીજ મૂર્ખતા છે. વસ્તુઓને ગોઠવવા પૂર્વે ત્યાં રાખવી તે યોગ્ય છે કે કેમ તેનો પ્રથમ વિચાર કરજો અને એ વિચાર કરીનેજ તમારા ગ્રહને સુવ્યવસ્થાથી ઉજાળશો."

તમારે ઘણીજ નમ્ર રીતે કંઇ કહેવું હોય તો કહો.-ઉંચી એડીના બુટ પહેરવાનું તથા ધવલ દેખાવા ને પાઉડર ચોપડવાનું અથવા હેઝેલીન સ્નો ચોપડવાનો ત્યાગ કરો. ખરી શોભા જેવા હોઇએ તેવા દેખાવામાં છે. ઉપરનો ડામાડોળ અને ટાપ ટીપ પસંદ કરવા યોગ્ય નથી. એતો આકર્ષક શક્તિનો દુરૂપયોગ છે. તમે તમારી પત્નીને એવી સલાહ આપો કે જો તમે તમારી ફરજ યથાર્થ રીતે બજાવશો તો હું તારો થઇને રહીશ. દૂધમાં સાકર ભળી જવાથી તે એકરૂપ થઇ જાય છે તેમ તારી સાથે જોડાવાથી હું પણ અભિન્નતાને પામીશ અને આજ શુદ્ધ પ્રેમનું સ્વરૂપ છે. પ્રેમમાં દેખાતી ભિન્નતા હોતીજ નથી. જેમ ભમરીનું અખંડ ધ્યાન કરતો કીડો આખરે ભમરી રૂપ બની જાય છે છે તેમ શુદ્ધ પ્રેમને સેવનાર

પ્રેમ સ્વરુપજ છે. અને એજ પરમાત્માનું સ્વરૂપ છે. એક જ્યોતિની સાથે બીજી જ્યોતિનું અનુસંધાન થતાં કંઇ પણ જુદાઇ રહે છે ખરી કે? એ બંને એક સ્વરૂપે તાદાત્મ્યભાવને પામી દિવ્ય પ્રકાશ ધારણ કરે છે.

સોક્રેટીશ કહેતો હતો તે જ્યારે કંઇપણ કુટુંબ કલેશ થાય ત્યારે જો તે પોતે સાચો હતો તો તે પોતે બચાવ કરી છૂટી જતો. પરંતુ જ્યારે તે ખોટો હતો ત્યારે તેની પોતાની ધર્મપત્ની આગળ તે સાચો હતો એમ સિદ્ધ કરી શકતો નહોતો.

"કુટુંબ કલેશનું કારણ આ ઉપરથી આપણે ઘણી સારી રીતે સમજી શકીએ છીએ. સત્ય હમેશા સત્ય સ્વરૂપેજ રહે છે. પણ જ્યારે તેના ઉપર અસત્યનો ખોટો ઓપ ચઢાવવામા આવે છે. અને તેમ કરી અસત્યને પણ સત્ય મનાવા પ્રયત્ન થાય છે ત્યારે કલેશ આવીને ઉભા રહે છે. આથી ઘરમાં શાંતિ જાળવવાને માટે હમેશાં સત્યના અવલંબિ થઇ સહનશિલ થતા શિખો.

પ્લુટાર્કના જીવનચરિત્રમા આપણને બીજુ પરિણીત યુગલનુ ચિત્ર પ્રાપ્ત થાય છે. પરંતુ તે ઝેનોફોનના પછીના સમયની માનસિક વૃત્તિનું ચિત્ર છે. પ્લુટાર્કના ચરિત્રમાં સ્ત્રી માત્ર ઘર સાચવનારી કે પોતાની ધણીની ગુલામ તરીકે જરા પણ ઓળખાયલ નથી પરંતુ ધણીની સમાન સખીરૂપ ચિત્રાયેલ છે. ધણી અરસપરસ સેવા ઉઠાવવાની ફરજોની જરૂરીઆત બતાવે છે. અને સ્ત્રીઓનું મન શિક્ષણ આપી બને તેટલું સંસ્કૃત બનાવવાની ઇચ્છા દર્શાવે છે. આ ઉપદેશ સંપ્રતકાળના સ્ત્રીઓના હકોથી અલ્પાંશેજ ન્યૂન છે. પોતાના બાળકના મરણ સમયે તેની પત્ની ઉપર લખેલો દીલાસાપત્ર ઉચ્ચ પ્રકારના પ્રેમનો ભાસ આપે છે. વળી ઉલ્લેખ ઉપરથી એવું પણ દીસે છે કે પતિને પોતાના પત્નીની કુટુબીઓ સાથે વિરોધ પડવાથી વધુને ભીતિ લાગે છે. તેઓના પ્રેમમાં પણ કાંઇ અડચણ આવે અને તેથી જોડુ હેલીકોન પર્વતની યાત્રાએ જાય છે અને ત્યાં પ્રેમદેવની પૂજા કરી તેઓનો પ્રેમ અચલ રાખવા ભોગ આપે છે.

અપૂર્ણ.



## ખોરાકના થોડાક નિયમો.

(સંપાદક—જૈન સ્વ. સે. ગોકલ અમદાવાદ.)



ધનસ્પતિનો ખોરાક લેવો.
ખોરાક બરોબર ચાવીને ખાવો.
ભુખથી વધારે ઠાંસીને ખાવું નહિ.

વૃદ્ધે તેને ખુબ રીઝાવી પટાવી પોતાના ખીસામાંથી રેશમી રૂમાલ કાઢી તે સુંદરીના મુખપરનો પ્રસ્વેદ લુછી નાંખી પોતાનું તે સુંદરીપરનું વ્હાલ બતાવી આપ્યું.

(૨)

લાખપતિને બિમારી બહુજ થઇ ગઇ છે આજ તેના મહાલયમાં હજારો જુવાન વૃદ્ધ સ્ત્રી અને પુરૂપ તેના સ્નેહી સબંધીનો દાવો કરતાં ઉભરાઇ જાય છે.

"મિલ્કત વડિલો પાર્જિત છે, મારા કાકા તો કંઈ યે કમાયા ન્હોતા હું તેનો વારસ છું"

"અરે મારા મામાએ મને લખી આપ્યું છે કે મારી પછી વહિવટ તું કરજે."

"વ્ઇ તરિકે મને દશ હજાર આપવાના કહ્યા છે"

"આ ધર્મશાળામાં છ હજારનું વચન તેમણે આપ્યું છે."

"તમે તો બધા જુઠ્ઠા છો, આ મ્હારી બેન બિચારીને રાખ ચોળાવશો ખરૂં જોતાં અમુક રકમ મને પણ"........... આ પ્રકારે લાખપતિની મિલ્કત માટે સો કોઇ પોતાનો હક જણાવી રહ્યા છે.

યુવાન સુંદરી બહુ સમજુ હતી, તેણે કહ્યું કે-"પૈસા તો આજ છે ને કાલ નથી, હું તો ધનિકની પત્ની એટલે મારે દ્રવ્યનુ દુઃખ નહિ પણ મારા જેવી યુવાન પણ છેકજ ગરીબ વિધવાની અર્થે સંસારમાં શી સ્થિતિ છે? તેઓ બિચારીને બહુ બહુજ ત્રાસ ખમવો પડે છે, માટે મારી ઇચ્છા તો એવી છે કે-આ ધનમાંથી મોટો ભાગ જે સંસ્થાઓ હીન્દની ગરીબ વિધવાનાં દુખો ઓછાં કરતી હોય અથવા તેને પાળી રહી હોય તેને આપવો જેથી હજારો બિચારી દીન વિધવાનો આર્શીર્વાદ મળે" હજી તો ડોસો અહીંજ પડેલો છે, ત્યાં તો તેની મિલકત માટે સ્વાર્થી માખ્ખીઓ ઉભરાઇ ગયાં છે, અને સો પોતાનો સ્વાર્થ દર્શાવી રહ્યાં છે, જ્યારે નવયૌવના પોતાની ખરી સ્થિતિ કળી ગઇ છે, હવે તે મનમાં વિચારવા લાગી કે-"આ બધાં પૈસાનાં સગાં છે, ધણી તો વૃદ્ધ છે ને વળી માંદો થયો છે કદાચ તે આજ કાલ મરી પણ જશે અને મારે કપાળે વૈધવ્યનું મોટું સંકટ આવી પડશે. આ તો ઠીક છે કે ધન છે, પણ તેમ ન હોય તો મારી શી દશા? માટે હવે તો એજ વિચાર કે-આમાંથી કદાચ તે બેઠા થાય તોપણ-વિધવાને પાળનારી સંસ્થાને જરૂર સારી રકમની મદદ કરાવવી-*કદાચ આવાણીજ એનો આત્મા સેવા જેવી ગતિ થાય! અને નહિંતર પણ આર્યસમાજમાં* વિધવાની દશા કેટલી બુરી છે તેનો ખ્યાલ સુખી મનુષ્યો ભાગ્યેજ આપી શકે. માટે મારો તો એજ વિચાર નક્કી".........

લાખપતિની પત્ની મરવા પડેલા પતિની ફિકર મૂકી આવા વિચારે ચડી છે ત્યાં ડાકટર બોલ્યા-"ગભરાઓ ના કદાચ શેઠને આરામ પણ થશે. ગડબડ મૂકો."

ઇશ્વરકૃપાથી શેઠને સારૂં તો થઇ ગયું અને ઘડપણમાંએ જતા જતા બચી ગયા.

યુવાન પત્ની સમજી કે-"આટલુંયે સૌભાગ્ય છે તો સુખી છું-નહિતર હજી તો તે મરી પણ નહોતા ગયા ત્યાં સ્વાર્થી લોકે કેવી ધમાલ કરીતી? મારી તો કોઇને પરવા ન્હોતી સો પોતાનોજ સ્વાર્થ જોતાં હતાં, આમ વિચારી વૃદ્ધ પતિની સેવામાં સતોષ માનવા લાગી. પણ હાય! તે સુખ ઝાઝું ટક્યું નહીં.

"ડોસાને સટ્ટાની જબરી લ્હે હતી. એટલે એકદમ કરોડપતિ થઈ જવાની તીવ્ર ઉત્કંઠાએ ડોસાએ ભારે સટ્ટો ખેડયો. અને તેમાં છેકજ પાયમાલ થઇ ગયો !!! રહેવાનું મકાન પણ ગયું !!! ઉમદા રાચરચીલું હરરાજ થઇ ગયું !!! કેટલાક કુશળ ગણાતા કહેવા લાગ્યા કે-"તેને દેવાનું પણ દૂધેવાળું" કરતાં ન આવડયું............(?) શેઠાણીના, 'વિધવાને પોષતી સંસ્થાને મદદ આપવાના" વિચારો હવામાં ઉડી ગયા.

લાખપતિ હેબતાઇ ગયો ને મરણ પામ્યો. વ્હાલાં સગાં કોઈ અત્યારે ન આવ્યાં. લાખપતિની પત્ની દુઃખી દુઃખી થઇ ગઇ-ફૂટડી નવયૌવના વિધવા બની ગઇ. હવે તેને સંસારમાં રહેવુંજ ઝેર જેવું થઇ પડયું જુવાન વિધવાને સ્ત્રી વડિલો વગરના સ્થળમાં રહેવામાં ભારે દુઃખ હોય છે. આખરે જે સંસ્થાઓને મદદ કરવાનો પોતાના પૂર્વાશ્રમમાં વિચાર હતો તેની એક સંસ્થામાં (પોતાના વધ્યાં-સધ્યાં અવશેષ અલંકારોનો ખુરદો કરી-તે રકમ એ સંસ્થાને અર્પણ કરી) પોતાનું બાકીનું આયુષ્ય 'સેવિકા' તરીકે ગાળવાનો નિશ્ચય કર્યો.

કોઇ સગાંવહાલાં તેના આ નિશ્ચય આડે આવ્યાં નહિ. તેણે પોતાનો વિચાર અમલમાં મૂક્યો. બારસોની સાડી પહેરનારી ત્રણ રૂપીઆના શ્વેત ખાદીના વસ્ત્રમાં શોભવા લાગી-હજી પણ તે સંસ્થા તેને ઓળખાવતાં કહે છે કે-**આ રહી તે લાખપતિની પત્ની.**



## સ્વદેશ બંધુની જાગૃતી.

(રાગ-લુછો પ્રભુના વ્હાલાંરે, આંસુડા પ્રેમનાં.)



ઉઠો ઉઠો તમે જાગો રે (૨)
હે ભારતી સંતાન.

લાખો બંધુઓ મરતા
ભુખેથી ટળવળતા
છતાં, હૃદય નવ દ્રવતાંરે (૨)
હે ભારતી સંતાન.

કાપવા હોય દુઃખ જડથી
દેશી થાઓ ધડ મુળથી
પરદેશી, કહાડો કળથીરે (૨)
હે ભારતી સંતાન.

# સ્ત્રી કેળવણી;

લેખિકાઃ—શાન્તા બ્હેન ખીમચંદ ચાંલ્લાગલી ગોપીપુરા-સુરત.



સ્ત્રીઓએ પોતાનું મન કેળવતાં શીખવું જોઇએ. આ વાતને માટે હાલના વખતમાં જોઇએ તેટલી સગવડો છે જુનો વખત બદલાઇ ગયો છે સ્ત્રીને કેળવણી લેવામાં હવે કોઇ હરકત કરતું નથી. ઠામઠામ અંગ્રેજી તથા ગુજરાતી ભાષાંમાં કેળવણી મળી શકે એવી સગવડ થયેલી છે, દીન પર દીન સારા સારા પુસ્તકોનો વધારો થતો જાય છે ગરીબ તેમજ તવંગરને કેળવણી મેળવવાનો માર્ગ ખુલ્લો થયો. છે આવી સ્થિતીમાં કોઇએ પણ કેળવણી વગર રહેવું જોઇએ નહિ, સ્ત્રીને ભણાવવાનો હેતુ નોકરી નથી તેને કમાવા જવું નથી એટલા સારૂં તેને ભણવાની જરૂર નથી એમ કહેવું ભૂલ ભરેલુ છે હાલ સ્ત્રી કેળવણીનો પસાર થયેલો છે અને થતો જાય છે પરંતુ આપણા લોકને રીવાજને અનુસરીને દીકરીના લગ્ન થયા પછી અગર બાર વરસની ઉમર પછી નીશાળ છોડે છે આવે પ્રસંગે તેને ઘેર કેળવણી આપવાની જરૂર છે પોતાની છોકરીને આ બાબતની બનતી સગવડ કરી આપવી એ માબાપનો પણ ધર્મ છે જો છોકરીને પ્રથમથીજ સારી કેળવણી મળી હશે અને ભણવાના લાભાલાભ તેના મનમાં ઠસ્યા હશે તો નિશાળ છોડયા પછી પોતાનો અભ્યાસ જારી રાખવા સારૂ તે હરેક પ્રયત્ન કરશે જેમ શરીરને ખોરાકની જરૂર છે તેમ ઉપયોગી જીંદગી અને તંદુરસ્તીને માટે કેળવણીની જરૂર છે ઘરેણાંગાઠાં કરતાં મનને કેળવણી આપવી એ ખરેખરૂં અને ખોવાય નહિ એવું દ્રવ્ય છે ધનની મોટાઇ કરતાં મનની શક્તિ અને ગુણની મોટાઇ વધારે છે જો આવી પાક્કી ખાતરી તેના મગજમાં ઠસી જસે તો જ્ઞાનની તરસને લીધે તેનો ઝરો તેઓ શોધી કાઢસે વળી નીશાળ છોડયા પછી તે કેળવણીનું કામ બંધ કરવાનો વિચાર મનમા કદી ઉત્પન્ન થશે નહિ એ વિષય ઉપર એક વાર્તા છે. ચાંપાનેરમાં પતાઇ રાજ્યમાં નગરશેઠને ઘેર એક કન્યા જન્મી જેમ વર્ષો જતા ગયા તેમ કન્યા મોટી થતી ગઇ અને કાલું કાલું મધુર બોલવાથી તેના બાપના સર્વના મનરંજન કરતી હતી કન્યા આઠ વર્ષની થઇ ત્યારે યોગ્ય વરની શોધ કરવા માંડી. (બંગાળાના મક્ષુદાબાદના જગત શેઠને રતનચંદ નામે દીકરો છે તે કન્યાને લાયક છે એવું નગરશેઠે સાંભળ્યું હતું જગતશેઠનો દીકરો એક હોશીયાર મહેતાજી પાસે અભ્યાસ કરતો હતો તેથી તેને સારી પેઠે જ્ઞાન મેળવ્યું. વખત જતા કમળાક્ષીના ઉમર તેર વર્ષની થઇ અને રતનચંદની ઉમર સત્તર વર્ષની થઇ કન્યાં લાયક ઉમરની થઇ એમ જાણી નગરશેઠે તેનું વેવિસાળ જગત શેઠના છોકરા રતનચંદ સાથે કર્યું દસ્તુર પ્રમાણે નાળીયેર રૂપીયો આપ્યો અને સાકર વહે અને આખા શહેરમાં વાત પ્રસિદ્ધ થઇ કે રતનચંદનું સગપણ થયું સાંજના પાંચ રતનચંદ તથા તેનો મીત્ર મોતીચંદ બહાર ફરવા નીકળ્યા તે વખતે એક મુસાફર મહેત વિસામો ખાવા ત્યાં બેઠા હતા તે આ લોકો સાથે ભેગા થયાં વાતચીત કરતાં ચોક્કસ ન ઠામ પૂછી કોણ છે તે જાણી લીધું મેહતાજીએ કહ્યું કે હું ચાંપાનેરમાં રાજાની કુંવરી ભણ મારૂં નામ વિદ્યાધર છે હું જાત્રા કરવા સારૂ એક માસની રજા લઇ નીકળ્યો છું રતન સાથે કેટલીક વાતો પરથી મહેતાજીએ જાણી લીધું કે આ છોકરો ઘણો હોંશીયાર છે પ તેના મીત્રે મેહતાજીને પૂછયું કે ચાંપાનેરના નગરશેઠની દીકરીને દીઠી છે મેહતાજીએ કહ્યું હા

તેને રોજ દેખું છું તેનું નામ કમળાક્ષી પણ તે આંધળી છે ત્યારે તે મોતીચંદે કહ્યું તે કન્યાનું સગપણ રતનચંદ વેરે કરવા નગરશેઠના ભાઇ અહી આવ્યા છે માટે તમે આજ અમારે ઘેર રહીને કાલે જજો મહેતાજી કહે મારી રજા પુરી થવા આવી છે માટે રહેવાય એવું નથી આજે અહીથી દશ ગાઉ ઉપર જઇને રહીશું એમ કહીને મહેતાજી વિદાય થયાં. રતનચંદ તથા તેનો મીત્ર રતનચંદને ઘેર ગયા અને કન્યાના કાકાને કહ્યું કે તમારા ગામમાં જે વિદ્યાધર મહેતાજી છે તે કહે છે કે કન્યા આંધળી છે તો શું કન્યા આંધળી છે? કન્યાના કાકાએ કહ્યું કે મહેતાજી પ્રમાણીક છતાં આ વાતમાં કેમ જુઠું બોલ્યો હશે પણ અમે સોગન ખાઇને કહીએ છીએ કે કન્યામાં કશી ખોડખાંપણ નથી તે કરતાં તમારા ભરોસાના માણસો કન્યા જોવા સારૂ-અમારી સાથે ચાંપાનેર મોકલો. જગતશેઠે કન્યાને જોવા સારૂ મોતીચંદને મોકલ્યો રતનચંદે કહ્યું કે મહેતાજી સમક્ષ તપાસ કરજો. ચાંપાનેર ગયા પછી મોતીચંદને કન્યા દેખાડી. જગતમાં કોઇ એવી કન્યા રુપાળી મોતીચંદે દીઠી નથી જેમ રાતા મણીની આસપાસની જગ્યા રાતી દેખાય તેમ કન્યા જ્યાં પગ મુકે ત્યાં આસપાસની પૃથ્વી રાતી દેખાતી હતી તેની આંખો મૃગના જેવી સુંદર દેખાતી હતી તે કન્યા કંચનની પુતળી માફક દેખાતી હતી, મોતીચંદે જાણ્યું કે આ કન્યા બીજી દેખાય છે આ કન્યા રતનચંદને મળે તો પુરો ભાગ્યશાળી દેખાય પછી મોતીચંદે ખાતરી કરવા સારૂ મેહેતાજીને બોલાવવા શારૂં કહ્યું નગરશેઠે માણસને મહેતાજીને તેડવા મોકલ્યું અને કહેવાડયું કે તમો આવીને આંધળી છે એમ સાબીત કરી આપો નહી તો હમે આબરૂની તથા નુકશાનીની ફરીયાદ કરશું મહેતાજીએ કહેવાડયું કે મારે આવવાની ગરજ નથી મેં વાત કહી તે ખરી છે હુ ખાતરી આપીશ કે આંધળી છે. માટે તમારે ફરીયાદ કરવી હોય તો ખુશીથી કરો. પછી નગરશેઠે રાજાને જઇને કહ્યું કે મહેતાજી પ્રમાણીક છતાં આવું જુઠું કેમ બોલ્યો હશે તે સમજાતું નથી પછી રાજાએ મહેતાજી બોલાવીને પુછયું ત્યારે મહેતાજીએ કહ્યું કે એ વાત ખરી છે ને કન્યા આંધળી છે શેઠે કહ્યું આ વાત તદન જુઠી છે કાલે સવારે દસ વાગે તમારી છોકરીને સાથે લઇ રાજ સભામાં પધારજો અને ક્રોધ કરીને મહેતાજીને કહ્યું તમે પણ હાજર થજો તમે જુઠું તરકટ ઉઠાવ્યું હેય તો અંતકાળના દાન પુન્ય કરવા હોય તો કરીને આવજો એમ કહીને મહેતાજી સાથે પહેરો મુકયો કે નાશી જાય નહિ આ વાત આખા શહેરમાં ફેલાઇ તથા મહેતાજીને બધા ઘરના ઠપકો આપવા લાગ્યા મેહતાજીના કુટુંબે ઘણું કહ્યું પણ મેહતાજીએ માન્યુ નહી એ શોકા ફીકરમાં રાતના ઉજાગરો પણ થયો અને મહા ભય પામ્યા પણ મેહતાજી તો સુખે ઉંઘ્યા અને કંઇ ફીકર થઇ નહિ સવાર થઇ એટલે ઘરના માણસોના હોંસ ઉડી ગયા તેઓએ તેને ઘણુ સમજાવ્યા પણ એકના બે થયા નહિ અને દશ વાગે રોજના ટાઇમ પ્રમાણે રાજકુંવરી સાથે થઇને દરબાર ગયા રાજાએ સભા ભરી જગત શેઠના ભાઇને ત્યાં બોલાવ્યો તે સભામા બેઠા પછી નગરશેઠ પોતાની દીકરી લઇ હાજર થયા આવું કન્યાનું સ્વરૂપ જોઇને સભાજન વિસમય થયા આમાં કંઇ જાતની ખામી નથી અને આપને કંઇ સારૂ કહેવાનુ નથી. પણ જગતશેઠના ભાઇએ જાણ્યું કે આ બધા તથા રાજા કહે તે માનવું નથી. મેહતાજી કહે તે ખરૂં રાજાએ મેહતાજીને બોલાવ્યા મેહતાજી રાજકુંવરી સાથે દરબારમાં આવ્યા સૌને યથા યોગ્ય સજાડ કરી પોતાના અધીકાર પ્રમાણે બેઠા રાજાએ મેહતાજીને પુછયું તમે નગરશેઠની કન્યાને ઓળખો છો મેહતાજીએ કહ્યું હાજી શેઠની આગળ બેઠી છે તે.૮. રાજાએ કહ્યું તમે કોઇની આગળ બોલ્યા છો કે દેખતી નથી મેહતાજીએ કહયું કે હાજી તે વાત બરાબર છે

ત્યારે જુઓ કે એની આંખ કેવી છે મેહતાજીએ કહ્યું કે કેટલાક અંધ હોય છે પણ આંખતો દેખીતી તો સારી હોય છે ત્યારે શું તેનાથી દેખાતું નથી નહિં સાહેબ આંખેથી મોટી જણશો એવી દેખી શકિત નથી રાજાએ કહ્યું કે સાબીત કરી આપો ત્યારે મેહતાજીએ કુંવરીને કહ્યું, કે ઉભા થાવો અને તમે અમારા મેજ પાસે જાઓ ગુરૂની આજ્ઞા માનીને મેજ પાસે ગઇ તેમજ જાત જાતના વાડકા હતા તેના ઉપર મોટા અક્ષરે નામો લખેલા હતા મેહતાજીએ કહ્યું કે એમાથી સુખડનુ અત્તર લાવી રાજા પાસે મુકો તે પ્રમાણે રાજકુંવરીએ કર્યું પછી શેઠની છોકરીને કહ્યું કે પેલા મેજ પાસે જાઓ સભાસદને છાંટવા સારૂ ગુલાબ જળની શીશી લાવીને રાજા પાસે મુકો તે બાઇ ભણેલી નહોતી તેથી ફાંફા મારવા લાગી મેહતાજીએ કહ્યું કે જુઓ સાહેબ આ અંધ કન્યા ધોળે દાહડે કેવા ફાંફા મારે છે પછી તેને વગર સમજે ગંધકનો તેજાબ રાજા પાસે મુકીને કહ્યું કે લો સાહેબ બધાને છાંટો આ જોઇને સભા ખડ ખડ હસી પડી અને કુંવરીને પણ હસવું આવ્યું નગરશેઠનુ મોં ઝાંખુ પડી ગયું મેહતાજી કહે જુઓ સાહેબ બધા વેમશેથી દેખી શકે છે સીસીમાં શી શી ચીજ છે રાજાએ વાત કબુલ કરી અને શેઠને ઠપકો દીધો અભ્યાસ વગર તમે છોકરીને છતી આંખે આંધળી રાખી છે મેહતાજી બોલ્યા કે જગત શેઠને ત્યાં આ બાઇ પરણે તો તેના બધાનું ઘરેણું તથા જરીઆન તથા હીસાબ શી રીતે જાળવી શકે માટે જે વગર જાણીતી છે તે આંધળી કહેવાય છે પછી નગરશેઠે પોતાની છોકરીને ભણાવા બલામણ કરી અને એજ મેતાજી પાસે વિદ્યા અભ્યાસ ચાલુ કરાવ્યો પછી થોડા વખતમાં ભણી હોંશીઆર થઇ ગઇ માટે આ વખતનો દાખલો લઇને કોઇ પણ ભણ્યા વગર છોકરીને રાખવી નહિ સ્ત્રી એ પુરૂષની અર્ધાંગના છે તે વૈતરી નથી પણ તેની મદદગાર છે તેનાથી ઉતરતી પદવીની નથી પણ તે બંને સમાન છે આના થવા સારૂ પુરૂષના કામમાં સ્ત્રીએ મદદ કરવાનું મન હોવુ જોઇએ વિદ્યાના પુસ્તકો હુન્નર શાસ્ત્ર અને કળાની શોધો અને તે વખતની સમજુત રાજદારી અને ધર્મ સંબંધ સવાલો વિષે પુરૂષોના જેટલી માહીતગીરી મેળવવા તેને પ્રસંગ મળે નહિ તો પણ તે બાબત તેને કહેવામાં આવે ત્યારે તે સમજવાની બુદ્ધી તેનામાં હોવી જોઇએ. પત્નિ અને મા તરીકેના પોતાના ધર્મ બરાબર બજાવવાની સાથે સ્ત્રીના મનની કેળવણીનો ઘણો નીકટનો સંબંધ છે. અને પોતાના ધણી તથા છોકરાને દુનીયામાં બીજી કોઇ પણ જગ્યા કરતા વધારે આનંદદાયક લાગે છે એ વાત આપણા છોકરાઓના મનમાં પક્કી ઠસાવવી જોઇએ ભણેલ સ્ત્રી તથા મા પોતાના ધણીઈ તથા છોકરાને કેવી મદદગાર કરી શકે છે. તે તેમના તેઓમાની બચપણાથી થયલી અસર અને કાળજીને લીધેજ થયેલા છે સ્ત્રીને કેવી રીતે અને ક્યાં સુધી ભણાવવી એ બાબતમા કદાપી મતભેદ હોવાનો સંભવ છે પરંતુ સ્ત્રીએ કેળવણી સર્વમાન્ય છે. અને તેજ એની અગત્યની બાબત લાવે છે સ્ત્રી ભણેલી હોવાથી ઘણા લાભ થાય છે ભણેલી સ્ત્રીઓ પોતાના ઘરની આવક જાવકનો હીસાબ રાખી શકે છે પોતાના બાળકોને સૌથી અગત્યની કેળવણી જે ઘરમાંજ આપી શકાય છે ને તે માતાજ સારી રીતે આપી શકે છે આ ઉપરાંત અનેક લાભો સ્ત્રીને કેળવણીથાજ આપે છે અને આ સંસારમા સુખરૂપ જીંદગી પણ કેળવણીથી પ્રસાર થાય છે.

# વિષયાનુક્રમણિકા.



## શ્રી જૈન વનિતા વિશ્રામનો હેતુ.

ઠેઠ ગોપીપુરા સુરત.

આ સસ્થાનો મુખ્ય હેતુ એ છે કે જૈન વિધવા બહેનો આ સંસ્થાનમાં રહી સાધુ જીવન ગાળે, ધર્મનીતિ સંબંધી જ્ઞાન પામે, તેઓનું નિરૂદ્યમી જીવન ઉદ્યોગી અને, તેઓ કર્તવ્યપરાયણ થાય, તથા તેઓની માનસિક તથા આધ્યાત્મિક સ્થિતિ સુધરે કે જેથી તેઓનું જીવન આપોઆપ શાંતિવાળું ગૌરવવાળું તથા આત્મશ્રદ્ધાવાળું બને, અને તેઓ પોતાના કુટુંબને સહાયક, તથા સમાજને પણ ઉપયોગી થઇ પડે. તે ઉપરાંત સધવા શ્રાવિકા બહેનો તથા કન્યાઓને ધર્મનીતિની તથા વ્યવહારિક કેળવણી આપવી કે જેથી તેઓ ઉત્તમ ગૃહિણી તથા માતા બને કર્તવ્યનિષ્ઠ થાય.


આ પત્ર સુરત લીમડાચોકમાં આવેલા ધી સુંદર પ્રીન્ટીંગ પ્રેસમાં વીઠુલદાસ ડીકાભાઇએ છાપ્યું અને બહેન રૂકમણી હીરાચંદ મોતીચંદની વીધવાએ ગોપીપુરા સુરતમાંથી પ્રગટ

# દંપતીને નિમંત્રણ.

પદ.

( અમને પાવન કરવાને, એ લય )

સુખમય ઘર નિજ કરવાને,
પરસ્પર પ્રીતિ ધરવાને,
વિરોધ બીજ સંહરવાને;
સ્નેહ નિભાવજો;

બનીને ચતુર સુજાણ, સ્નેહ નિભાવજો;
વહાલાં દંપતિ પ્રાણ! સ્નેહ નિભાવજો; સુખ૦
ભૂલ પડે કદી એક બીજાની, ઉપેક્ષા તો ગ્રહિને,
મધુર વચનથી તેવી ભૂલ કદી ના કરો એ કહીને;
સ્નેહ નિભાવજો; સુખ૦

વિરોધતાના હેતુ અંતર, આવે તે દહીને,
શુભ ગુણ ચિંતિ પ્રભુ સ્મરણથી, સન્માર્ગે વહીને;
સ્નેહ નિભાવજો; બનીને ચતુરસુજાણ; સ્નેહ૦

સ્વર્ગ સદનના દેવો રીઝતા, (તમ) આશ્રમ નિરખીને,
કરજો તેવો સુમન સુગંધિત, અંતર હરખીને;
સ્નેહ નિભાવજો;
વહાલાં દંપતિ પ્રાણ? સ્નેહ૦

---

પેન્સીલ વહેલાં પરમીડીયાં ૧૮૩૯માં વપરાયાં.
દુરદર્શક યંત્ર ૧૫૯૦માં શોધી કહાડવામાં આવ્યો.
ટેલીફોન ૧૮૭૩માં શોધી કહાડવામાં આવ્યું.
ચીનમાં એક મોટી દીવાલ છે જે ૧૨૫ માઇલ લાંબી ૨૦ ફુટ ઉંચી અને પચીસ ફીટ જાડી છે અને તે ઇ. સ. પુર્વે ૨૦૦ વર્ષ ઉપર બાંધવામાં આવી હતી.
દુનીયામાં ઉંચામાં ઉંચો મિનારો વોશીંગ્ટન મોન્યુમેન્ટ છે જે ૫૫૫ ફીટ ઉંચો છે.
આખી દુનીયામાં ૨૭૫૪ ભાષાઓ છે એમ કહેવાય છે.
આખી દુનીયામાં એક વર્ષે ૬૫૦૦૦ ટન જેટલી કોફી વપરાય છે.
વિલાયતમાં રાણી ઇલીઝાબેથના વખતમાં ઇંગ્લીશ મરક્યુરી નામનું છાપું પહેલવહેલું પ્રગટથયું.
વિલાયતમાં પહેલ વહેલી છાપવાની કળા ઇ. સ. ૧૪૭૪માં જાહેરમાં આવી.
સુવેઝની નહેરની દર વર્ષની આવક સત્તાવીસ લાખ પચાસહજાર પાઉન્ડ છે.
દરીઆની અત્યાર સુધીમાં જણાયલી વધુમાં વધુ ઉંડાઇ પચીસ હજાર સાતસો વીસ ફીટછે.
આખી દુનીયામાં સર્વથી લાંબો પુલ સ્કોટલેન્ડના ડન્ડી પરગણામાં આવેલી " ટે " નદી ઉપરનો છે.

॥ श्री गौतमायनमः ॥

સુરત જૈન વનિતાવિશ્રામને અંગે પ્રકટ થતું માસિક

# મહિલાભૂષણ

सद्गुणनीतिविधायकलेखै रुचिरं प्रकाश्यते धर्म्यम्
महिलाभूषणमेत त्स्मर्य स्त्रीहितकृते सततम् ॥

પુસ્તક ૩જુ
અંક ૭મો
માગશર
સંવત ૧૯૭૪



વાર્ષિક
લવાજમ
રૂ૦ ૨
પોસ્ટેજ સાથે
અગ.૯થી૪

સંપાદિકા–બ્હેન રૂક્મિણી રા૦ સા૦ હીરાચંદ મોતીચંદની વીધવા.
ગોપીપુરા–સુરત.

# વિષયાનુક્રમણિકા.





## શ્રી જૈન વનિતા વિશ્રામનો હેતુ.

ઠે૦ ગોપીપુરા સુરત.

આ સંસ્થાનો મુખ્ય હેતુ એ છે કે જૈન વિધવા બ્હેનો આ સંસ્થાનમાં રહી સાધુ જીવન ગાળે, ધર્મનીતિ સંબંધી જ્ઞાન પામે, તેઓનું નિરાશામય જીવન ઉદ્યોગી બને, તેઓ કર્તવ્યપરાયણ થાય, તથા તેઓની માનસિક તથા આધ્યાત્મિક સ્થિતિ સુધરે કે જેથી તેઓનું જીવન આત્માભિમાનવાળું ગૌરવવાળું તથા આત્મશ્રદ્ધાવાળું બને, અને તેઓ પોતાના કુટુંબને સહાયક, તથા સમાજને પણ ઉપયોગી થઇ પડે. તે ઉપરાંત સંઘના શ્રાવિકા બ્હેનો તથા જૈન કન્યાઓને ધર્મનીતિની તથા વ્યવહારિક કેળવણી આપવી કે જેથી તેઓ ઉત્તમ ગૃહિણી તથા માતા બને ... યોગ્ય થાય.




આ પત્ર સુરત ચીમનાજી ...માં આવેલા શ્રી સુદર્શન પ્રીન્ટીંગ પ્રેસમાં વીઠુલરામ કીકાભાઈએ છાપ્યું અને બ્હેન રૂક્ષ્મણી હીરાચંદ મોતીચંદની વીધવાએ ગોપીપુરા સુરતમાંથી પ્રગટ કર્યું.







મુંબઇના જાણીતા દાનવીર શેઠ દેવકરણભાઇ મુળજી.

કે જેમના તરફથી આશ્રમને વખતો વખત મદદ મળવા ઉપરાંત ચાલુ વર્ષમાં રૂા. ૧૦૧) ની મદદ મળી છે.

# મહિલાભૂષણ.

પુસ્તક ૩ જું.    માગશર, સંવત ૧૯૭૯,    અંક ૭મો.


॥ ॐ ॥

## વિધવા હૃદય!

### શિખરિણી.

અહા ઉગ્યો છે આ શશી સકલ તેજે ગગનમાં,
નિવારી અંધારૂં કરી ધવલ દીપી ભવનમાં;
વહે કેવો વાયુ શીતલ હરતો ક્લેશ મનના,
શકે ના કો વર્ણી સુખદ ઉમદા ગુણ વનના—૧.

મુદેથી ડોલે છે તરૂવર પરે પુષ્પ લતિકા,
પ્રસારી ગંધોને જન—મુદભરે જાતિં—કલિકા;
રૂડા ન્હાના છોડો શિશુસમ અતિ ગેલ કરતા,
અહા! સંધ્યા શોભા ખચિત શ્રમને સવ હરતા—૨.

મીઠી સન્ધ્યા વેળા અતિ અનુપ ઉદ્યાન ફરતી,
દુઃખી બાલા આવી રડતી મુખને મ્લાન કરતી;
વદી શાણી શોકે "ઉપવન અહા શું તું ગમતું,
–પતી સાથે પ્રેમે ફરતી મન તે વાર ઠરતું—૩.

દિસે છે આજે કાં અરર! વનતું શુન્ય દુઃખિરે!
કહેને ઓ ભાઇ! વિસરી મુજ દીપો સકલ રે!
ભલી શાણી બ્હેની! કથમ નવ નદી આજ વદતી
ઝીણી રેતી તારી ત્યજી ધવલતા શામ બનતી!—૪.

અહા! જાઇ જુઇ નથી સુમધુરો ગંધ તુજમાં,
ચીડાઇ શાથી તું નિરખી વિધવા દોષ મુજમ;
સખી એ ચાંદની તુજ શીતળતા કયાં જતી રહી!
ન દેખાયે હોયે! ગિરિ સુદિન લીલા તુજ મહીં—૫

ગમે ના કાંઇ એ અરર! ઘર હા! શૂન્ય દિસતું,
બધી વસ્તુ જોતાં પતિ સ્મરિ દુઃખે દીલ બળતું;
થવા શાન્તિ આવી તટિની વન-વેલી તમ કને,
દુખાવો ના વ્હાલાં! તમવિણ ન શાન્તિ પ્રદ મને— ૬

" નથી શાન્તિ ચિત્તે તુજ સકલ આ શૂન્ય દિસતું,
તજી માયા ભ્રાંતિ. પ્રભુપદ હૃદે નિત્ય ધરતું;
નથી કો સંગાથી પતિ જનક માતા સુત અરે!"
સુણી શબ્દો આવા સતી શિખ ગ્રહી બાલ વિચરે—૭

બાલમંદિર.
જામનગર } " બાલ કવિ."

---

# દિવ્ય દંપતિ!

### હરિગીત.

છે સંસારે સુખનું સ્થળ સૌ દંપતિ સ્નેહ માંહી,
શાણી પત્ની સુગુણિ પતિનો શ્રેષ્ટ સંજોગ જ્યાંહી;
હોયે પ્રીતિ ઉભય હૃદયે પૂર્ણ જો ઐકયતાની,
તો આ લોકે અતુલ ઉમદા બાલ એ સ્વર્ગ ભૂમી—

" બાલકવિ "



# આરોગ્યતા સાચવી રાખવા સંબંધી સહુએ સાવચેત રહેવાની ભારે જરૂર છે.



( આરોગ્ય શાસ્ત્ર સંબંધી અનેક સવિસ્તર લેખોના સારાંશરૂપે )

લખનારઃ-સદ્‌ગુણાનુરાગી કપૂરવિજયજી, મુ, રાજપુર-ડીસા.

હેતુ-શરીર નીરોગીલું હોય અને ચિત્ત સ્વસ્થ પ્રસન્ન રહેતું હોય તો સ્વ કર્તવ્યકર્મ સુખે કરી શકાય છે, અને ધર્મ સાધનમાં કશી અગવડ આવતી નથી. સમાજનો મોટો ભાગ આ અગત્યની વાત તરફ ભયંકર બેદરકારી રાખી, અનેક પ્રકારના રોગથી દુઃખી થાય છે, તેનો ચેપ એક બીજાને લાગવાથી ભવિષ્યની પ્રજા રોગીલી, સત્વહિન અને ચિન્તાયુકત બનતી જાય છે. સ્વાર્થ અને પરમાર્થ ઉભય દ્રષ્ટિથી આરોગ્યની બાબત સૌને ભારે ઉપયોગી હોઇ, સ્વપરના ખરા હિતની ખાતર સૌએ જાતે સાવચેતીથી નીચેના જરૂરી નિયમોનું પાલન કરતા રહી, તેમ કરવા અન્ય આળસુ વર્ગને ચેતાવવો ઘટે.

ફળ-પરિણામ એવું આવશે કે આપણે બેદરકારીથી ગુમાવેલું આરોગ્ય પાછું મેળવી, સૌ વાતે સુખી-આબાદ થઇ પ્રજાને પણ ઉન્નત કરી શકીશું અજ્ઞાન અને પ્રમાદવશ બની વધારે દુઃખભાગી થઇશું નહિ.

## આરોગ્ય સાચવવા પ્રમાદરહિત પાલન કરવા યોગ્ય નિયમો.

૧. શરીર તથા મનને સ્વસ્થ, નિરોગી અને અવિકારી જાળવી રાખવા, આપણને શુદ્ધ હવા, પાણી અને ખોરાકની ભારે જરૂર પડે છે તેમાં બેદરકારી કે ઉપેક્ષા કરવાથી આપણી તબીયત લથડે છે-બગડે છે; તેથી આપણે માંદા પડી, ચીન્તાગ્રસ્ત બની, આપણા સંબંધી જનોને પણ નાહક ચિન્તામાં પાડીએ છીએ. તેથી પ્રથમથીજ સ્વ આરોગ્ય જાળવી રાખવા આપણે સૌએ પુરતી કાળજી રાખી રહેવાની ખાસ જરૂર છે.

૨. સેંકડે નવાણું ટકા ઉપરાંત માંદગીનું કારણ તો ખરાબ-ઝેરી હવા હોય છે, એવો અનુભવી ડોકટરોનો અભિપ્રાય સૌએ લક્ષગત્ રાખવો જોઇએ.

૩. રોગ કે માંદગીને ટાળવાનો સરસ ઉપાય શુદ્ધ-ચોકખી હવા છે.

૪. શુદ્ધ હવાની માફક શુદ્ધ જળની પણ જીવન માટે ભારે જરૂર છે એમાં બેદરકારી રાખવાથીજ આપણી ઘણી ખરાબી થવા પામે છે,

૫. જ્યાં ત્યાં પેશાબ કરવાથી કે મળ ત્યાગ (દસ્ત) કરવાથી, થુંકવાથી, કે નાકનો મળ નાંખવાથી આસપાસની હવા ઝેરી-અશુદ્ધ બને છે તેમાં જંતુઓ ઉત્પન્ન થઇ શરીરના આરોગ્યને નુકશાન કરે છે.

૬. તેમાં પણ ક્ષય રોગી જેવાથી સૌએ વધારે ચેતતા રહેવું જોઇએ. કેમકે તેના ઝેરી જંતુવાળા મળ વડે મલીન થયેલી હવાથી કોઇકને તેવા ક્ષય રોગનો ચેપ લાગવા સંભવ રહે છે. તેવા ક્ષયરોગીના મળને જો કાળજીથી દૂર રેતી કે રખ્યાદિક વડે ટાંકી દેવામાં આવે તો તેની હાનિ કે નુકશાન સ્વ-પરને કરી શકતા નથી,

૭. કોહેલી કે જલદી કોહી જાય એવી વસ્તુ ખુલ્લી જ્યાં ત્યાં ફેંકવાની આદતથી, હવામાં બીગાડો થઇને નુકશાન કરે છે. ઉપર સુચવ્યા મુંજબ સાવચેતીની જરૂર છે.

૮. હવાને નહિ બગાડતાં, અને શુદ્ધ હવા શ્વાસદ્વારા લેતાં જો આપણે શીખી લઇએ તો ઘણા રોગથી આપણે સહેજે બચીએ,

૯. શુદ્ધ હવા લેવાની જેટલી જરૂર છે તેટલીજ જરૂર ખુબ પ્રકાશ-અજવાળાની પણ છે તેથીજ દીવસે કે રાત્રે બધાં બારી બારણાં બંધ કરી નહિ દેતાં, બને તેટલાં ખુલ્લાંજ રાખવાં લાભકારી છે. આનાં કુદરતી હિત-સાધનોનો અનાદર કરવો નજ ઘટે.

૧૦, સુતી વખતે ચોકખી હવા મેળવવા, નાકને ટાંકી નહિ રાખતાં, ખુલ્લુંજ રાખવાની જરૂર છે એથી અશુદ્ધ હવા નીકળી જઇ શુદ્ધ હવા પ્રવેશવા પામે છે.

૧૧. શુદ્ધ હવા અને પ્રકાશની અસર જીવન ઉપર ભારે ફાયદાકારક જાણી કોઇ રીતે અમે તેના મદવાડમાં પણ ખોટા વહેમને વશ થઇ તેનો આવકારદાયક લાભથી નહિ ચૂકવા સાવધ રહેવુ જોઇએ.

૧૨. ખુબ ઉકાળ્યા પછી ઠારેલુ પાણી બરાબર ગાળીને વાપરવું સર્વોત્તમ લેખાય, એનાથી અનેક જાતના વ્યાધિઓ દૂર થઇ શકે છે એવા પાણી વિકાર થતો નથી, ગમે ત્યાં જતાં આવતા જુદા જુદા સ્થળના જળપાન કર્યા છતાં તે પાણી લાગતું નથી એ શુદ્ધ નિર્દોષ જળપાન રૂચીપૂર્વક કરવાથી શરીરનું આરોગ્ય ઠીક સચવાઇ રહે છે, એથી ઉલટું અશુદ્ધ જળપાન કરતા રહેવાથી કંઇક નવા રોગો પેદા થાય છે અને લાંબો વખત તેની વ્યથા ભોગવવી પડે છે.

૧૩. ખાવાની વસ્તુ કઠણ હોય તો તેને ખુબ ચાવી ચાવીને પાણી જેવી પ્રવાહી કર્યા પછીજ પેટમાં ઉતારવી સુખદાયક બને છે. તેમાં જેટલી અધીરજ કે ઉતાવળ કરાય તેટલી હાનિ કે પીડા સહન કરવા તૈયાર રહેવું જોઇએ. (અપચો થાય તેથી.)

૧૪, પીવાના પાણીની ચોકખાઇ દરેક રીતે દરેકે દરેક માણસે જાળવવી જોઇએ કોઇએ બેદરકારી રાખી પીવાનુ પાણી ગોબરૂં-ગદુ કરવુ નજ જોઇએ,

૧૫. ગમે તેવા જમણ પ્રસંગે પણ ખાન પાનમાં ચોકખાઇ રાખવાની ખાસ અગત્ય વીસારવી નહિ જેમ અધિક લક્ષ તેમ અધિક લાભ થવાનોજ.

૧૬ અન્નાદિક કરતાં જળપાનની જરૂર અધિક હોય, તેમાં ચોકખાઇ જાળવી રાખવા લગારે ગફલત ન કરવી. નહિ તો પારાવાર હાનિ થવા પામશે.

૧૭. અળગણ, ગંદુ ને એઠું જળ પીવાથી 'વાળા' વિગેરે વિવિધ રોગોનો ઉત્પાત-ઉપદ્રવ થવા પામે છે; સાવધાની રાખવાથી તેમાંથી બચી શકાય છે.

૧૮. ખાવાનો ખોરાક પણ પ્રકૃતિને માફક આવે અને હિંગ, મરચાદિક ઉત્તેજક મસાલાદારનો સાત્વિક ને હળવો હોય તેમ ઠીક ફાયદાકારક બને છે. ઉત્તેજક ખાણાં પીણાં તો શરીરની વ્હેલી પાયમાલી કરે છે તેથી વર્જ્યજ ગણવાં જોઇએ.

૧૯. રસલુબ્ધ બની અધિક ખાવાથી, પેટમાં દુખવા આવે છે દસ્ત–ઝાડા લાગે છે કે વામિટ થાય છે અથવા અજીર્ણ–વિકારથી તાવ વિ૦ નો ઉપદ્રવ થાય છે.

૨૦. ચા, કાફી, કોકિન, માંસ, દારૂ, બીડી, ભાંગ, અફીણ જેવા બધાં (દુર્વ્યસનો) પરીણામે પાયમાલી કરનારાં હોવાથી સુજ્ઞ જનોએ વર્જી દેવાં ઘટે છે.

૨૧. રાત્રી ભોજન અને વિદેશી ભ્રષ્ટ દવા, ખાંડ, સાકર વીગેરેને અભક્ષ્ય સમજી તજી દેવાં જોઇએ.

૨૨. દુધ, દહીં, છાશ, ઘી, તેલ, ગોળ જેવા પ્રવાહિ પદાર્થને બરાબર ઢાંકી, બાંધીને સાચવી ન રખાય તો બેસુમાર જીવોની પ્રાણ હાનિ થાય છે. તેને તપાસ્યા વગર જે જીવાકુલ વસ્તુ ખાવા પીવાથી વખતે પોતાના જીવનું પણ જોખમ થાય છે.

૨૩. જળ જેવી જરૂરી વસ્તુને શુદ્ધ, જાડા વસ્ત્ર વતી બરાબર ગાળ્યા બાદ તે પીતી વખતે પ્હોળા વાટકા જેવા વાસણમાં લઈ અજવાળે તપાસીનેજ વાપરવું તે એઠું વાસણ ફરી અબોટ જળમાં નાખી તેં જળને બગાડવું નહિ. શુદ્ધ ડોયાં વિ૦ વતી જળ કાઢી વાપરવાથી ચોકખાઇ અને આરોગ્ય ઠીક સચવાશે. લોકાપવાદ અને બુદ્ધિમાં બિગાડો થતો પણ અટકશે.

૨૪. અક્રાંતિયા થઇ અમિત–માપ વગરનું ખાવાથી કે તૃષા ઉપરાંત પાણી પીવાથી પેટમાં ઉલટો દબદબો–દુઃખાવો થાય છે. એમ કરતાં એઠું છાંડવું પડે છે.

૨૫. એઠું છાંડેલું જો વધારે વખત પડ્યું રહે કે તેને એકઠું કરી સંઘરી રાખવામાં આવે તો તે કોહાઇ, તેમાં અસંખ્ય જીવો ઉત્પન્ન થઈ લય પામે છે અને હવાને ઝેરી બનાવે છે. કિં બહુના ? ઇતિશમ્.



## બંધુદત્ત.

નાગપુરીમાં ધનપતી નામનો શ્રીમંત વસતો હતો. તેને બંધુદત્ત નામનો એક પુત્ર હતો. તેનું લગ્ન વસુનંદાની પુત્રી ચંદ્રલેખા સાથે થવાનું નક્કી થયું લગ્નક્રિયા પૂર્ણ થાય તે પહેલાં ચંદ્રલેખા સર્પદંશથી મૃત્યુ પામી. આ રીતે એક પછી એક ૬ સ્ત્રીઓ સર્પદંશથી મૃત્યુ પામી. હવે બંધુદત્ત વિષહસ્ત ગણાવા લાગ્યો અને તેને કોઇ કન્યા મળી નહિ. તેના પિતાએ તેની નિરાશ અવસ્થા જોઇ દુઃખી થયા અને બંધુદત્તને વ્યાપારાર્થે લંકા મોકલ્યો. ત્યાં તેણે અઢળક ધન પ્રાપ્ત કર્યું. ગૃહ તરફ પાછા ફરતાં તેના વહાણને નુકશાન પહોંચ્યું પણ કાષ્ટના કકડાના આધારે તરીને તે એક સુંદર ટાપુ આગળ પહોંચ્યો. ત્યાં તે મણિપર્વત ઉપર ચઢ્યો અર્હંતનેમીની એક સુંદર પ્રતિમા જોઈ ત્યાં રહેતા કેટલાક સાધુના ઉપદેશથી તેણે જૈનધર્મનો અંગીકાર કર્યો. ચિત્રાંગદ વિદ્યાધર તેની પવિત્ર ભકિતથી સંતુષ્ટ થયો અને તેનો સારી રીતે સત્કાર કર્યો. વિશેષમાં બંધુદત્તને હવામાં ઉડવાનું અથવા તો કન્યા પરણવાનું વરદાન માંગવા

કહ્યું બંધુદત્ત મૌન રહ્યો એટલે વિદ્યાધરે બંધુદત્તની ઇચ્છા લગ્ન કરવા તરફ છે એમ અનુમાન કર્યું. વિદ્યાધરને તેની ભત્રીજી મૃગાંકલેખાએ કહ્યું કે કૌસંબી નગરીમાં તેની સખી પ્રિયદર્શન વસે છે. ઋષિએ તેને વિષે એવું ભવિષ્ય ભાખ્યું છે કે તેણીને પુત્ર અવતરશે અને પછી તે વ્રત લેશે.

થોડો સમય વિત્યાબાદ બંધુદત્તે વિદ્યાધરની સાથે કૌસંબી નગરીમાં પ્રવેશ કર્યો. ત્યાં પાર્શ્વનાથના સુંદર અને સુશોભિત દહેરામાં તેણે પ્રભુનાં ગુણગાન ખરા હૃદયથી કર્યાં. એટલામાં તેની ભવિષ્યની પત્નિનો પિતા જીનદત્ત પૂજાર્થે દહેરામાં આવ્યો. બંધુદત્તની ભક્તિથી તે પ્રસન્ન થયો અને તેને પોતાને ઘેર લઇ ગયો પ્રિયદર્શનાનાં લગ્ન તેની સાથે કર્યાં. ચાર વર્ષ વીત્યાબાદ પ્રિયદર્શના ગર્ભવંતી હતી તેવી સ્થિતીમા બંધુદત્ત ઘેર જવા નીકળ્યો વિષમ જંગલ પસાર કરતાં કંદસેનના હાથ નીચેના ભીલોએ હુમલો કર્યો અને માલમતા તેમજ પ્રિયદર્શનાને લઇને કંદસેન આગળ ધર્યાં. તેની દુઃખદ અવસ્થા જોઇ કંદસેને તેના વિષે માહિતી મેળવવા પ્રયત્ન કર્યો. તે જીનદત્તની પુત્રી છે એમ જ્યારે કંદસેને જાણ્યું ત્યારે તેને નમસ્કાર કર્યાં અને કહ્યું કે તેનુ ભલુ કરનાર જીનદત્તની પુત્રી હોવાથી તે તેને બ્હેન સમાન હતી. કંદસેનને વધસ્થાનથી છોડાવનાર જીનદત્ત હતો એ ઉપકાર તે ભૂલ્યો નહિ. કંદસેને પ્રિયદર્શનાને તેની શું ઇચ્છા છે તે પૂછયું. તેણે કહ્યું કે મારી ઇચ્છા ફક્ત એકજ છે અને તે બંધુદત્તના સમાગમની. કંદસેને બહુ શોધખોળ કરી પણ બંધુદત્તનો પત્તો લાગ્યો નહિ તેણે દઢ પ્રતિજ્ઞા લીધી કે જો ૬ મહિનામાં બંધુદત્તનો પત્તો મળશે નહિ તો પોતે અગ્નિમાં પ્રવેશ કરી ભસ્મીભૂત થશે. કંદસેનના હાથ નીચેના ભીલોના અથાગ પ્રયત્ન છતાં બંધુદત્ત વિષે કંઇ માહિતી ન મળી શકી. ચિંતાગ્રસ્થામાં કંદસેને વિચાર્યું કે બંધુદત્ત દૂર દેશાવર જઇ ચડયો હશે તેણે પ્રિયદર્શનાને પ્રસવ પછી કૌસંબી લઇ જવાનો વિચાર કર્યો. આ વખતે તેને ખબર મળી કે પ્રિયદર્શનાએ પુત્રનો જન્મ આપ્યો. કંદસેને પ્રિયદર્શના અને તેનો પુત્ર સહીસલામત રહે તો પોતાની કુળદેવીને ૧૦ માણુસનો ભોગ આપવાનું નક્કી કર્યું ૨૫ દિવસ શાંતિથી પસાર થયા એટલે તેણે ભોગ આપવા લાયક ૧૦ માણુસને પકડવા ભીલ મોકલ્યા.

નિરાશ થયેલો બંધુદત્ત હિંતાલ વનમાં ભટકતો હતો. વિરહવેદના અસહ્ય લાગવાથી તેણે આપઘાત કરવાનો નિશ્ચય કર્યો. તેવામાં છુટા પડેલા હંસયુગલના મેલાપનું દ્રશ્ય તેણે જોયું આ દ્રશ્યથી તેનાં હૃદયમાં નવિન આશા સ્ફુરી અને તેણે ઘર તરફ જવાનો વિચાર કર્યો. રસ્તે જતાં શ્રમિત થવાથી યક્ષગૃહ આગળ વિશ્રાંતિ લેવા બેઠો. એટલામાં તેને એક મુસાફર મળ્યો. તે વીશાલાથી આવતો હતો. એટલે બંધુદત્તે કાકાની ખબર પૂછી કાકાનાં બૈરી છોકરાં રાજાના ગુસ્સાનાં ભોગ થવાથી કારાગૃહ વાસમાં સડે છે અને તેથી તે નાગપુરી તેનીજ પાસે મદદ લેવા જાય છે એ વિચારે તેનું મસ્તક ભમાવ્યું. પ્રારબ્ધ પ્રતિકૂળ છે એમ ધારી કાકાની રાહ જોતો બંધુદત્ત ત્યાંજ બેઠો. પાંચ દિવસ પછી ધનદત્ત તેના મિત્ર સહિત તેજ સ્થળે આવી પહોંચ્યો. બંધુદત્તે પોતાની ઓળખાણ આપી નહિ.

પ્રાતઃકાળે બંધુદત્ત સરિતાતટ ઉપર સ્નાન કરવા ગયો. ન્હાતાં ન્હાતાં તેના હાથમાં એક લાકડાની પેટી આવી. ઉઘાડતાં તેમાં ઝવેરાત તેમજ અન્ય કીંમતી ચીજો નજરે પડી ભાગ્યભાનુનો ઉદય થયો હોય એમ તેને ઘડીભર લાગ્યું. તે ધન દત્ત પાસે ગયો અને આ

કીંમતી ચીજોનો વ્યય કુટુંબ છોડાવવા પાછળ કરવાનું કહ્યું ધનદત્તે તે સ્વીકારવા ના પાડી અને તેનો ઉપયોગ તેની પત્ની પ્રિયદર્શના છોડાવવા માટે કરવાનો આગ્રહ કર્યો એટલામાં રાજ્યનાં સિપાઇ આવી પહોંચ્યા અને સર્વને ચોરીના વહેમ ઉપર રોકયા. બંધુદત્તે ગભરાઇને પેટી બાજુમાં નાંખી દીધી. સિપાઇઓના સરદારે આ જોયું અને તેને ઝડતી લીધી. તેઓએ જણાવ્યું કે તે વીકાલાના વેપારી છે અને લાટા દેશ તરફ જવા માગે છે. આ કીંમતી ચીજોની પેટી તેમને વારસામાં મળેલી છે. પ્રધાન જે સાથેજ હતો તેણે પેટી ખોલી અને તેમાંની કીંમતી ચીજો ઉપર રાજાનું નામ જોયું તે વહેમાયો અને આ માલ રાજમાંથી ચોરી કરીને આવેલો છે એમ લાગ્યું. તેણે બન્નેને પુષ્કળ માર માર્યો પણ તેથી કંઈ વિશેષ માહિતી મળી નહિ. તેઓને કેદખાનામાં પુરવામા આવ્યા

૭ મહીના પછી એક ઠગ સાધુના વેશમાં પૈસા સહિત પકડાયો. તેને પ્રધાન આગળ લાવવામાં આવ્યો. યાચક પાસે આટલું દ્રવ્ય હોઇ શક નહિ એમ ધારી ચોરીના આરોપ માટે તેને દેહાંત દંડની શિક્ષા થઇ. તેણે કબુલ કર્યું કે તેણે રાજ્યના ખજાનામાંથી પેટી ચોરી હતી કિંતુ તે વિસારે પડી હતી. તે ચોરે પોતાના પૂર્ણ હેવાલ આપતાં કહ્યું, કે તે બ્રાહ્મણનો છોકરો છે અને પુંદ્રવર્ધન શહેરમાં રહે છે. તેનું નામ શ્રીધર છે. એક વખત તેણે કેટલાક માણસોને ચોર ધાર્યાં અને બૂમ પાડી કે આ ગુનેગારોને ફાંસીને લાકડે લટકાવવાં જોઈએ. એક મુનીએ તેની અજ્ઞાનતા માટે ઠપકો આપ્યો અને કહ્યું કે તે માણસો ફક્ત ગયા ભવમાં કરેલા કર્મનું ફળ ભોગવતા હતા. તેને પણ પૂર્વ ભવના કૃત્યો માટે ફળ મળશે. વિશેષ ખુલાસો પૂછતાં મુનીએ કહ્યું કે ગજના શહેરમાં તું પવિત્ર બ્રાહ્મણ તરીકે રહેતો હતો, તારૂં નામ કંદદેવ હતું. ત્યાં યોગાત્મન નામે પ્રખ્યાત તપસ્વી રહેતો હતો. એક વખતે વીરમતી નામની એક વિધવા બાઇ સિંહાલ નામના માળી સાથે નાશી ગઇ નશીબ જોગે યોગાત્મન પણ તેજ દિવસે અદ્રશ્ય થયો. ગામમાં વાત પ્રસરી કે વીરમતી કોઇ જગ્યાએ નાશી ગઇ છે. તે ખબર ફેલાવી કે યોગાત્મન તેને ઉપાડી ગયો છે. આથી ગામના લોકો ગુસ્સે થયા. આવું નીચ કૃત્ય કર્યા પછી તું મૃત્યુ પામ્યો અને પછી તું બકરાના અવતારે જન્મ્યો. હાલમાં તું તારા ચોથા અવતારમાં છે. યોગાત્મન મ્હોંના દર્દને લીધે દરેક ભવમાં મૃત્યુ પામતો અને ફરી તેજ સ્થિતિમાં જન્મ લેતે. હજુ તારે તારા કર્મનું ફળ ભોગવવાનું બાકી છે.

ચોરે તેનો વૃતાંત આગળ ચલાવ્યો મુનીને જોઈ તે ગભરાયો અને ગુરૂની શીખામણ અનુસાર યોગી બની ગયો. તેના પ્રત્યેના પ્રેમને લઇને ગુરૂએ તેને હવામાં ઉડવાની અને તાળાં ઉઘાડવાની વિદ્યા શીખવી વિદ્યાની ફળપ્રાપ્તિ માટે તેને પવિત્ર જીવન ગુજારવાની અને અસત્ય બોલવાની ટેવ છોડવાની સરત હતી. અજાનતાથી જો ભૂલ થાય તો તેના પ્રાયશ્ચિત માટે તેણે પાણીમાં હાથ ઉંચા કરી ઉભા રહેવું અને ૧૦૦૮ વાર મંત્રનો ઉચ્ચાર કરવો. ગુરૂ સ્વર્ગવાસી થયા, કિંતુ તેણે પોતાના દુષ્ટ આચરણને લીધે વિદ્યાનો દુરૂપયોગ કર્યો. એક વખત જંગલમાં કેટલીક સ્રીએ તેને યોગી બનવાનું પ્રયોજન પૂછ્યું. તેણે કહ્યું કે તેની પત્ની મૃત્યુ પામવાથી તે યોગી બન્યો હતો. આ અસત્ય કથન માટે તેણે કંઈ પ્રાયશ્ચિત કર્યું નહિ. થોડા સમય પછી તે રાત્રિના વખતે ચોરી કરતાં પકડ્યો હવામાં ઉડવાની વિદ્યા તે વખતે અફળ નીવડી.

પ્રધાને ચોરને પૂછ્યું કે ખજાનાની પેટી કેવી રીતે ગેરવાજ હતી. તેણે કહ્યું કે " તે અચાનક ગૂમ થઇ અને કોઈ વટેમાર્ગુને જડી. પ્રધાને દયાર્દ્ર બની તેને છોડી મૂકયો અને

શંકા ઉપર પરહેજ કરેલા બંધુદત્ત અને ધનદત્તને બોલાવ્યા. તેઓની હકીકત ' સાંભળ્યા પછી તેમને પણ છોડી મૂકયા. રસ્તે જતાં તેઓ ભીલનાં પંઝામાં સપડાયા. તે ભીલ લોકો રાજા કંદસેનની આજ્ઞા અનુસાર કંદ દેવીને ભોગ આપવા મનુષ્યની શોધ કરતા હતા. દેવીના મંદિરમાં તેઓને લાવવામાં આવ્યા અને બીજાની સાથે રાખ્યા. રાજા કંદસેન પ્રિયદર્શના અને તેના પુત્રને લઇ ત્યાં આવ્યો. આવી ભયાનક ક્રિયાનો દેખાવ પ્રિયદર્શના સહન નહિ કરી શકે એમ ધારી રાજાએ તેની આંખે પાટા બાંધ્યા. અચાનક એમજ બન્યું કે ભોગ આપવાનો પહેલો વારો બંધુદત્તનો આવ્યો. તેણે પરમેષ્ટી નમસ્કારનો ઉચ્ચાર કર્યો કે તરતજ' પ્રિયદર્શનાએ અવાજ પારખ્યો, અને તેણે આંખો આગળનો પાટો દૂર કર્યો. રાજાએ તેને છોડી મૂકયો અને તેની ક્ષમા યાચી. બંધુદત્તના શબ્દથી કંદદેવી પણ પ્રસન્ન થઇ અને ભોગ આપવાને માટે લાવેલા સર્વેને છોડી મૂકવામાં આવ્યા. બંધુદત્તે પોતાની સ્ત્રીનો ધનદત્ત સાથે પરિચય કરાવ્યો. પુત્રનું નામ બાંધવાનંદ પાડવામાં આવ્યું કારણ કે તે સર્વ કુટુમ્બીઓને આનંદ દેનારો હતો. કુટુમ્બને છોડાવવાને માટે પુરતા પૈસા લઇ ધનદત્ત ઘર તરફ વળ્યો. ભીલોના સરદાર સાથે બંધુદત્ત નાગપુરીમાં ગયો. રાજાએ તેને આવકાર આપ્યો અને તેના *પરાક્રમની કહાણીથી ઘણા લોકોએ જૈન ધર્મ સ્વીકાર્યો.

અમદાવાદ.<br>
તા. ૧-૧૨-૨૨ શનિ.

" જગદીશ. "

* અંગ્રેજીના આધારે.




લખનાર—અંબાશંકર નાગરદાસ પંડ્યા.



નવનીતરાય ડાકટર વિલાયત જઇ ડીગ્રી મેળવી છેલ્લાં પાંચ વર્ષથી ખાનગી પ્રેકટીસ કરતા હતા. પોતાની હોંશિયારીથી બહુ સારૂં કમાતા હતા. હજારથી ઓછો મહિનો તો તેમણે કોઇ વખત નહિ પાડેલ આવા કમાઉ માણસ વળી ભણેલા એટીકેટવાળા અને પ્રખ્યાત છતાં અઠ્ઠાવીસ વર્ષના થયા ત્યાં સુધી કુંવારાજ (વાંઢા) રહ્યા હતા. તેનું ખાસ કારણુ બીજું કાંઈ નહોતું પણ તેઓ વિલાયત જઇ આવેલા હોવાથી તેને જ્ઞાતિ બહાર મૂકયા હતા, પણ છેલ્લાં ત્રણ વર્ષ પહેલાં નાતના બે-ચાર આગેવાનોએ-તેમની સારવારથી મંદવાડમાંથી સાજા થયાથી -મળીને દેહશુદ્ધ પ્રાયશ્ચીત અપાવી તેમને જ્ઞાતિમાં લીધા હતા અને તુરતમાંજ એક મનસુખરાય નામના ગૃહસ્થે પોતાની તેર ચૌદ વર્ષની કન્યા તેમને આપી હતી. એ રીતે ડાકટર સાહેબ હાલમાં તો ત્રણ વર્ષથી સંસારી પણ થયા છે.

મનસુખરાય વકિલાતનો ધંધો કરે છે. તેમને આગલા ઘરની (પ્રથમના લગ્નથી થએલી) એક પુત્રી ઈંદિરા વીશ વર્ષની અને બીજી જે ડાક્ટર નવનીત વેરે આપેલી તે મનોરમા સત્તર વર્ષની છે. ઈંદિરાને એક કુલીન પણ-ગરીબ શાસ્ત્રી શંકરરાય સાથે પરણાવી છે.

વકિલ સાહેબના બન્ને જમાઇ વચ્ચે આસમાન્ જમીનનો ફરક છે. વાંચનાર હકિકત પૂરી વાંચીને તમેજ નક્કી કરજો કે-'એમાં કોણ સરસ?

સૌ કોઇ એટલું તો કબુલ કરશેજ દંપતીમાં એક બીજાના ગુણો-વગુણો વત્તાઓછા ભળી જાય છે. સારા ખવાસની સ્ત્રી હોય અને પતિ નબળા સ્વભાવનો હોય તોપણ પત્નીના સારા ગુણોનો થોડો ઘણો અંશ પતિમાં પણ એજે સેજે આવે છે. વળી પતિ સારો અને સંસ્કારી હોય અને પત્ની ગમાર હોય તોપણ વગર યત્ને પતિના ઉચ્ચ ગુણો અમુક અંશે પત્નીમાં પ્રકટી નીકળે છે. અને પ્રયત્નથી તો ઢોરનું માણસ પણ થાય છે. અત્યારે વકીલશ્રીની બન્ને પુત્રીઓ-ઈંદિરા અને મનોરમાના સ્વભાવમાં પણ પોતપોતાના ધણીના પરિચયે વધતો ઓછો સુધારો-વધારો થયો હતો. વાંચનાર એ પણ નક્કી કરશો કે-એ બહેનોમાં 'એમાં સરસ કોણ'?

શંકરરાય શાસ્ત્રી એક પાઠશાળામાં ૪૫) રૂ૦ ના પગારથી સંસ્કૃત અધ્યાપક તરીકે કામ કરે છે. આવા ટૂંકા પગારથી પોતે, પત્ની, માતા, અને પિતા એમ ચાર જણનું ગુજરાન તેને ચલાવવું પડે છે. ઈંદિરા પ્રથમ તો છોક-વદી બતાવતી પણ શાસ્ત્રીના પાંચ છ વર્ષના પરિચયે તે ડાહી થઈ ગઇ છે. હજી પણ કોઇવાર મતભેદ પડતાં કે બીજી બાબતમાં હદ પર વાત જતાં શાસ્ત્રી તેને સમજાવી સુધારી લે છે. અત્યારેજ ચાલો, વાંચનાર! આપણે તે ધણીધણીયાણીની વાત સાંભળી લઇએ.

સ્ત્રી—'નાથ! મારી વાત સાંભળશો?'
પતિ—'શા માટે નહિ? ફરમાવો. !!!!
સ્ત્રી—'મારી બ્હેન મનોરમાએ હમણાંજ એક ચંદન કળા'..........
પતિ—'તમારે તેવી લેવી છે ખરૂં કની?'
સ્ત્રી—તેવીજ નહિ તો એથી સહેજ હલકી..........

પતિ—વારૂ ખુશીથી. પણ હું એક વાત પૂછું?
સ્ત્રી—આજ્ઞા. સ્વામીન! બેલાશક કહો, શી આજ્ઞા છે વારૂ?
પતિ—ચંદ્રકળા કેટલા રૂપિયામાં આવશે?
સ્ત્રી—તેની તો બારે છે. પણ આપણે તો ત્રીશ ચાલીશ વાળી. (આમ વાત થાય છે, ત્યાં ચીંથરેહાલ ભટકતી એક વેરાગણ આવે છે.)

"ફાટાં-તુટાં હરિ લુગડાં રે મારે લુખું સુકું થોડું ધાન."
"તારી કરૂણાયે પામું હો ઈશ્વર! પછી બીજાું શું કામ?"

  

"બ્હેન મ્હારાં કરૂણાળુ છો, ચપટીમાંથી ચપટી દેજો."
"ઝરીકસીનાં વસ્ત્રો પહેરો, ગરીબને થીંગડીયાં દેજો."

"હીરા-મોતી-હેમ પ્હેરે, ગાંગલીઆને કરશો હેતે."
"કોઈ હરિનો દાતાર! ઘરડી રોગીને દયા કરજો"

"જગત બધું છે સ્વારથી રે કોઈ ભોળાં હરિનાં લોક"
"ગરીબની આંતરડી ઠારતાં રે એવાં હરિજન તો કોક."

સ્ત્રી—સ્વામીન્ આ ભિખારી રોગીને કંઈ આપું?—

પતિ—વાહ! એમાં મને શું પૂછો છો? ખુશીથી આપો. (રોગીને કેટલુંક ખાવાનું તથા એક જૂનું વસ્ત્ર આપે છે. રોગી બહુજ આનંદપૂર્વક ગાતી ગાતી ચાલી જાય છે). ત્યારબાદ—

પતિ—આ જોયું પ્રિયે?—આપણી દાનથી અને ગાવાથી તેને કેવો આનંદ થાય છે!—જેવો તમને અત્યારે પાંત્રીસ રૂપિયાની સાડી લાવી આપતાં થાત તેવો હો—

સ્ત્રી—હશે! એમ આપને કહેવું હોય તો મારે એ ન જોઈએ.

પતિ—હું એમ તમને ગુસ્સે કરવા નથી માગતો. પણ તમે જાણો છો. તમે પાંત્રીસ રૂપિયાની સાડી વગર ચલાવી લ્યો તો પાંત્રીસ રૂપિયામાં તમારાં બે વર્ષનાં લુગડાં નીકળે-એથી વધુ સાડીના (ચંદ્રકળાના) પાંત્રીસ તમે ખરચો તોય તમારાં બીજાં લુગડાંને માટે તો ખર્ચ ઉભુંજ રહે. કારણ કે એવું ભારે કપડું તો ક્યાંય રોજ પહેરો નહિ-એટલે રોજનાં કપડાં સાદાં અને ધોયેલાં રાખો—અને જે આ સામા તમે સાડી પહેરવા ધારો છો એજ દિવસોમાં ધોયેલાં સ્વચ્છ સાદાં વસ્ત્રો પહેરીને ચલાવી લ્યો તો કાંઈ નુકશાન ખરૂં કે?'

સ્ત્રી—'નાથ! બહુ લાંબી વાત તો હું નથી જાણતી,' પણ જરાક સારૂં લુગડું પહેર્યું હોય તો ઠીક લાગે અને લોક કહે ઠીક છે'!—

પતિ—ત્યારે સાદાં-સ્વચ્છ લુગડાં પહેરનારનું લોક ખોટું બોલે છે અને ભારે પહેરનારનાં લોક વખાણ કરે છે એમ?—ખરૂં ત્યારે તો આપણાં પૈસા વગરની મોટાઈની તમારા સમાજમાં 'ટેક' જેવી ગણાતી હશે ખરૂં?

સ્ત્રી—આહ! એ શું કહો છો? જેની ચંદ્રકળા સાડી હોય તેજ ભલે તો સારાં ગણાય. લુગડાનું તો કાંઈ નહિ.

પતિ—ત્યારે તમે ચંદ્રકળાને પહેરીને જ રૂપાળાં સારાં ગણાતાં હો—અને મારે પણ સારાં કરી જવા માગો છો, ત્યારે તેમને પણ ઘણું આપીને એ પૂછું કે તમે પાંત્રીસની ચંદ્રકળા પહેરી તમારા મંડળમાં ફરોફરો અને મારૂ ધીમેથી સાચા સાચા મારૂં મનમાં મુંઝાય એ સારૂં?

સ્ત્રી—મારે ચંદ્રકળા ન જોઈએ.

પતિ—નહિ, નહિ, એમ રીસમાં કહો તે ન ચાલે.

સ્ત્રી—હું ખરૂંજ કહું છું–કારણ કે વધુ વિચારતાં બીજાની શીદ વાત કરૂં પણ આ ડાક્ટર નવનીતરાય ટાઇ, કોલર હેટ પહેરીને ફરે છે પણ કાંઈ તેમના કરતાં તમને લોક થોડા વખાણતા નથી. પહેલા મેં વગર વિચારે કહ્યું હતું નાથ.

પતિ—ના; એમ પણ નહિ. આપણે લોકોના વખાણનેજ પાત્ર થવા માટે કોઇ કામ કરવું–એમ નહિ પણ 'આપણી ફરજ શું છે' એમ, સમજી કરવું જોઇએ. જૂઓ તમે દર્શન કરવા જાઓ છો ત્યાં રસ્તા ઉપર અર્ધવસ્ત્રાં ઠંડીમાં થર થરતાં ગરીબ માણસો તમે જૂઓ છો, અને કીમતી વસ્ત્રો હીરા–મોતી પહેરનારાં માણસો પણ જતાં આવતા તેમને જૂએ છે, પણ કોઇ પોતાનું ખર્ચ કમી કરીને તો શું, પણ અમસ્તુંયે એમની એ દશા તરફ ધ્યાન આપીને જૂએ છે? -બહુ કરે તો મઢમાં 'ઓઇ' એમ પણ મોટા પરમાર્થ કરી વળતાં હોય એ રીતે કોઇ રડ્યું ખડ્યું પાઇ પૈસો ફગાવે છે. અને ઘણા તો એમને એમજ ચાલ્યા જાય છે. પ્રભુને પાછા 'હે પ્રભુ દયા કરજે' એવી પ્રાર્થના કરે છે. પણ પોતે દયા કરવાનું ધ્યાનમા નથી લેતા.

પતિ—ખોટા શોખનો ત્યાગ કરીને જેમ બને તેમ પોતે સાદાઇથી રહી–પહેલાં પોતાના કુટુંબની–ગામના અને દેશના અનાથ પ્રજા તરફ ધ્યાન આપી–દરેક સાધન સંપન્ન મનુષ્યે વર્તવું જોઇએ એમ તમને નથી લાગતું.

સ્ત્રી—હા! નાથ! તમારા કહેવા પ્રમાણે મને લાગે છે કે–હવે કોઇ દિવસ મારો વૃથા ખરચ મારે નહિ કરાવવો જોઇએ અને..........

પતિ—એ તો સારો નિર્ણય છે, પણ બીજું હજી ઘણું તમારે જાણવાનું છે. તમે સાંભળવા રાજી હો તો કહું.

સ્ત્રી—વાહ સ્વામીન્ એ શું બોલ્યા? તમારી એકે એક વાત મને સોના જેવી લાગે છે. અમને આજ સુધી ઘણી બાબતોથી પુરૂષોએ અજ્ઞાત રાખી છે, પણ જો આવી આવી બાબતોની જાણકાર કરી હોય તો અમે સ્ત્રી પણ કાંઇ છેક મૂર્ખ નથી કે.................

પતિ—ના! ના! મારૂં તો ઉલટું એમ માનવું છે કે–અમુક બાબત પુરૂષ કરતાં સ્ત્રીઓ ઝટ સમજી શકે છે, અને બીજું તે જેટલે અંશે જે વાત સમજે છે, તેટલે અંશે તે મક્કમપણે (સ્ત્રીઓ) અમલમાં આણે છે. હવે, જૂઓ તમે સ્ત્રી વર્ગ દેશની પરિસ્થિતિથી વાકેફ થાઓ તો ઘણો ફાયદો છે. આ તમે દર વર્ષે બંગડીઓમાં કેટલા પૈસા બગાડો છો? સૌભાગ્ય ચિન્હ માટે હાથમાં દાંતની ચૂડી બસ છે. પછી પૈસાદારપણું બતાવવું હોય તો સોનાથી મઢાવો કે બંગડી (સોનાની) પહેરો પણ કાચની બંગડી તો બે દહાડે ફૂટી જતાં પૈસા પાણીમાં જાય છે. તેટલા પૈસા તમે હરેક રીતે વાપરી શકો. કે જે ઉપયોગી

( ૩ )

હાલમાં ડૉક્ટર સાહેબ બિમાર છે. પોતે હજારોને ઉત્તમ ઔષધીથી પથારીમાં સાજા કરનાર આજે પડે માંદગીમાં છે. સારાસારા વિદ્વાન મિત્ર ડાક્ટરો રોજ આવે છે, દવા આપે જાય છે. આંટા ફેરા પણ ખાય છે. સાંજના ચાર વાગ્યા છે આજે ભટ્ટ (રસોઇઓ) ટાઇમ થવા છતાં બહારથી આવ્યો નથી તેથી પત્ની ખીજાય છે.

ડૉક્ટર—મનોરમા મગના પ્રેમોદી બનાવની જરા!
પત્ની—મારાથી સારી નહિ થાય હમણાં ભટ્ટ આવશે.
પતિ—તેને તો આજ બહુ વાર થઇ જરા રામાને બૂમ તો માર. બોલાવની તેને ભટ્ટ ક્યાં ગયો છે તે જરા તપાસ તો કરાવ.
પત્ની—અરે તમે છાનામાના જરા પડી રહોને. આ 'ચાય' મોસા માટે મેં મૂકાવી છે. તે જરા પી લો. સાંજના મમરા લેજો. છેક રાતે સાબુદાણાની કાંજી લેજો સમજ્યા!
પતિ—અરે પણ 'ચાય' તો મારે મમરા ખાધા પછીજ પીવી છે મમરા જરા તમે બનાવી નાંખોને. જેવા થશે તેવા ખાઇ લઇશ
પત્ની—અંહ! તમે તે શું આટલા બધા ખાવાના સવાદિયા થઇ ગયો છો? પાછી તબિયત માંડ સુધરવા આવી છે તે બગડી........
પતિ—ઠીક! આ દ્રાક્ષમાંથી જરા સાફ કરી બે દાણા લાવની!
પત્ની—અરે રામા! ક્યાં મરી ગયો,
રામો—' જી આવ્યો બા! '
મનોરમા—આ દ્રાક્ષ સાફ કરી લાવ ના જલદી કર.
ડૉક્ટર—તેને તો હું પણ કહી શકત. આજ કાલ નોકર લોકો કાળજી નથી રાખતા તમે બરાબર સાફ કરત—ભટ્ટ પણ પોતાને ગમતો મસાલો નાંખી રસોઇ બનાવે છે. મને તે પ્રતિકૂલ પડે છે, જો તમે કરતા હો તો જેવી રીતે........
પત્ની—વખારા માટે 'ઠીક' કરાવીશું-પણ મારાથી કેવી રીતે બને! મને તો એ ભઠીયારૂં ના ગમે!!!

* * * *

દર પળે ઘડિયાળ જોતી ઇંદિરા શોચનીય મુદ્રાથી બેઠી છે. ઘડિયાળમાં જ્યાં સાડાપાંચ ના ટકોરા થયા ત્યાં તો ઉઠીને ઉભી થઇ બારીએ ડોકાઇ રસ્તાપર જોવા લાગી. શંકરરાવ શાસ્ત્રી આજે અત્યારે પાંચની ગાડીએ આવવાનો વાર આવી ગયો છે. આરમાન્ થતાં વડોદરામાં તેઓને. ડાબો હાથ સહજ વાગવાથી મરડાયેલ તેના ખબર આવ્યા ત્યારથી ઇંદિરાએ ઘી-દૂધની બાધા રાખી છે. બરાબર પાંચને પાંત્રીસે ભાડાની ગાડી ઘર આગળ આવી ઉભી રહી-ઇંદિરાએ જાણ્યું કે—સ્વામીન્ પધાર્યા તો ખરા.

* * * *

રાતના દશ વાગ્યા છે. સ્વામીન્ આરામની વ્યવસ્થા કરી દીધી.

પત્ની—લાવો તમારા હાથે શેક કરૂં ?

પતિ—ના ! ના ! મટી જશે એ તો. કાલે દવા લગાડી છે, બહુ કાંઇ હરકત નથી. અત્યારે તો નહિ પણ કાલે સવારે સગડી કરી શેક કરાવીશું. શેકથી ઠીક લાગે છે. અને ફાયદો પણ થાય.

પત્ની—(ઉમંગપૂર્વક) ત્યારે તો અત્યારેજ સગડી કરૂં.

પતિ—ના ! ના ! અત્યારે એવી ઉપાધી કયાં કરશો ?

પત્ની—વાહ ! એમાં ઉપાધી શાની ? આ તો આપ પોતેજ મારા સૌભાગ્ય શોભન છો પણ બીજું કોઇ ત્રાહિત માણસ પણ માંદુ થઇ આપણે ઘેર હોય તો અમારી સ્ત્રીઓની તો એ ખાસ ફરજ છે કે-"માંદાની માવજત કરવી"

પતિ—તમારૂં કહેવું ખરૂં છે સ્ત્રીઓમાંજ ઇશ્વરે મૂકેલો એ ઉત્તમ ગુણ છે. ડાકટરોની દવા કરતાં ગુણી સ્ત્રીની અમૃતમય વાણી અને સ્નેહાળ સારવારથી માણસનો રોગ કયાંઇ નાશી જાય છે

પત્ની—જૂઓ આપ તો હજી મને કંઇક સમજાવવા માટે શીખામણ આપી રહ્યા છો–કહી રહ્યા છો ત્યાં સગડી તૈયાર થઇ ગઇ–ચાલો હવે મને સમજાવો–અને તસ્દી ન પડે તેમ ખમાતો ખમાતો શેક લેતા જાઓ.

રે ! વાંચનાર બહુજ ટૂંકમાં યથામતિ બેનાં બે દ્રષ્ટાંત તારી સન્મુખ લખી મૂકયા છે. તો એ તું વાંચીને બેમાં કોણ સરસ એ નક્કી કરી નાંખજે અને આટલું વાંચવાના કાંઇપણ ફળ તરીકે બેમાંથી જેનું અનુકરણ કરવું યોગ્ય લાગે તેનું અનુકરણ કરી સુખી થજે. એથી વિશેષ બીજું શું હોય ?

હજારો ને લાખો રૂપીઆ કમાવા (એ નીતિમાં રહી) બહુ સારી વાત છે. પણ યથા શક્તિ તેનો સદ્વ્યય કરવો એ પણ ઘણીજ ઉમદા વાત છે-

શરીરે હર પ્રયત્ને મજબૂત–નીરોગી રહેવું એ બહુજ ઇચ્છવા લાયક–પસંદ કરવા લાયક છે, અને તે કરતાયે રોગીઓની સેવા કરી તેને સાજાં સારાં તંદુરસ્ત કરવાં એ વધુ ઉમદા વાત છે.

જે જાતે સુધરશે ને સમજશે તેજ આખરે બીજાંને પણ સુધારશે ને સમજાવશે–માટે સૌ વાંચનાર ભાઇ કે બ્હેન–વૃદ્ધ, યુવાન કે બાળક–જે હોય તેણે પહેલાં પોતાની જાતમાં ઉમદા ગુણો ભરવા જેથી પોતાના વર્તનપરથી બીજાં ધડો લેતાં શીખે.

સમજુને શું વિશેષ કહેવું ?–થોડે સમજી જાજોરે.
'परोपकाराय सतां विभूतयः' (તો) પરોપકારી થાજોરે.

ઇત્યોમ્.

---



# મંજુલાની મૂઝવણ.

(લેખક. જૈન સ્વયંસેવક ગોકલ અમદાવાદ)

સાબ્રમતિના સુન્દર કિનારા ઉપર ", કુમાર કૉટેજ" નામના બેઠાઘાટના ન્હાનકડા રમકડા જેવા બંગલાના, ટીમટાર- દિવાનખાનામાં, ત્હેની માલેકણ "મંજુલા" સાથીની ઘેર હાજરમાં "પ્લે ઓફ્‌પેસન્સ" ની "પાના" ની રમત, સંગે મરમરના સ્વચ્છ આરસના રાઉન્ડ ટેબલ ઉપર ખેલતી હતી

સમય સમી સ્હાંજનો હતો, પવન ખુશનુમા ફેંકાતો હતો. સોનેરી સ્હાંજનો પુષ્પોના પમરાટથી બ્હેકી રહી હતી. દિવસ મે માસનો મધૂરો હતો. ગ્રીષ્મ ઋતુમાં બટમોગરો પોતાની માલેકણને મીઠી ખુશબો આપી રહ્યો હતો. ચિત્તમાં જરા ચેન પડતું ન હોતું. "મંજુલા" ના મનમાં આરામ આજે અવળ હતો. રમણ સાહેબની આવી ઘેર હાજરીથી હૃદય દુઃખાતું હતું. દિલમાં વિયોગનું દર્દ થતું હતું. તે વિપરીત પ્રસંગોને ભુલાવવાને "પ્લે ઓફ્‌પેસન્સ" ની રમત સાથે ચેનચાળા કરતી હતી.

એટલામાં લેગા અને સરદા ઉપર સજ્જ થયેલો "મુલેદનો કાસદ" તારની ખુરચો દોડતો આવ્યો. બાઇ સાહેબના હાથમાં એક તાર મુક્યો. બાઇ સાહેબે રસીદ ઉપર સહી કરી આપી સીપાઇ તે લઇને વિદાય થયો.

મંજુલાએ "પ્લે ઓફ્‌પેસન્સ" ની રમતને પડતી મૂકી દીધી. તાર વાંચવાની સાથે ઓચિંતો સાબુત આંચકો લાગ્યો. ધરતી ઉપર બૉમ્બ ફુટ્યાની પેઠે નવા સમાચારથી બેશુદ્ધ થઇ ગઇ. લીલી સાટીન મઢેલા લાંબા કોચમાં, ઢીલીઢફ-ઢીલી થઇને પડી રહી.

બુમ્બાએ બંગલો ગજાવી મુક્યો. ત્હેના રડવાના ઘોંઘાટે નોકર ચાકર દોડી આવ્યા. ધારણ-શાન્તાએ બાઇ સાહેબના માથે કોલનવોટરનો પોતો મુક્યો. થોડી વારમાં મંજુલાની માવજત પુરી થઇ. પુરી શુદ્ધિમાં આવી ગઇ. તાર ફરીથી વાંચવા લાગી.

વાંચક અધીરો થશે કે "તાર" માં શું હતું. !

To Manjula Mahota

Kumar Cottage.

Sabarmati Ahmedabad

Send Chaque of ten thousands to India Bank Bombay Soon.

રામજી સાહેબ કુમારભાઇ ધારવાડના આબકારી ખાતાના આસીસ્ટંટ કલેક્ટર હતા. બાર માસની ફરલોની રજા ઉપર છે. હાલમાં પોતાની જન્મભુમિમાં દિવસ નિર્ગમન કરે છે. પૂનાની ઘોડાની રેઇસમાં દરેક વખતે દોડધામ કરે છે. તે જુગારી–અખાડામાં પૈસાની બરબાદી કરે છે. આજે પણ પૈસા ગુમાવતાં પૂનેથી તાર પોતાની પત્નીને આપે છે.

મંજુલા સજ્જ થઇ ઘણા રડતા ત્હેરે "ચેક" ટપાલમાં રવાના કર્યો. પૂને રામજી સાહેબને ત્હેના ખબર આપ્યાં. આવી ઘણી ટર્મમાં કુમારભાઇને ચડસ લાગવાથી ઉંડા શોક સાગરમાં "મંજુલા" મુંઝાવા લાગી. પોતાના પૂર્વાશ્રમની "જીવન–યાત્રા" ની યાદી કરવામાં ગુંથાઇ. હિન્દી– બ્હેનોની સમાજમાં કેટલી કફોડી દશા છે! ત્હેનું ભાન થવા લાગ્યું. પોતાની પરણ્યા પ્હેલાંની પવિત્ર ભાવના કેવી હતી તેનું સ્મર્ણ– કરે છે.

## પરણ્યા પહેલાની પવિત્ર ભાવના.

"પતિવ્રત" પણાની વ્યાખ્યા "પતી સીવાય અન્ય કોઇને પતિ ભાવે ન જોવો." એ મ્હારા જીવનનો મ્હારી સંમજણી અવસ્થામાં રજીસ્ટર્ડ થએલો મુખ્ય મુદ્રા લેખ છે.

પતિ થાકયોં પાકયો ઘેર આવ્યો હોય, ત્યારે એને ઘરની નજીવી બાબદો યાદ આપી કામર કરવો નહિ. પતિ બ્હારથી આવે ત્યારે ભૂખ્યો હોય, માટે તૂરત એના ખાવાનો બંદોબસ્ત કરવો; આનન્દ અને સંતોષથી જમે એવું વર્તન રાખવું. મ્હારી થોડી મ્હેનત બચ વવા પતિને ખાંડ વગરનું દુધ પી લેવા ન કહેવું, કે મીઠા વગર અજ્ઞાની લેવા ન કહેવું. પતિની ઇચ્છા વિરૂદ્ધ વર્તન રાખવું નહિ. પતિની આજ્ઞાનો લોપ કરવો નહિ. પતિને મ્હારી આજ્ઞાનુસાર રાખવા હઠ કરવી નહિ.

પતિ અને દીયેર સાથે જમવા બેઠા હોય તો પતિ અને દિયેરને સમદ્રષ્ટિએ જમાડવા. પતિની બ્હીક અને મર્યાદા રાખવી. ત્હેનો ઠપકો પણ સાંભળવો. ત્હેના સામે ઉત્તર પણ આપવો નહિ.

'પતિને વરી તે પતિવ્રતા' માટે પતિને વરી તે કાંઇ પતિના ગૃહને કે સંબધીઓને વરી નથી એવી ભાવના રાખવી નહિ.

પતિના દુઃખમાં ભાગીદાર થવું ત્હેના અંતરના ભોમિઆ થવું દરેક પ્રકારે મદદ કરવી. વિપત્તિના પ્રસંગે દાગીના અને દોલતના સગા થવું નહિ. કાચની બંગડી સિવાય સૌભાગ્યના બીજા અલંકારોને પતિના જીવન કરતાં વધુ કીંમતી માનવા નહિ.

પતિના સુખી–સમયમાં છલકાઇ જવું નહિ. અભીમાનની પૂજારણ બનવું નહિ. ત્હેની રસવૃત્તિઓને પોષવી છતાંયે ઉત્તેજિત કરવી તો નહિજ.

પ્રસંગોપાત–સમાગમમાં જીવનની મૂલ્યવાન બે ઘડીની કિમ્મત સમજાવવી.

## પરણ્યા પછી નો પ્રથમ પ્રસંગ.

મ્હારા પતિ દેવની હું પૂજારણું બની. ત્હેના હૃદય મન્દિરમાં, માંગલિકની આરતી ઉતારવા લાગી. ત્હેના આનન્દમાં મ્હારી મોજ માનવા લાગી, ત્હેના ગૃહરાજ્યમાં રૂપેરી ઘંટ.

ડીની માફક ઘુમવા લાગી ઉમંગ અને ઉત્સાહમાં ત્હેના હુકમો ઉઠાવવાને મ્હારા મનોવિકારોને સદા તત્પર રાખતી દુનિયાનો બધો માયાવત-પ્રેમ, ત્હેના એકજ હૃદય-પ્યાલામાં ઠલવતી. ભોજન સમયે હોંસિલી બનતી. હાવભાવ અને માયાળુ આવજતથી જમાડવાને ખૂબજ આગ્રહ કરતી. પરણ્યા પ્હેલી મુલાકાતમાં મ્હારા સાહિત્ય-વિલાસના તાર ઉપર દોડાદોડી કરતી, વિનોદ-વાટીકાના મધુરા ફુલડાની સુગન્ધ ત્હેના મનોરાજમાં ફેલાવતી.

હીરા-મોતીના બેશુમાર હાર ઉપર હું કદી લોભાઇ નહિ. માણેકના ઇઅરીંગ માટે મલકાઇ તો નહોતીજ. ઇંગ્લીશકટની રેશમી સાડીઓ જરીના પોલકા અને બ્લાઉઝ મ્હને લલચાવી શક્યા નહોતા. વરઘેરી નહિ પણ વિનય અને વ્યવહાર ઘેલી તો બનીજ ગઇ. કુદકે અને ભુસકે મ્હારી પત્નિ તરીકેની ફરજો અદા કરવાને ધેકડા મારતી. મ્હારા પ્રિતમના અંતરમાં મ્હારી શુભ-ઇચ્છાઓ વસી રહી. મ્હારા પતિની પ્રાથમીક ઇચ્છાઓ.

## મ્હારા પતિની પ્રાથમીક ઇચ્છાઓ.

મ્હારે મ્હોટે સાદે બોલવું નહિ જેઠાણી-નણંદને "તાડુકી" ને જવાબ આપવો નહિ. મ્હારો વાંક ના હોય તોપણ મ્હોટાં કદાચીત કહે તો તે સહન કરી લેવું. દેરાણીના ન્હાના દોષ પર બહુ વિવેચન કરવાની ટેવ રાખવી નહિ. પોતાના દોષ કોઇ દેખાડે અને તે દેખાડવાની રીતી પ્રિયકર ના હોય, તોપણ ખોટું લગાડવું નહિ. સવારમાં વ્હેલા ઉઠવાની ટેવ રાખવી. સર્વે ઉપર સમભાવ રાખવો. વધારે ઓછાં કામ માટે કુટુંબમાં બડબડાટ કરવો નહિ. છોકરાઓને "મુવા મારા રોયા-પીટયા" કહેવું નહિ કારેલાનું શાક કરવું કે પુરી રોટલી કરવી તે મ્હને પુછવું નહિ. છતાંયે જમતી વખતે મનપસન્દ રસોઇ હોવીજ જોઇએ. મ્હારું ધ્યાન લખવામાં રોકાયું હોય ત્યારે નજીવા કલહની સ્મૃતી કરાવી મ્હારો જીવ બાળવો નહિ મ્હારું લક્ષ લખવામાંથી ખેંચી લઇ મ્હારા વિચારોનો નાશ કરવો નહિ. કાગળો ગુંદવી લેવા કે દીવો ઓલવી નાંખવો નહિ. રીસાઇને બેસવું કે ખીખી કરીને હસવું નહિ રોવામાં કે લડવામાં રોકાવવું નહિ. તમોને હું હેતથી બોલાવું ત્યારે મ્હારો તિરસ્કાર કરી, મ્હને ગુસ્સો કરવો નહિ.

## માનીતાનો સ્પેશીઅલ મનાઈ હુકમ.

પત્નિને પોતાની શરીર પ્રકૃતિ બગડે તેથી ફરીઆદ કરવાનો. અથવા તે સંબંધી બ્હાનું કાઢી કામ કરવામાંથી છુટી મેળવવાનો અધિકાર નથી. પતિ શું કમાય છે તે પૂછવાનો ખર્ચમાં માથું મારવાનો પત્નિને અધિકાર નથી.

પતિના ઓફીસમાં તેના ઉપરી અમલદાર તેના કાંઇ દોષ માટે પતિ ઉપર ગુસ્સે થાય તો તે પત્નિનું મોઢું સ્વારમાં જોયાથી નથી થયું. એમ કહેવાનો પત્નિને હક નથી.

પત્નિને પતિનો બે ઘડી સ્હેવાસ. મેળવવાની સત્તા નથી.

પત્નિની ભાવના સતત્ એવી હોવી જોઇએ કે, પોતે જે કાંઇ પતિ માટે કરે છે. તેમાં વિશેષ નથી પણ પતિ જે કાંઈ પત્નિ માટે કરે, તે પત્નિ ઉપર મહદ ઉપકાર અને અનેક જન્મના પૂણ્યનું ફળ છે। અને પતિ જે કાંઇ કરતો નથી તે માત્ર પોતાના પાછલા જન્મના ફળ નડવાને લીધેજ છે.

પતિ થાકે ત્યારે એને "ચીડીઆ" કરવાનો પૂર્ણ અધિકાર છે, પણ તેવો પતિનો હદી પણ માફ કરી શકાય નહિ.

## મ્હારા માલિકની અંતિમ માંગણી.

પતિનું સવારથી તે રાત્રી સુધી કામ કરવું. પણ એક મીઠા શબ્દની આશા રાખવી નહિં. પતિના રોષને પોતાનોજ દોષ માનવો. પતિની ભુલથી બગડેલું કામ પોતાની ભૂલથી થયું છે. નવી રેકેટ માટે નાટક, સીનેમા કે સર્કસમાં જવા પૈસા ખરચ્યા હોય, અને મહિના આખરે હિસાબ કરતાં ખર્ચ વધારે થયો લાગે તો વધુ થએલા ખર્ચનો દોષ પોતા ઉપરજ ખેંચી લેવો.

રાતના બે વાગે આથડતા પતિ આવે તો "મોડા કેમ આવ્યા" તે પૂછી શકાય નહિ. ઘોડાની સરતમાં કે શેરના સટ્ટામાં મહિના આખરે ગુમાવેલા પૈસાની દિવાળી કે હોળી જાણવાની પત્નિને સત્તા નથી.

## હિન્દુ સંસારમાં બાલાઓનું બલીદાન.

હિન્દુ સંસારના કેટલા કઠીન પ્રશ્નો છે? અમે અજ્ઞાન અબલાઓ તે શી રીતે ઊકેલી શકીએ? અમે લોખંડી બાવલા નથી. કબાટમાં ભરી મૂકવાને શોભાનાં પૂતળા કે કાચના રમકડાં નથી. અમે પણ લાગણી અને આશાઓથી ભરેલા છીએ. માંસ લોચા અને લોહીની બનેલી, ગૃહરાજ્ય દિપાવનારી ગૃહ-દેવીઓ છીએ. વિસામાનું કે આરામનું એક પણ વિશ્વાસ પાત્ર-ઠામ અમારા માટે હોયતો તે પતિનું હૃદયજ છે. પતિજ જ્યારે તર છોડે. ગુલામડી તરીકે ગણે, ત્યારે અમારૂં રડતું હૃદય હસતું શી રીતે બને? પ્રભુ!! દુનિયાના કાળા દાવા અમોને આવડતા નથી પિતાશ્રીને ત્યાંથી છળ ભેદ. કુડકપટના વારસા અમોને મલ્યા નથી. સત્ય અને નીતીના નિયમો-સંયમોનું શીક્ષણ અમોને મલ્યું છે. નિર્દોષ ધાર્મિક સંસ્કારના અમીઆમાં ઉછરેલી, વેલીઓ છીએ.

પ્રપંચ અને ખટપટથી અમે અજાણ્ય છીએ ઓટું-જુઠું વાંધાવચકા અને ખુશામત જાણતા નથી. છતાં આધરાઇ અને અવિશ્વાસના કિલ્લામાં અમોને કેદ કર્યા છે પરતંત્રતા અને પરાધિનતાની બેડીઓ અમારા વિચાર હરાસીને સદાની જડાએલી છે. છતાં જો વિદ્વાન્ અને કેળવાએલ, સુધારાના ખાં સાહેબ, અમોને વ્હેમની દ્રષ્ટીએ હજુ જોયા કરે છે. અમે મ્હોટાઇના અને પૈસાના પિંજરમાં પૂરાએલા ક્ષુદ્ર-પંખીઓ છીએ. પૈસા અને દોલતના દમામ નીચે દટાએલી-ડાકણોના દરવેશમાં દેખાઇએ છીએ. વૈભવ અને સાહ્યબીને ઓઢીએ કે પાથરીએ વાસના દાણા જેવડા હીરા-મોતીના મ્હોટા મ્હોંઘા ડાટ દાગીનાનો દાટ વાળીએ?? આકાશમાં ચળકતી-ચાંદનીઓ જેવી ખીલીઆનની બંગડીઓના બટકા ભરીએ!!

મ્હોટા મ્હેલો અને માનીતી-મોટરોનું કચુંબર કરીએ!! ન મલે વાતનો વિસામો. ન પૂછે અને કહે ખુલ્લી બીના. ન આપે તે લે મનનો ખુલાસો ન બોલે અને બોલાવે માયા મમતાનો હેત ભરેલા બે બોલ ન લઇ શકે અમારી આવડત અને અક્કલનો અનુભવ. ન આપી શકે સંવાદ કે સ્નેહ-ભાગ્ય દશા વિચીત્ર છે. રૂપીઆ અને સાહ્યબી જોઇને કોઇ

મુંઝાતા નહિ, દોર અને દમામથી દબાતા નહિ. ગરીબ અને સાદા પણ સ્વભાવના એકસરખા ની સાથે સંબંધ બાંધજો. સાસરીઆની સત્તામાં, પિયરીઆંના પ્રભારમાં, સગાવ્હાલાના આભારમાં, સમ્બધીઓના વાંધા-વચકામાં અમારે કેટલું ચગદાવવું પડે છે? વિવેકમાં વસવું પડે, કે મ્હોં સાચવવું પડે તે તો ઠીક, પણ વધુ બોલીએ તો પતીઆર ખોઇ-બેસવાની પંચાત, મ્હોડું મ્હડાવવાની ચીન્તા, ઓછું બોલીએ તો પૈસા કે આવડતથી પેદા થતા અભિમાનની પડતી છાપ હિન્દુ-સંસારમાં કેમ ચાલવું, તે સ્હમજાતું નથી. "સંદગત સાક્ષર વર્યશ્રી ગોવર્ધનરામ ભાઇની" કલ્પીત ગુણસુન્દરી અને કુમુદ બ્હેનના જેવી સહનશકિત અને સદ્ભાવ કાંઇ ઘેર ઘેર હોતા નથી. દરેક વને વને કાંઇ ચન્દનના વૃક્ષ હોતા નથી; દરેક, દરે દરે મણીધર નાગ વસતા નથી. એવી આર્ય-પૂત્રીઓ, કુળ-દીપીકાઓ હાલ તો નાટકના તખ્તા ઉપર અને પુસ્તકોના પાના ઉપર તો રોજ ઊભરાય છે, કોઈ વિરળ ભાગ્યશાળીના ગૃહમાં એવા નારી-રત્નો હોય છે.

જુની અને નવી વિદ્યાના આશ્રિત, કોઇ કેળવાએલ, દિલે ખ્વાસના દાનેશમંદ, બ્હાદુર નર અમારી વાંકિવાન કરે; જન્મથી તે મર્ણ સુધી પૂરૂષોના પરાક્રમ નીચે વસનારી, અમો ગરીબડી-ગાયોની વ્હારે ધાય તો, અમારા હિન્દુ-સંસારના કઠીણ્ય-પ્રશ્નનું કોકડું ઊકલી જાય. આ જન્મમાં તો નહિ પણ-ભાવી જન્મમાં અમારા દુઃખના ડુંગરા દુર થાય, અને સુખ-સ્વર્ગના બારણા ઉઘડી જાય. છેવટ ગરીબાઇમાં જે સંતોષ અને આરામ છે તેવો દોલતની રેલછેલમાં નથી. બાકી અમે તો પરમકૃપાળુ પરમાત્માનો હજુ ઉપકાર માનીએ છીએ કે અમારી સંતોષમાં વસનારી, સાદુ અને ગ્રામ્ય-જીવન ભોગવનારી કેટલીક બ્હેનો —

" છીએ સુખી-ઝુંપડે વસી. ".



# બે સખીઓનો સંવાદ

વિમળા અને મધુરીકા બંને સગી બહેનો છે વિમળાની ઉમર ૩૦ વર્ષની અને મધુરીકાની ૨૫ વર્ષની છે તેમનાં લગ્ન પણ થઇ ગયાં છે. બંનેના પતિને મુંબઇમાં નોકરી હોવાથી તેઓ મુંબઇ રહે છે. વિમળાનો પતિ ત્યાંની હિંદુસ્તાન મીલમાં નોકર છે અને મહિને ૨૦૦ રૂા. કમાય છે. ત્યારે મધુરિકાના પતિને એક અંગ્રેજી ફર્મમાં નોકરી હોઇ મહિને પાચસે રૂા. પગાર પડે છે.

બને બહેનો મુંબઇમાં રહેવા છતાં બનેના નિવાસ સ્થાન જુદાં છે. વિમળા પરેલ બાજુમાં રહે છે ત્યારે મધુરિકાના પતિએ કાલબાદેવી ઉપરના દરીયા મહાલમાં રહેવાનું રાખ્યું છે. એટલે આ બે બહેનોને કોઇ કોઇ પ્રસંગેજ એકઠા મળવાનું થતું હતું.

સૂર્યપુરમાં તેની માતા માંદી હોવાના કારણે બંને બહેનને આજે ત્યાં જવાનું હતું. રાતની ૯॥ ની લોકલમાં તેઓએ જવાનો પ્રોગ્રામ રાખ્યો હતો. અને ગ્રાંટરોડ સ્ટેશને મળવા જણાવ્યું હતું.

## બે સખીઓનો સંવાદ.

ગ્રાંટરોડ સ્ટેશને હમેંશા ભીડ વધારે હોય છે તેથી મધુરિકાના પતિએ ગ્રાંટરોડ આવતી લોકલમાં બેસી કોલાબા જવું દુરસ્ત ધાર્યું, મધુરિકા પણ તેમાં સમ્મત થઇ. કોલાબે ગયાં પછી સેકન્ડ ક્લાસની ટીકીટ કરાવી. મધુરિકા એક કમ્પાર્ટમેન્ટ ખાલી જોઇ તેમાં બેઠી. ગ્રાંટરોડ સુધી સાથે આવવા તેના પતિદેવ પણ સામે બેઠા. કેમકે વિમળા બહેનની તપાસ ગ્રાંટરોડ સ્ટેશનેજ કરવાની હતી.

ગાડી ગ્રાંટરોડ સ્ટેશને આવી ભીડ પુષ્કળ હતી. વિમળાનો પત્તો ન લાગ્યો–મધુરિકાએ તો ધાર્યું હતું કે બહેન હમણાંજ મને સેકન્ડક્લાસમાં શોધતી આવશે પણ થોડી વાર થઇ છતાં કોઇ ન આવ્યું એટલે મધુરિકાના પતિ ભાસ્કરરાય પોતાની મોટી શાળીની તપાસ કરવા ગયા. તો જણાયું કે તે તો થર્ડક્લાસમાં બૈરાંના ડબ્બામાં બેસી ગયાં હતા. ભાસ્કરરાય ત્યાં આવી બોલ્યા. અહો તમે તો બેસી ગયાં છો પણ અહિં કેમ બેઠા. તમારી બહેન ત્યાં સેકન્ડ ક્લાસમાં તમારી જગ્યા રાખી રાહ જુએ છે. વિમળા બોલી અહિં પણ અનુકૂળતા છે. ત્યારે નાહક વધારે પૈસા ખરચવા જરૂર નથી. તમારી ટીકીટ લાવો જોઉં? એમ કહી ભાસ્કરરાયે ટીકીટ માંગી. વિમળાએ આપી. પછી તે બોલ્યા પૈસોટકો શું સાથે બાંધી જવો છે? આટલા કંજુસ કયાં સુધી રહેશો? ચાલો ત્યાં બેસો ટીકીટ બદલાવી મંગાવી છે બનેવીના આગ્રહને વશ થઇ વિમળાને ઉતરવું પડયું કેમકે ટીકીટો પણ બદલવા નોકર મારફત મોકલી ચૂકાયલી હોવાથી તેને સેકન્ડ ક્લાસમાં બેસવું પડયું.

વખત થયો-ગાડી ઉપડી પહોંચ્યાથી સમાચાર લખવાનું જણાવી ભાસ્કરરાય વિદાય થયા. હવે આ કમ્પાર્ટમેન્ટમાં બે બહેનો એકલીજ રહી. છોકરાંને સુવાડયાં. નાકની દાંડી ઉપરથી ચશમાં ઉતારતાં મધુરિકાએ કહ્યું મોટી બહેન ? કેમ થર્ડક્લાસમાં બેઠા હતા.

વિમળા—થર્ડક્લાસથી નીચો બીજો કોઇ ક્લાસ નથી તે માટે ?

મધુરિકા—કેમ એમ બોલો છો ? જુઓ ત્યાં કેટલી બધી ભીડ સુવાનું તો નામ ન મળે ? સ્ટેશને સ્ટેશને માણસોની ઉતર ચઢ આ બધા ત્રાસ કેમ વેઠી શકાય,

વિમળા—બહેન જેને તું ત્રાસ ગણે છે તે ત્રાસ નથી. અને પ્રવાસ કરવો હોય –પૈસા બચાવવા હોય તો એવો ત્રાસ વેઠવો પણ પડે. વળી આપણે ગરીબ બહેનોને શું શું દુઃખો હોય છે તે કોઇ કોઇ પ્રસંગે જાણવાનું પણ મળે.

મધુરિકા—મોટાં બહેન, તમે હજી પણ જુના વિચારમાં રહ્યાં ગરીબોના દુઃખે દાઝયા કરીએ તો આપણો પાર ન આવે. ઇશ્વરે પૈસો આપ્યો છે તે વાપરવાને માટે ખાવું પીવુને આનંદમાં રહેવું એજ આપણું તો કર્તવ્ય છે.

વિમળા—જડવાદના વિચારો તારામાંથી હજી ગયા નથી. દુનિયાની લીલી સુકી હજી તેં જોઇ નથી એટલે તને કયાંથી ખ્યાલ આવે ? ગરીબોની મહેનતથીજ શ્રીમંતો શ્રીમંતાઇમાં આવ્યા છે, ગરીબો તો આપણા ભાઇઓ છે. તેમના ઉદ્ધારમાં તો આપણો તેમ દેશનો ઉદ્ધાર રહેલો છે. વળી પૈસાનો પણ સદુપયોગ હોય છે. થર્ડક્લાસમાં બેસીને જવાનું હોય શરીર સારૂં હોય તો શા માટે સેકન્ડના પૈસા-વધુ ખરચવા, મહાત્મા ગાંધી જેવા પણ જ્યાંસુધી તેમનું શરીર સારૂં હતું ત્યાંસુધી થર્ડક્લાસમાંજ મુસાફરી કરતા હતા. ત્યારે આપણે કોણ ગણત્રીમાં.

મધુરિકા—અનુકુળતા હોય અને થઈમાં બેસવાથી તો આપણી મહત્તા ઘટે, માન આબરૂ કંઇ ન રહે માટે મનુષ્યે પોતાના મોભા પ્રમાણે તો ચાલવુંજ જોઇએ.

વિમળા—આ ખોટા મોભા અને મહત્તાના નકલી વેષેજ આપણી આટલી પાયમાલી આણી છે. ધન્ય હો તેવા નરને કે જેણે આપણી આંખો ઉઘાડી છે. અને દેશને દરિદ્રતાની ઉંડી ખાઇમાં પડતો બચાવ્યો. બહેન કહેશો આજકાલ માસિક ઘરનો ખર્ચ શું આવે છે!

મધુરિકા—મોટાં બહેન, ખર્ચની તો વાતજ ન પૂછશો. એકલા ૧૨૫ રૂ. તો મકાન ભાડાવાળોજ લઇ જાય છે. ૩૦ રૂ. બાબુને ભણાવા માસ્તરના થાય છે. બીજું રોજ સાંજે ફરવા જવાના ગાડી ભાડાના તેમ કપડાંલત્તાં ખરચ ખૂટણના થઇ એમને ૫૦૦) મળે છે તે માંડ માંડ પુરા થઇ રહે છે.

વિમળા—આશ્ચર્ય બહેન, આ તો હાથીનો ખર્ચ ? આવોને આવો ખર્ચ રાખશો તો ક્યાં સુધી નભશે. નોકરી એતો ઉભા પગની સાહ્યબી છે. હાલમાં બચાવશો નહિ તો ઘડપણમાં મુસીબત પડશે. હજી તો સઘળાં ખરચ માથે ઉભાં છે. જુઓ. તારા બનેવીને બસે રૂ. માત્ર મળે છે. તેમાં ૧૦૦) રૂ. ખર્ચ થાય છે. અને ૧૦૦) રૂ. બચત રહે છે.

મધુરિકા—બહેન તમે આ શું કહો છો.!! બસોના પગારમાં રૂ. ૧૦૦) બચાવો છો. મને તો આ સાંભળી નવાઇ લાગે છે. ? ખાઓ છો, ખરાં કે પેટે પાટા બાંધો છો. ?

વિમળા—નાની બહેન પેટે પાટા તો કોઇથી બંધાય છે. અન્ન એ તો શરીર પોષણનું સાધન છે અને તે ગમે તેવું સડેલું ખાઇએ તો આવું શરીર ન રહે. પણ હા એટલું ખરૂં છે કે અમે ત્રીજે દહાડે લાપશી કે શીરો કરીને ખાતાં નથી. વાર તહેવારે સારૂં મિષ્ટાન ખાઇએ છીએ. શુદ્ધ સાત્વિક અન્નના સેવનથી અમારૂં શરીર પણ આરોગ્ય રહે છે, અમે ભૂખ હોય તેટલુંજ ખાઇએ છીએ. અને અજીર્ણની અને ડીસ્પીસીયાની ફરીયાદ જે મુંબઇના લોકોને રોજની થઇ ગઇ છે તે અમારે નથી તેમ મોટા મોટા ડાક્ટરોને ત્યા જઇ ફી ખરચી કડવા તીખા દવાના ઢીંચારા લાવવા પડતા નથી, ઘરનું કામ જાતેજ કરૂં છું. રાંધવાનું દળવાનું પણ હાથે રાખવાથી હાથને કસરત મળે છે. તેમ શરીરની નસેનસ ખુલ્લી રહે છે, રાંધવાનું હાથે રાખવાથી વધુ અન્ન બગડતું પણ નથી વળી ફરવા જવું હોય તો ચાલતા જઇએ છીએ, તારી માંફક પા માઇલ ચાલવાનું હોય તો મારે ગાડી જોઇતી નથી. અમે તો માઇલ બે માઇલ પગેજ ચાલી લઇએ છીએ. તેથી પગ પણ કસરતથી કેળવાય છે. બહેન ખરેખરી શ્રીમંતાઇ કાંઇ બેસી રહેવાથી જણાતી નથી. એ તો એક પ્રકારની આળસ અને દુર્બળતા છે. પડી રહેલું લોઢું કાટથી ખવાય છે તેમ શરીર પણ આળસથી ખવાય છે એ તું કેમ ભૂલી ગઇ. તારો પતિ અંગ્રેજી ઓફીસમાં જાય છે તો એ અંગ્રેજી લોકોનોજ દાખલો લે તો બસ છે તે લોકો કેવા ઉદ્યોગી છે. ગમે તેવું કામ હોય તોપણ તે કરવામાં તેઓને શરમ લાગતી નથી અને આપણામાં તો બશેરનું શાક લાવવું હોય તોએ પાછળ હાટી કે હેલકરીનો ટોપલો જોઇએ છીએ. ઇંગ્લંડના સાર્વભૌમ રાજા જેવા પુરૂષો પણ હાથે કામ કરે છે. જર્મનીના કયસર માટે તો આપણે હાલમાંજ સાંભળ્યું હતું કે પદભ્રષ્ટ થયા પછી તેણે લાકડાના કકડા વહેરવાનું કામ આરંભ્યું હતું. જ્યારે ત્યાં આવી સ્થિતિ છે ત્યારે અહીં શ્રીમંતાઇના ડોળમાંજ બેસી રહેવાય છે. કહે હવે આવા શ્રીમંતો જે પોતાનોજ ઉદ્ધાર કરી નથી શકતા, તે દેશનો તો શું ઉદ્ધાર કરવાના હતાં?

વળી તારે સમજવું જોઇએ કે બધા દિવસો એકસરખા કોઇના ગયા નથી તેમ જવાના પણ નથી. છેકજ શ્રીમંતાઇમાં રહ્યા હોઇએ છીએ, ઘરમાં એક તણખલું તોડી બે કર્યા નથી હોતાં તેવાને જ્યારે દુઃખનો પ્રસંગ આવે છે ત્યારે ઘણુંજ કષ્ટ થાય છે.

અમે તો આવકના પ્રમાણમાં ખર્ચ અને તે પણ જરૂરી હોય તેજ રાખીએ છીએ. વધુ આવક થઇ એટલે વધુ ખર્ચ રાખવો એવું કંઇજ નથી. એ તો ભવિષ્યની સંગ્રહી રાખવાની આગાહી છે.

મધુરિકા—બહેન તમારી આજની સોનાના મૂલ્યની શિખામણ હું કદીજ ભૂલીશ નહિ. આજથીજ મારા જીવનમાં પરિવર્તન કરીશ.

વિમળા—બહેન મેં તો મારી ફરજ બજાવી ખરૂં હતું તે કહ્યું છે. જીવનમાં પરિવર્તન કરીશ તો સુખી થઇશ. તારે વળી આ ચસમાં શું કામ જોઇએ? આગ્યાં હોય અને પહેરે તો જુદી વાત છે પણ છતી આંખે આંધળા થવાનું મન કેમ થાય છે. એ પણ ખાલી ફેશન છે. આ વાયલ ને ગવન ઉંચી એડીના બુટ એ બધું આપણે આર્ય મહિલાઓને શોભે ખરૂં કે? વિદેશી ફેશનનો તો હવે હમેંશને માટે નાશ થયો છે. શરીર ઉપર શ્વેત ખાદી ધારણ કર. અને સાદાઇમાં રહે. પછી તું જોઇ શકીશ કે મહિને કેટલા રૂ. તું બચાવી શકે છે.

વાતની વાતમાં કાંકરાખાડી ઉરફે ઉધનાનું સ્ટેશન આવ્યું. બે બહેનો પોતપોતાના પોટલાં સંભાળી છોકરાંને પણ ઉઠાડી હમણા સુરત આવશે એમ ધારી ઉતરવાને તૈયાર થઇ રહી.



# સ્ત્રીઓનો દરજ્જો.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૪૦થી )

લેખક-( સદ્ગત ) રા. રા. વી. ટી. કોઠારી.
બી. એ. એલ. એલ બી. વકીલ, કરાંચી.

બધી રીતે જોતા સદ્ગુણી ગ્રીક સ્ત્રીનો દરજ્જો ઘણો હલકો હતો. તેને આખી જીંદગી બંધનમાંજ ગાળવી પડતી. જન્મથી યુવાવસ્થા સુધી માત પિતાના હાથમાં કે જે તેનો વિવાહ કરતાં ત્યારપછી તેના ધણીના હાથમાં અને છેવટે વૈધવ્યમાં તેના પુત્રના હાથમાં. આ પ્રમાણે તેની દશા પરવસ અને પરાધિન હતી न स्त्री स्वातंत्र्य मर्हति એ પ્રકારનું વચન આપણા આર્ય શાસ્ત્રમાં પણ આજ અર્થને સૂચવે છે. વારસાની બાબતમાં પણ સ્ત્રીના કરતાં તેના પતિના કુટુંબના પુરૂષોને વધારે હકદાર ગણવામાં આવતા. વિવાહોચ્છેદનનો હક જે તેને અને તેના ધણી બંનેને હતો તે પ્રજામતની તિક્ષ્ણતાથી નકામા જેવો થઇ ગયો હતો. પરંતુ તે તેની સાથે જે ધન લાવતી અને તે પોતાની પુત્રીને આપવાની ઇચ્છા રાખી ગમે તે પ્રકારે તેને આપતી હતી. એથીનીયન ધારો માતપિતા વિનાની સ્ત્રી બાલકોના હિત વાસ્તે બહુ કોમળ અને સાવચેત હતી. પ્લેટો (Plato) એવું શિક્ષણ આપતો કે પુરૂષ અને સ્ત્રી સમાન હક ધરનારા છે. પરંતુ માણસોના આચાર-વિચાર આ મનકલ્પનાની વિરૂદ્ધ હતા. વિવાહ વસ્તુતઃ નાગરિકો ઉત્પન્ન કરવાનું સાધન ગણાતું. સ્પાર્ટન માતાઓના સ્વદેશ ઝનુનના ઘણા વિજયાંકિત દષ્ટાંતો બતાવી શકાશે કે જેમાં તેઓ પોતાના પુત્રોને સ્વદેશની સેવામાં મરણ પામેલા જોઇ હર્ષિત થતી. અને સૈન્યમાં પોતાનો જુસ્સો દાખલ કરી ઉશ્કેરતી. સદ્ગુણી સ્ત્રીનું વર્ણન ગ્રીક ઇતિહાસમાં જવલ્લેજ જડે છે.

સર્વોત્કૃષ્ટતાની કલ્પના મનુષ્યની શક્તિ અને ઇન્દ્રિયનાં સંપૂર્ણ વિકાસ કરતી સન્યસ્તનો વિચાર તો તેમને વિરોધી લાગતો. મનુષ્ય સ્વભાવના કેટલાક વિચારો તેમને ઉચ્ચ લાગતા અને કેટલાક તેમને અધમ લાગતા. પાશવ ઇચ્છાથી મનને અંધકારમાં નાંખવું કે મનોવૃત્તિ નિયંત્રણ કરવી અને વિલાસ ભોગમાં સર્વેન્દ્રિયોને આસક્ત કરવી તે ગ્રીક જીવન ધિક્કારસ્પદ ગણાતું તેમ શાસ્ત્રાનુસાર કુદરતી ખાહેશોનઃ નિગ્રહપણ ગ્રીક વિચારોને પ્રતિકૂળ જણાતા હતા.

ધારાશાસ્ત્રીઓ, નીતિ ઉપદેશક, તેમ પ્રજામત સર્વેએ આ સિદ્ધાંતોને સ્ત્રી, પુરુષના વ્યવહારને લાગુ પાડયા હતા. અને અતિ સદ્ગુણી પુરુષો એવા વ્યવહારમાં ઉતરતા કે જે અત્યારે એક અવાજે ધિક્કારવા લાયક ગણાય. અનેક સમાજોના અનુભવ ઉપરથી જણાય છે કે કેટલીક વખત પ્રજામત એક જાતિને અમિત છુટ આપતો પરંતુ તેજ પ્રમાણમાં બીજી જાતિને હક આપતો જણાયો નથી.

ગ્રીકમાં જ્યારે વિલાસ પ્રિયતા વધી ગઇ ત્યારેજ તેનો વિનિપાત થયો. પૂર્વે જ્યારે તેની જાહોજલાલી હતી ત્યારે એથેન્સની એવી દુરાચારી સ્ત્રી કે જેને આપણે વેશ્યાના સંબોધનથી સંબોધીએ છીએ તેણેજ કેવળ ભૌતિક દેહના વિલાસને અને સૌંદર્યનેજ મહત્તા આપી અનેક યુવકોને નીતિના માર્ગથી ચલિત કર્યા. પરિણામમાં ગ્રીક સંસ્કૃતિના મૂળમાં આ પ્રમાણે સડો લાગવાથી તેનું નામનિશાન આજે રહ્યું નથી.

જ્યારે તેની પ્રભાવના હતી ત્યારે આથેન્સની તે વેશ્યા સ્ત્રીઓ બધી જાતનું પુરેપુરં સ્વાતંત્ર્ય ભોગવતી હતી. અને તે પોતાના હાવભાવને ઓપ આવે એવા જ્ઞાનને મેળવવા ઘણીજ વખત પ્રયત્ન કરતી હતી. ઇતિહાસકાર કવિ અને ફીલસુફોના મંડળને પોતાની આસપાસ ભેગું કરી તેઓના રસિક વાદવિવાદમાં અનિયમીત ઝંપલાવતી અને તેને લીધે અનુપ સુંદર સાક્ષર મંડળની કેન્દ્રસ્થાન બનતી. મર્યાદાની ખાતર જે કોઇપણ ઇતિહાસમાં દર્શાવવામાં આવતું નથી તે નૈતિક ઇતિહાસમાં અતિ સુક્ષ્મ ઉલ્લેખમાં દર્શાવ્યા વિના ચાલે તેમ નથી કે ગ્રીક સંસ્કૃતિની એક ખામી એ હતી કે તેણે સંયમ અને કુદરતી પાશવવૃત્તિને જોઇએ તે કરતાં વધુ વધવા દીધી હતી. બહુજ સારા અને સાધુ પુરુષના જીવનમાં પણ સ્ત્રી વ્યવહારની છુટછાટ દુર્ગુણ તરીકે નહોતી ગણાતી

આ દુર્ગુણ હોમર અને Hesiodના સમયમાં નહોતો. તે તેના લેખો પુરવાર કરે છે. ગ્રીક જીંદગીનું આ પ્રકારનું ચિત્ર અનિચ્છાએ મારે આલેખવું પડયું છે. અને આવા દૃષ્ટાંતો કે જે સ્થુલ ચક્ષુને નાગાં લાગે તે નૈતિક ઇતિહાસને ખાસ ઉપયોગનું ન હોત તો એને સ્થાન આપ્યું ન હોત. ઉપરની બીના ઉપરથી સિદ્ધ થશે કે ગ્રીસ જે મહાનનરોની ઉત્પત્તિ વાસ્તે પ્રસિદ્ધ છે તે શા માટે ઉત્તમ સ્ત્રી વ્યક્તિઓથી રહિત છે. વળી ઉપરનું વર્ણન સંપૂર્ણ રીતે પ્રદર્શિત કરશે કે ગ્રીક નીતિ ઉપદેશકો આપણા કાળની માફક મનુષ્ય પ્રકૃતિના બે ભાગ ઉચ્ચ અને નીચ એમ સ્વીકારતા પરંતુ પ્રજામત આપણા નીતિના આશયથી ઘણોજ ભિન્ન હતો. અને તેજ તેનો સંહારક થયો. પ્રજાના નેત્રો ઉપર જ્યારે ખોટા અને ક્ષણીક મોહની અંધારી છાયા છવાય છે ત્યારે તેને કાંઇજ સુઝતું નથી. નેત્રહિન થયેલા મનુષ્યની માફક તે આમથી તેમ ગોથાં ખાય છે. ક્ષણીક પાશવવૃત્તિ એજ દુઃખનું મૂળ છે. મનુષ્યને મનુષ્યત્વમાંથી બાતલ કરી પશુરૂપે સ્થાપનાર છે. પોતાની સ્વીકારેલી ધર્મ પત્ની સિવાય અન્ય સર્વ ઉપર માતા અને ભગિની પ્રેમ રાખવો જોઇએ. તેમાંજ મુક્તિ છે. આ રહસ્યમય સુત્રનું ભાન ગ્રીક પ્રજાને છેવટમાં થયું હતું. ગ્રીક પત્ની ઉપર સખત ફરજો નાંખવામાં આવી હતી. તેમ ગ્રીક પુરુષો ઉપર પણ થોડા વખત પછી થોડાક પ્રકારની ફરજો નાંખવામાં આવી હતી. અને અસ્વાભાવિક પ્રેમની નિંદા કે અવગણના એવી નમ્ર રીતે થતી હતી કે જે આપણને અત્યારે બહુ ધિક્કારપાત્ર જણાય છે.

(અપૂર્ણ.)

## રડશો નહિ.

### હરિગીત.

પરહસ્ત નિજ વિસ્તીર્ણ ભૂમિ,
જાય પણ રડશો નહિ
આશા નિરાશા થાય કદી,
તો પણ તમે રડશો નહિ;
આ અંગના અવયવ શિથિલ,
સૌ, થાય પણ રડશો નહિ,
અતડા રહે સૌ મિત્ર કદી,
તો પણ તમે રડશો નહિ.
કદી કાળ કુડો ક્રૂરતાથી,
સ્નેહી છીનવી લઇ જશે.
એ ડર થકી રડશો નહિ.
રડશો નહિ કો દિન તમે,
પણ પાપ કર્મો જો કરો.
આચાર નિર્મળ નવ રહે,
તો તો રડો, રડશો નહિ.
તો પણ કદી રડશો તમે.

ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ.

# મનસ્વી મનોરમા.

લખનાર—અંબાશંકર નાગરદાસ પંડ્યા. માણસા.



(૧) **તૈયારી** ગોવિંદપુરમાં હજારેક ઘરની વસ્તી છે. વાણીયા, કણબી, સુથાર, લુહાર, બ્રાહ્મણ, અને મુસલમાન એ બધીય કોમની વધતી ઓછી સંખ્યા અહિં માલમ પડે છે. ગામને પાદર એક 'હઠીશંગ શેઠની વાડી' નામે નાનોશો બાગ છે. તેની બાજુમાં એક જુનું મોટું ડેલું છે. એ ડેલામાં બે ઓરડા અને એક મોટી લાંબી ઓસરી છે. મોટા ફળી વચ્ચે ભાડુતી ગાડાં હમ્મેશાં ત્યાં છૂટે છે અને મુસાફરો પણ વિસામો લે છે. અવારનવાર ગામના કોઇ માણસને કે સરકારી દરબારી નોકરીયાતને પણ થોડા દિવસ ખપ પૂરતું આ ડેલું ઉપયોગી થઇ પડે છે. એજ મુજબ આજે આ ડેલાની ઓશરીમાં હમ્મેશ કરતાં જુદો રંગ જોવામાં આવે છે. વેંત બે વેંતના ખાડા ભીંતોપરના જાળાં કે બાળ્નાં એમાંનું કશુંય હાલમાં ત્યાં જોવામાં આવતું નથી, ભીંત ધોળાવીને સુંદર કરી છે. નીચે ગારમાટી કરીને મોટા ચોગાનમાં આજકાલ કોઈ ગાડાને ઉતારવા દેવામાં આવતા નથી, આખું ડેલું સ્વચ્છ અને સુંદર દેખાય છે. કારણ કે આજે આ નાના ગામના શેઠ ગોવિંદભાઇ—ટુંકમાં કહેવાતા ગોવાશેઠની દીકરીનાં લગ્ન હોઇને મેમાન માટેના ઉતારા વાસ્તે એ ડેલું નક્કી થયેલું છે. એથી તે નવું બન્યું છે અર્થાત સાફસુફ થયું છે.

ગોવાશેઠનું મકાન ગામ વચ્ચે બેઠા ઘાટનું ત્રણ ચાર ઓરડા અને એક મોટી લાંબી ઓશરી તથા તેવડાજ લાંબા ફળીવાળું ગામડીયા ઘાટનું પણ ગામમાં સૌથી પહેલા નંબરનું છે. આજકાલ ત્યાં ભારે ધમાલ મચી રહી જણાય છે. બૈરાઓ તો ખડે પગે તૈયાર છે. વડી, પાપર સૂકવેલાં માલમ પડે છે. ઘહું વગેરે વીણાય છે. એક બાજુ બે દરજી સીંગરના સીવવાના સંચા અને ગજ કાતર લઇ ધમધોકાર કામ ચલાવી રહ્યા છે. ભીંતે સુંદર રંગના ઝીણા ઝીણા ગોળ કાચવાળા શોભીતા ચાકળાઓ લટકાવી દીધા છે. શેઠનું ઘર એટલે સારૂં લગાડવા—મોટા દેખાવા અને તેનો ૧, હજાર વેળા પડે એમ સમજી ગામનાં બૈરાંને ને આદમી 'લાવો શું કામ છે!' એમ ઙતાં હરપળે આવે જાય છે.

આ પ્રમાણે ગોવાશેઠની દીકરી મનોરમાનાં લગ્ન હોવાથી નાનકડા ગામમાં મોટી ધામ ધૂમ ચાલી રહી છે. ગોવાશેઠને અને ચંચળ શેઠાણીને તો જવાબ દેવાની પણ ફુરસદ નથી, કાકા—મામા—માશી—ફુઈ વગેરે સગાંઓ તેમજ શેઠાણીના ભાઇ બ્હેનો પણ આ શુભ પ્રસંગ પર આવી પ્હોંચ્યાં હેવાથી ત્રીશ ચાળીશ માણસનું મેટું કુટુંબ થઇ રહ્યું છે. સૌ કોઇ લગ્નની તૈયારીમાં મદદરૂપ થવા હોંશ ભર્યો ભાગ લેવા આવ્યા છે.

(૨) **લગ્ન** આર્યસંસારનું ગાડું કઇમેર—કઇરીતે વહે છે એ નક્કી કરવું હવે તો બહુ મુશ્કેલ થઈ પડ્યું છે. ગોવાશેઠની પૈસેટકે સારી સ્થિતિ હોવાથી લગ્નમાં તે સહજસાજમાં

ત્રણચાર હજારનું ખર્ચ કરવા તૈયાર હતા. જ્યારે તળ તેમના ગામ ગોવિંદપુરમાંજ-તેમનીજ જ્ઞાતિનાં બેચાર કુટુંબ તદ્દન નિરાધાર થઇ પડયાં હતાં. તેમાં એક બે તો બિચારી પોશીએ હતી. તેમને પેટપૂર ખાવાનું કે પહેરવાને લુગડાં પણ નહોતાં તેઓ બિચારા માંડમાંડ પ્રભુની દયાથી નભી રહેલાં હતાં-બેનથુ ગરીબ છોકરાઓ ભણવા જેટલું ચોપડીઓ ફી વગેરેનું ખર્ચ નહીં પોષાઇ શકવાથી આમથીતેમ-પેટ ભરવા માટે-પાંચ પંદરની નોકરી માટે દરબારી સરકારી કારકુનો કે અમલદારો પાછળ જળો માફક વળગ્યે જતા હતા- આવી સ્થિતિમાં તેમને સહાય આપવા માટે કોઇ તૈયાર નહોતું-ગોવાશેઠ ત્રણ હજારને બદલે પાંચસો ઓછા ખરચીને તેટલી રકમ કોઇપણ બીજા સદવ્યયમાં વાપરે એવી આશા રાખી શકાય નહીં-સિવાય કે તેમને ગળે ખરી વાત ઉતારનાર ઉસ્તાદ કોઇ મળે.

લગ્નમાં મનોરમા માટે પોંચી, સાંકળાં, છડીંદીઆં, અંગુઠીયા, મગમાળા-બેરમાળા મળીને સુમારે નવસેનું ઘરેણું શેઠે રાખેલું, એ બહુ સંતોષની વાત ગણાય પરંતુ જેટલું ઘરેણું આપવાની અને લુગડાં આપવાની માત-પિતાએ તજવીજ રાખેલી તેનો પચ્ચીસમો ભાગ પણ તે બાળા ઉચ્ચ સંસ્કારોવાળી- સારા સદ્દગુણવાળી કે ગૃહણી નામને સાર્થક કરે એવી થાય તેની લેશ પણ કાળજી નહિ રાખેલી-વાંચનાર તે વાર્તાની ખાત્રીઆગલા ભાગમાં જોશે.

આ પ્રસંગની મહત્તા વિચારીને 'ધનોભગત શેઠની પાસે ગયા અને ધર્મશાળામાં ઉતરતા મુસાફરને પાણીની મુશ્કેલી ઘણી પડે છે, માટે નજીકમાં અસોત્રણસો રૂપિઆ ખરચી એક કૂવો કરાવી આપવા માટે ગોવાશેઠને ઘણા વિનવ્યા, પણ હમણા નહિ પછી વિચાર કરીશ' એ સિવાય બીજો જવાબ ન મળ્યો.

લગ્નમાં સારી વિધિ-વેદોક્ત ક્રિયા-ને બદલે ભારે ધામધુમ, પુત્રીને સદુપદેશ અને ઉચ્ચ કેળવણીને બદલે સારા દાગીના અને વસ્રો અને લગ્ન પ્રસંગના કુટુંબમેળામાં એક બીજાને મળી બેટી સુખદુઃખ જાણવાને બદલે પરસ્પર નજીવી વાતમાં વધતું ઓછું માની લઇ દ્વેષનો વધારો આટલું થયા પછી લગ્નની સમાપ્તિ સાથે સૌ સૌને સ્થાને વિદાય થયાં.

*(૩) અતિ કોસ-સુંદરનું વાતાવરણ—બિચારા દયાળજી તો સૂરતી કંઇક સંસ્કારી* અને વળી પ્રથમ શ્રીમંત સ્થિતિમાંથી નબળી દશામાં આવી ગએલા, એટલે કયી રીતે પોતાની અસલ સ્થિતિ પ્રાપ્ત થાય ને પોતાની લાજ આબરૂ વધતી જાય. એવાજ ઉદ્દેશમાં તેઓ દુઃખ નિતાવતા હતા. મુંબઇનાં મોહક સ્થાનો અને સ્થળોએથી તેઓ સર્વદા છેટાજ રહેતા. નાટક ચેટકની લગાર પણ તેમને મોહની નહોતી. એટલે મુંબઇમાં પોતે પાંચ પૈસો પેદા કરવા આવ્યાં છે એ ખ્યાલ તેમણે હજી સુધી બરાબર સમજી વિસારી દીધો નહોતો.

તેઓ પ્રિન્સેસ સ્ટ્રીટપરના એક માળામાં ખુલ્લી હવાની આવ જા થાય એવી એક ઓરડીમાં ભાડે રહેતા હતા. આ માળામાં બીજાં ઘણાં હીન્દુ (ઉચ્ચ કામનાં) કુટુંબપણ વસતાં હતાં, જેમાંના ઘણાખરા વેપારી લાઇનના નોકરીઆત વર્ગના હતા.

લાંબી મુદતથી રહેનારાઓ તો દયાળજીનો સ્વભાવ ઓળખી ગયા હતા, પણ નવા આવનારાને જરા વિસ્મય લાગે કે આ વાણીયો મુંબઇમાં આવીને હજી ગામડીયા જેવો

રહેલા છે! કારણ કે કોઇ દહાડો રંગ-રાગ-નાટક, સીનેમા કે ગાડીમાં બેસી ફરવા હરવા જવું એ તેમને પસંદ નહોતું. નોકરીપર જાય અને ત્યાંના કાર્યથી પુરા ફારેગ થઇ ઘેર આવે. ફક્ત કોઇવારજ તેઓ ભાષણ સાંભળવા જતા! વધુમાં નહીં ચા, નહીં બીડી નહીં, પાનસોપારી કશુંજ ખાવાની ટેવ નહિ. આવા કારણે તેઓ પૂરા ગામડીઆ છે, એવું થોડા પરીચયવાળાને લાગ્યા વિના રહેતું નહિ.

મનોરમા મુંબઇમાં આવી, પતિ સાથે રહી અને માળામાં જરાં નજીક પડોશમાં જાણીતી થઇ એટલે તો તેણે રોજ રોજ પોતાના પતિ સાથે લ્હડવા માંડયું-"અરે! જરા ઘરમાં ચા-ખાંડ તો જોઇશેજ" "એકાદ પ્રાઇમસ લાવો, મારી કોઇ બેનપણી આવે કે તુર્તમાં ચાહ બનાવવી હોય તો શું કરૂં?" "તમે ઘરડા જેવા થયા તે બધો ત્યાગ તમારે ચાલે અમે તો હજી નાનાં અગારે તમારી જેમ રોટલાં સિવાય બીજું બધું બંધ એવું ન રહે"- આવા પ્રકારનું રોજ રોજ ધાંધલ મચાવી તેણે દયાળશાની ઓરડીમાં અચ્છો સુધારો કરી દીધો. બિચારા દયાળશાએ "પત્ની બાળક છે. સહમજતી થશે ત્યારે આ પ્રમાણે નહિ કરે" એમ સમજી-પોતે પાછા દયાળુ એટલે-કાંઇ બહુ વાંધો લીધા વગર તેની ઘણીખરી માંગણી પૂરી પડી:-પરંતુ આમ કરતાં કરતાં મનોરમાની સ્વચ્છંદ વૃત્તિને વધુ પોષણ મળવા લાગ્યું, એમાં પાછું મુંબઇનું વાતાવરણ!!! એમાં શી ખામી!!

(૪) **સખી મંડળમાં મનોરમા**—મોટે ભાગે પુરૂષવર્ગ ઘેર ન હોય ત્યારે આય સન્નારીઓ પોતાના વખતનો વ્યય કેવળ (અપવાદ સિવાય) પારકી કુથલીમાં કર્યા કરે છે. આવી અમૂલ્ય જીંદગી તેનો કીમતી સમય તેઓ પોતાના જ્ઞાનમાં અને પોતાની આવડમાં સુધારો વધારો કરવા પાછળ ગાળવાને બદલે મિથ્યા વાદવિવાદમાં એક બીજાની નિંદા-પરાઇ કુથલી કરવામાં ગાળે એ કેટલું શોચનીય છે?!!! પ્રભુ તેમાંથી બચાવો.

મનોરમા જમી એકવાડ અબોટથી પરવારી જ્યાં પોતાની ઓરડીના બારણાં આગળ આવી ઉભી છે ત્યાંતો સામે ઓરડીમાં રહેનારી બોલી—અલી! મનોરમા આવ્યને ત્યારની શું કરે છે? અહીં આવ, આવ, જો આ તારા, વિજળી, જમખી ને શશીબેન પણ અહિંજ છે.

આમંત્રણનો સ્વીકાર થયો—મનોરમા ત્યાં ગઇ. હવે કેવળ વાતોના તડાકા શરૂ થયા.

વિજળી—અલિ જમખુ તને મુંબઇ આવ્યાં બે વરસ થયાં તેમાં તેં કેટલીવાર તારા એની સાથે જઈને નાટક જોયાં?

જમખુ—વાહ! એવું શું પૂછે છે અલિ! હું તો ઘણીયેવાર નાટક જોવા ગઇ હઇશ એ કાંઇ નોંધી રાખીએ?

શશિ—ના! ના! જમખી! તું સમજી નહિ, નહિ, એતો આ મનોરમા બીચારી છ-છ મહિનાથી અહિં આવી છે પણ હજી તેણે નાટકજ જોયું નથી.

વિજળી—હેં હેં હેં-શશિબેન એવી ગપ શું મારો છો?

જમખુ! અરરર, સારે હેં મનોરમા! ખરૂં કહેજે હોં બા! તેં સીનેમાં જોયું છે કે?- અને વાલકેશ્વર, બેંડસ્ટેન્ડ, પાલવે ક્યાંઇ ગઇ છું કે નહિ?-કહે તો ખરી!

મનોરમા—(બહુજ શરમાતી નીચું જોતી)—ના ! ના ! હું નથી ગઈ મેં એકવાર તેમને કહ્યું કે-મને જોવા જેવું હોય ત્યાં લઈ જાઓ, તેણે કહ્યું કે-હમણાં શેઠની ગાડીનો ઘોડો માંદો છે તે સાજો થશે ત્યારે તેમની ગાડી માંગી લઇ બે દિવસમાં બધું ત્હને બતાવીશ.

તારા—અરે કાલી રે કાલી ! એ તો તને બકાવાની વાત. શું ગામમાં બીજી ભાડે ગાડી નથી મળતી ? અને ટ્રામ ?—જે જોઇએ તે તૈયાર છે. ને વળી તારે શું ખામી છે ? ખાનાર પીનાર બે જણાં ને પગાર તો ખારસો મઝાનો દોઢસોનો આવે છે કેમ ખરૂંના ?

વિજળી—પગાર આપે છે ખરૂં પણ મનોરમાને કોડી વાપરવી હોય તેમ......હેંહેં......

મનોરમા—ના ના એવું તો કંઇ નહિ. મને યે મહિને પાંચ રૂ. હાથ ખરચના તેઓ આપેછે.

જંમખુ—અલિ ત્યારે તે દિવસે પેલો આયનો તેં કેમ ના લીધો ?—ને મને કહ્યું એ એ આવે ત્યારે વાત ! ! !

મનોરમા—એ તો ફક્ત એટલું કે—એ લેવું તે તેને પૂછીને ખુશીથી લેવું.

બધાં—હેં હેં હેં ત્યારે એમજ કહોને કે નાની જાણીને તને બનાવે છે ! પૈસા વાપરવાના પાંચ રૂ. આપે છે, ને તેને પૂછ્યા વિના તો કાંઇ લઇ શકતી નથી ત્યારે એ રૂપિઆ આપ્યા સરખા અને ન આપ્યા તોય સરખા.

મનોરમા-તમે એમાં હસો છો શું ? મારેજ જો કંઈ લેવાની મરજી થઈ હોય તો એનાથી ના ન પડાય. અને સહજ પૂછવું તો જોઇએ ના ?

શશિ—ઠીક લ્યો ત્યારે તારી મરજી પડે તેમ થતું હોય તો અમે-હું અને તારા નાટક જોવા કાલે રવિવારે દિવસનો ખેલ હોવાથી જોવા જવાનાં છીએ, તું તારા તેમને પૂછી તૈયાર થઈ રહેજે ને આવજે. જો તો ખરી કે મુંબઈમાં આ ઓરડી સિવાય કેટકેટલું જોવા જાણવાનું છે.

આડી વાતો કરી ચાર વાગતાં બધું મંડળ વિખરાયું. મનોરમા પતિને કહેવા આજે મક્કમ ઠરાવપર મનથી આવી.

**(૫) પડતીનું પ્રથમ પગથીયું** પતિ ઘેર આવ્યા બાદ, પોતે કરી રાખેલા નિશ્ચય પ્રમાણે આજે મનોરમા બોલી-તમે તો શેઠની ગાડીના ઘોડાનું બ્હાનું કાઢી મને ક્યાંય લઇ પણ જતા નથી અને આવડા મોટા શહેરમાં ઘણું જોવાનું છે પણ હજી સુધી...

દયાળશા—તું એમ ઉતાવળ કર નહિ. જો હજી નરોતમશેઠના ભાણીબા પણ આવવાનાં છે એ. મેં કાંઇ જોયું નથી, તે અને તું એમ બને સાથે બધુંએ મુંબઇ જો જો. હું શેઠને કહીશ.

મનોરમા—ના ! ના: એ તો ત્હમે બધાં બ્હાનાં............

દયાળશા—હું જૂઠું કહું છું શું ! અને એમાં આમ આંખમાં પાણી શું લાવે છે ?

મનોરમા—અરે મને એક નાટકમાં પણ..........

દયાળશા—નાટકમાં તે શું જોવાનું છે? તેમ છતાં આપણે કાંઇક સારો એવો ખેલ કોઇ હશે તે દિવસે એકવાર જરૂર ફકત તારે ખાતર જઇશું. જો મેં હજી પાંચ વર્ષમાં માંડ એકબેવાર તો એ શેઠની સાથે..........

મનોરમા—તે તમને નહીં ગમે માટે બીજાને યે ન ગમે? તમને તો કાંઇ નહિ ગમે? હજી અમે જોવા જેવડાં રહ્યાં, તે અમને તો એવું તમારા જેવું સાવ ન ગમે. જોવા જેવડાં હઇએ તે શું ન જોઇએ?

દયાળશા—અરે પણ આમ ગુસ્સે શું થાય છે? કોઇ સારા સંગાથ......

મનોરમા—શશિ બેન કાલે જવાનાં છે એટલે હું પણ તેની સાથે...

દયાળશા—કાલે નહિ, જો મારે કાલે બપોરના ત્રણ વાગ્યા પછી........

મનોરમા—ના! ના! હવે એવાં બ્હાનાંથી હું કાંઇ માની જવાની નથી. હું તો જવાનીજ. હવે તમે કહી રહ્યા?—

## (૬) પડતી વિખવાદ

શિખર ઉપરથી માનવી, ઉતરે ડગલું એક.
ક્રમે ક્રમે નીચે પડે, જો નહિ ધરે વિવેક.

માણસ જાતની એક સામાન્ય રીત એ પણ જોવામાં આવે છે કે-દુર્ગુણનો પાસ બેસતાં તેને વાર લાગતી નથી. સારા ગુણો કેળવતાં સમયનો સમય વહી જાય છે. જ્યારે નઠારી ટેવ પડતાં થોડીજ વાર થાય છે. ગઇ ભુલ સુધારે નહિ તો એક પછી એક તેને - પાયરીએ ઉતરી પડવામાં બહુ સમય લાગતો નથી. કારકુનીમાંથી મોટા અમલદાર થવામાં બહુ સમય જોઇએ છે, પણ મોટા અમલદારીમાંથી-ભૂલ થતાં-ઘેર બેસવાનો વખત સહજમાં આવી જાય છે. તદ્દવત મનોરમાએ આજ સુધી જાણે અજાણ્યે પણ જે મનોવૃત્તિ ઉપર કંઇક ધણીની યુક્તિથી કંઇક ધાકથી કંઇક અણુજાણપણે જે અંકુશ સાચવી રાખ્યો હતો, તે એ દિવસે દિવસે વધતો જતો હતો. તે સ્વચ્છંદ બનતી જતી હતી. હમણાં તે સ્વગત વિચારતી હતી:—

"હું હવે હું બધુએ સમજી! નાટકમાં જવાની તે મને ના પાડતા હતા– તે ખરચ થાય તેટલા સારૂજ! આજ સુધી મને તેમણે કેવી અજાણી રાખી! અહાહા! ત્યાં કેવી જોવાની મઝા!!! શું કાંઈ તારા શશિ; જમખુ અને બબી બ્હેન મૂર્ખ છે તે પાંચ પંદર દહાડે જોવા જાય છે—ત્યાં એવું મઝાનું જોવાનું સાંભળવાનું મળે અને કોણ ન જાય?– વળી પેલું સીનેમા પણ મને જોવા નહીં દીધેલું. હું કેવી ખરી કે તેઓ પૂને ગયા એટલા દિવસમાં એ પણ જોઇ આવી. એમાંએ શી મઝાની ગોઠવણ!!! આવું સારૂં સારૂં, અમે જોઇએ એમાં એનું શું થવાનું હતું!–એતો લોભીઆ છે તે ના પાડે છે, વળી એ અવસ્થાએ હવે મોટી વય છે તે એને ન મન થાય–મને તો–હું તો હજી સાવ નાની– જોવા જાણવા જેવડી છું--એટલે મન થાયજ સ્તો. કાલે પાછા ગંગા બ્હેન ક્યાંક ગાડી કરીને ફરવા જવાનાં છે. હું પણ જઇશિ!!

છેલ્લા શબ્દો 'હું પણ જઇશ' એ મનોરમાથી હરખમાં ને હરખમાં ઉતાવળથી બોલાઇ જવાયા એટલે તેજ વખતે ઘરમાં દાખલ થતા દયાળશાએ તે સાંભળ્યા. પણ પોતે સ્વભાવ પ્રમાણે સાંભળ્યુંજ નથી કરીને 'ગુજરાતી' વાંચવા બેઠો. મનોરમા નજીક આવી અને બોલીઃ-

મનોરમા—જૂઓ એમ તમે આવીને તરત છાપામાં મોઢું નાંખીને બેસો, તે મને નથી પાલવતું મને કાંઈ,કહેવું પૂછવું હોય કે નહિ?

દયાળશા—હા. કહેને શું છે?

મનોરમા—આ ઝીકુ બ્હેને કરાવ્યો છે, તેવો ઝીકભરેલો મારે કબજો અને પેલું મેં તમને કહ્યું તું કે શીરીનબાઇએ ન્હોતું પ્હેર્યું તેવું પોલકું..........

દયાળશા—હમણાં કાપડના ભાવ બહુ વધી ગયા છે, અને તારી પાસે પંદર જેટલાં પોલકાં કબજા છે તો એ શું છે?

મનોરમા—એટલે? એતો પ્હેલાનાં છે. તમે કાંઇ હમણાં મહિના દિવસમાં એ કેમ........

દયાળશા—બધાં લોકો મહિને મહિને લુગડા કરાવતાં હશે કાં?

મનોરમા—એમ હું ક્યાં કહું છું? પણ કાંઇ બહાર જઈએ આવીએ ત્યાં આવાં ધૂળ જેવાં લૂગડાં તો મને...........

દયાળશા—તું તો કશું સમજતીજ નથી. એટલો વિચાર નથી. કરતી કે ટકાઉ, સારાં અને આપણાં ગજા પ્રમાણેનાં આપણે તો લૂગડાં હોય. કાંઇ મોટાં લોકોને વાદ આપણે ન થાય.

મનોરમા—હું તો કોઇનો એ વાદ કરતી નથી. લ્યોને આ પાડોશનાં ગીજુબેન નવનીતરામ નાં વહુ કેવાં લુગડાં પ્હેરે છે!! જોયું છે તમે? તેને તો પૂરા સાંઠ રૂ. પગાર નથી મળતો.

દયાળશા—અરે આ તું શું બોલે છે. તેના વાદ શા? તેની વાત તું સમજતીજ નથી, જો સાંભળ કોઇને કહીશ નહિ એને પગાર તો એટલોજ મળે છે પણ એતો...... .........................એવી રીતે બીજા રૂપિઆ પેદા કરે છે આપણાથી તેવા હરામના પેદા નથાય?

મનોરમા—પોતાને ખર્ચ કરવું નહિ એટલે બધાં બ્હાનાં, તમેય આવડે તો તેમની જેમ લાવોને પૈસા! બધામાં હોંશિ......જોઇએ છે. હાય! હાય! કેવા રૂડાં-રૂપાળાં પહેરે ને મારે તો................................ ..

દયાળશા—અરે ભઇ! હવે તું પંચાત છોડ. તું કહીશ તેવું લાવી દઈશ-જીવ ખાતી મટ. ઉઠ આમ રડી રડીને શીદ પજવે છે?

મનોરમા ઉઠીને ચા મૂકે છે.

(દયાળશા પત્નીની મર્યાદથી કંટાળી ચોપડી લઇ વાંચવા બેસે છે.)

(૭) છેવટ શું ? પત્નીના દુર્ગુણો તરફ દિવસે દિવસે ધિક્કાર છૂટતો ગયો, તો પણ દયાળશાએ-ધીરજ છોડી નહિ. ગમેતેમ કરીને સુધારી લેવી-સમજાવી લેવી એવા ઇરાદાથી હવે તેણે કોઈ પણ યોગ્ય પગલું ભરાવાનો નિશ્ચય કર્યો-પરંતુ પંદર સોળ વર્ષની-માબાપથી સંપૂર્ણ લાડમાં ઉછરેલી- અને પાછી મુંબઈમાં આવીને પણ બધી સ્વચ્છંદ પરિસ્થિતિમા રહેતી મનોરમા-મનફળ મનોરમા- એકદમ શી રીતે સુધારા ઉપર આવે !- દયાળશાને હવે તો એમ લાગવા માંડયું કે-આ પરણેલા કરતાં કુંવારી જીંદગી સારી ! કોઈએ ખરૂંજ કહ્યું કે-

"વણ પરણેલા મનમાં મુંઝાય ફોગટ જેવા ફરીએ રે"
પરણેલા પૂરા પરતાય—હવે શું કરીએ રે ।"

આમ દયાળશા બિચારા ઉપાધીમાં ને ઉપાધીમાં અર્ધા થઇ ગયા-અંતે ગોવિંદપુરથી ગોવાશેઠનો મનોરમાને મોકલવા બાબત પત્ર આવતાં હાલ તરતનો તેને સારા સંગાથ જોગ ગોવિન્દપુર ( પિઅરમાં રહેવા ) મોકલી દીધી-

વાંચનાર ! તું શું વિચાર કરે છે !-આર્યસંસારમાં કેટલાંએ જોડાં એવાં છે કે-વયં અને ગુણની અસમાનતાથી પરસ્પર રાત દિવસ દુખનાજ નિશ્વાસ નાંખે જાય છે. ધણીના દોષથી સ્ત્રી, અને સ્ત્રીઓની મૂર્ખાઇથી ધણી અંતર અને બહારથી બળેલા રહે ત્યાં દંપતી જીવનની કેવી અધોગતિ !!!

આર્યસંસારના આ બંધારણપર-અને વિશ્વના વૈચિત્ર્ય પર ફકત એક વાર અશ્રુ વહેવરાવજો અરે ! તેમ પણ કરવાની શી જરૂર છે.? બધો ભાર વિધાતાને સોંપી-પડયું પાનું સુધારી લેવું અને સ્વ. કવિ દલપતરામે ગાયું છે તેમ ગાવું કે-

અરે ન કીધાં ફુલ કેમ આંબે !
ઘણાં કર્યાં કંટક શાં ગુલાબે ?
સુલોચનાને શીર અંધ સ્વામિ.
ખરે વિધાતા તુજ કૃત્ય ખામિ.

---

# સ્ત્રીઓનો દરજ્જો

## ( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૬૮થી )

લેખક-સદ્‌ગત વી. ટી. કોઠારી બી. એ. એલ. એલ. બી. વકીલ કરાંચી.

---

જો આપણે રોમન સંસ્કૃતિ તરફ નજર નાંખીશું તો આપણને રોશન થશે કે નારીની પ્રતિષ્ઠામાં તેઓમાં પાછળથી ઘણો સુધારો થયો હતો. એક પરણિત સ્ત્રીના જેટલું ગણિકાને કદી માન મળતું નહિ. તે પ્રજામાં પાતિવ્રત્યનો સદ્‌ગુણ બે પ્રકારનો ગણવામાં આવતો હતો. ઉપયોગી પણું એજ નીતિ છે. એવો સિદ્ધાંત જે દેશમાં રાજ્યદ્વારી પ્રકૃતિ ધાર્મિક વૃત્તિ કરતાં તિવ્ર

# સ્વર્ગીય સંસાર

એટલે

# સદ્‌ગુણી ગૃહિણી.

લેખક—બાલકવિ, જામનગર.

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૧૯થી)



શશિકાન્ત બહુજ તિવ્ર બુદ્ધિનો હોઇ કલાસમાં હમેશાં પહેલો કે બીજે નંબર પુરાતો તેને એક સ્કોલરશીપ પણ મળતી હતી. તે વિનયશાલી સુશીલ અને જરૂર જેટલુંજ બોલવાના સ્વભાવવાળો હતો. સ્વરૂપમાં પણ સુંદર હતો. તેના આ સદ્‌ગુણોથી ઇન્દ્રવદનરાયના ઘરમાં સઘળાને અત્યંત પ્રિય થયો હતો. જો કોઇ દિવસ તે તેમને ઘેર ન આવતો, તો ઇંદ્રવદનરાય તુરત તે ન આવ્યાના કારણનો તપાસ કરતા. શશિકાન્ત એક ગરિબ માબાપનો દિકરો હતો તે એક ભોજન શાળામાં જમતો. અને ઘણા ટુંકા ભાડા વાળી ઓરડીમાં રહેતો હતો. તેની આ સ્થિતિ જોઇ ઇન્દિરાની માતા ચંદ્રમણીને બહુ દયા આવતી શશિકાન્તને ખાવાપીવાની બહુ હાડ મારી ભોગવવી પડતી હશે એમ ધારી વાર તહેવારે તેને જમવાને નોતરતી. તેમ ઘરમાં કાંઇ વધારે ઓછું ખાવાપીવાનું કરતી તો તે શશિકાન્ત માટે ખાસ રાખી મૂકતી હતી. ચંદ્રમણીની ઘરમાંથી આવી રીતે જ્યારે તેના માટે લાગણી વધી હતી, ત્યારે ઇન્દ્રવદનરાયની પણ તેના તરફ લાગણી વધતી જતી હતી, गृहंतु गृहिणी हीनं कांताराद्दिति रिच्यत આ વાક્ય અક્ષરતઃ સત્ય છે. જો ગૃહિણિ યોગ્ય હોય તો એ ઘર સ્વર્ગથિ આનંદ આપે છે. અને જ્યાં यत्रना येस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता નારીઓનો સન્માન સચવાય છે. ત્યાંજ દેવતાઓનો વાસો હોય છે! આ સૂત્ર ઉપર લક્ષ અપાય છે, ત્યાં સ્ત્રીના ઉચિત વિચારો પુરૂષો તરફથી સ્વાભાવિકજ પોષાય છે. અને એ ન્યાયે ઇન્દ્રવદનરાય પણ ચંદ્રમણીના શશિકાન્ત તરફના અનુકૂળ વિચારો તરફ સહાનુભુતિ દર્શાવતા. તે પણ તેની વારંવાર ખબર અંતર પૂછતા અને તેને કોઈ અડચણ આવતી તો તે દૂર કરતા.

આવી રીતે વર્ષ બે વર્ષ વીતતાં શશિકાન્ત એ ઇન્દ્રવદનરાયના કુટુંબી માણસોમાંજ ગણાવા લાગ્યો. તે ઘરમાં ગમે ત્યાં ફરતો હરતો. અને કોઇ ખાનગી વાતો પણ તેનાથી છાની રાખવામાં આવતી નહિ. મધુ અને શશિકાન્ત પહેલેજ વર્ષ મેટ્રીકમાં પાસ થવાથી ફર્ગ્યુસન કોલેજમાં ગયા, અને ઇન્દિરાની ઉમર પણ તેર ચૌદ વર્ષની થતાં, સ્વભાવિકજ તેને સ્કુલ છોડવી પડી. અને આર્યબાળાએ એટલી ઉમર થતાં સ્કુલલાઇફ છોડી દેવી એ પણ ઉચીતજ છે. ઇન્દિરા હવે ઘેર રહીનેજ ભારત, રામાયણ, ભાગવત આદિ આર્યનીતિના ગ્રંથોનો અભ્યાસ કરતી હતી.

ઇન્દિરા પંદર વર્ષની ઉમરે પહોચતાં લગ્ન કરવા યોગ્ય દેખાવા લાગી. અવયવો પણ ઉન્નતાવસ્થામાં જણાતાં ઘરમાં તેના લગ્ન વિષેની વાતો ચાલતી હતી અને એ પ્રશ્ન ઇન્દિરા આગળ પણ દિવસમાં કેટલીએવાર આવી ઉઠતો. ખરી રીતે વિવેકી માતપિતા બેઠાં છતાં ઇન્દિરાને પોતાને ચિન્તા કરવાનું કારણ ન હતું. પણ ઉમરના પ્રમાણમાં તે સમજતી થયેલી અને યોગ્ય શિક્ષણ પણ મળેલું હોવાથી સ્ત્રીઓનું સર્વસ્વ જે પતિ તે કેવા પ્રકારનો હોવો જોઇએ! એ તેને સારી રીતે સમજાતું હતું.

ઇન્દ્રવદનરાય અને ચંદ્રમણીની પણ એવીજ સ્થિતિ થઇ હતી. લાકડે માકડું વળગી ન જાય એ તેમને બહુ ચિન્તા થતી હતી. થોડું ઘણું ઇગ્લીશ શીખેલી એટલે ફેશનેબલ કુટું-બમાં તેને આપવી એ મુશ્કેલી વાળું હતું. ત્યારે બિલકુલ જુની પદ્ધતિના કુટુંબમાં પણ આવી શિક્ષિતાને આપવી એ પણ ઉચિત નહતું. કન્યાની વિવાહની ચિન્તા તેના માતપિતાને કેટલી બધી થાય છે! અને એ વખતે તેમની કેવી દશા થાય છે. એ તે જોખમદારો જાણ-નારાજ કળી શકે અન્યને શી ખબર પડે?

હાલમાં પતિ પત્નિ વચ્ચે ઇન્દિરાના લગનની વાત વારંવાર ચાલતી હતી.

"છોકરી હવે મોટી થઇ. આવી રીતે સ્વસ્થ કેટલા દિવસ બેસી રહેવું! શોધ કર્યા વગર કેમ ચાલશે?" ચંદ્રમણીએ વિનયથી કહ્યું.

"તું કહે છે તે હું શું સમજી શકતો નથી? મારા પ્રયત્ન ચાલુ છે હવે કયાંઇ મેળ મળે ત્યારે ખરો કે. છોકરી મોટી થઇ માટે આંખો મીચીને કયાંઇ ફેંકી તો દેવાશે નહિ!"
આ સંવાદ કેટલીક વાર ઇન્દિરાના પણ સાંભળવામાં આવતો. પોતાના લગ્ન સંબંધની વાતચીત હોવાથી તે લજ્જા અને જીજ્ઞાસા વૃતિથી છુપાઇને સાંભળતી. ઘણીવાર તેવી રીતે છુપાઇને સાંભળવુ એ ચોરીનું ખોટું કૃત્ય છે એમ તેના મનમાં થઇ આવતું પણ તે તેનાથી દૂર રહી શકતી નહતી. એકવાર તેણે આવીજ વાતચીત સાંભળી.

"શા ઉપરથી?" ઇન્દ્રવદનરાયે પુછ્યું.

"શા ઉપરથી એટલે? હું કાંઇ ખોટું નથી કહેતી. એ છોકરીને કાંઇ ખબર નથી પડતી, કે પછી તે સમજતી હોય તો પણ કહે શું? પણ હવે તેની વિવાહ લાયક ઉમર નથી થઇ એમ ધારી બેસી રહેવું તો કામનું નથી એમ મારૂં કહેવું છે." પત્નિએ વિનયથી ઉત્તર આપ્યો.

"ત્યારે તો મારા કહેવા પ્રમાણે તારે કબુલ કરવું પડશે. બીજો રસ્તો નથી."

"હું તો એ વાતને કબુલ છું. આપજ કહેતા હતા કે તે ગરીબનો છોકરો છે? પણ ગરીબનો હોય તો પણ શું! કાને આંખે સારો છે, શરીરે મજબુત સુંદર છે. તેમ બુદ્ધિશાળી તો અલૌકિક છે આપણે થોડી ઘણી મદદ આપીશું, તો જરૂર તે પોતાનું નામ પ્રસિદ્ધી આણ્યા વિના કદી રહેશે નહિ. હું તો ધારૂં છું કે કેટલીકવાર શ્રીમંતોનાજ સંતાનો હુચ્છું ખલ નીકળે છે?"

"ત્યારે આજેજ શશિકાન્તના બાપને પત્ર લખું."

આમ કહી ઇંદ્રવદનરાય દિવાનખાનામાં પત્ર લેવા ગયા. ચંદ્રમણી રસોડા તરફ ગઈ. અને સ્નેહની પ્રતિમાં ઇન્દિરા છુપાઇને વાત સાંભળતી હતી, તે પોતાની ઓરડી તરફ જતાં બોલી– "અહા ! પરમ કૃપાળુ પરમાત્મા ! જો શશિકાન્ત સાથે મારા લગ્ન થાય, તો મારા જેવી નશીબદાર બીજી કોણ ! "

શશિકાન્તનું નામ સાંભળતાં ઇન્દિરાના અંતઃકરણમાં કોઈ જુદીજ વિચાર લહરીઓ રમવા લાગી. તે શાની હશે તે અમો જાણતા નથી પણ હર્ષનીજ હોવી જોઇએ. શશિકાન્ત સરખો સુંદર, સુશીલ, બુદ્ધિશાળી પતિ મળવો એ ખરેખર મહદ્ ભાગ્યની વાત છે એમ તેને થયું. તે વિચાર પરંપરામાં ગોથાં ખાતી સ્વગત બોલી–"શશિકાન્તની પૈસા સંબંધી સ્થિતિ ખરાબ છે, છતાં તેની સાથે લગ્ન સંબધી જોડાવામાં જેને મને ભાગ્યશાળી માની લીધી, તે માટે મારી બીજી બહેનો મારો ઉપહાસ કર્યા વિના રહેશે નહિ. પણ ખરૂં સંસાર સુખ કેવળ પૈસામાંજ નથી. એ વિવેકી અને અનુભવિ બહેનો સહજ રીતે સમજી શકે તેમ છે. ખરૂં વૈવાહિક સુખ શામાં છે ! એ નિશ્ચય કરવાનું ભલા ભલા વિદ્વાનોને પણ કઠીણ થઇ પડે છે ! ત્યાં મારા સરખી અબલાને બાલ્યાવસ્થામાં ઘણુંજ અશક્ય ! તો પણ મારા માતપિતાએ જે મને શિક્ષણ આપ્યું છે, તેથી પોતાને પતિ કેવો જોઇએ એ હું સારી રીતે સમજુ છું કેમકે એ માટે વ્યવહાર–સમાજ અને ઉત્તમ નીતિના પુસ્તકોના પરિશીલનથી મે બહુ વિચાર કર્યો છે. અને તેથી આ સ્થિતિમાં મારા બાપુએ યોગ્ય પતિ શોધી કાઢયો છે એ માટે મને સ્વાભાવિક આનંદ થાય છે."

* * * * *

જે દિવસ ઉપરોક્ત હકીકત બની તેજ દિવસે કોઇ પ્રસંગોપાત ઇન્દ્રવદનરાયે ત્યાં નાસ્તાના પદાર્થો આખી બુંદીના લાડુ, પુરી, મગજ, મોહનથાળ, કચોરી વીગેરે બનાવવામાં આવ્યા હતા. નિત્ય પ્રમાણે શશિકાન્ત મધુની પાસે પરબારો કોલેજમાંથી આવ્યો હતો. શશિકાંત જ્યારે જ્યારે આવતો, ત્યારે ઇન્દિરા તેની સાથે ખુલ્લા દિલથી વાતો કરતી, પ્રસંગોપાત તેની સાથે વિનોદમાં પણ ભાગ લેતી. પણ આજે કોણ જાણે સાથી ! શશિકાન્તના ઘરમાં આવવા સાથે તે ઓસરી પર ઉભી હતી તે તુરત પોતાના ઓરડામાં ચાલી ગઇ !

કુળવાન બાળાના હૃદયમાં પ્રેમ પ્રભાવે લજ્જાનું દબાણુ થયું ?

મધુ અને શશિકાન્તને આવેલ જોઇ ચંદ્રમણીએ ઇન્દિરાને બોલાવી કહ્યું–" ઇન્દુ ? આ ચાર લાડુ અને પુરી વિગેરે લઇ જઇને એ મધુ અને શશિકાન્તને આપી આવ જોઉં."

ઘરમાં કાંઇ પણ નાસ્તાનું થતું તો તે શશિકાન્તને અવસ્ય મળવાનુંજ. એમ પરિપાઠ પડયો હતો. મધુ અને શશિકાન્ત બન્ને સાંજે ઘેર આવે કે તેમને કાંઇ પણ ખાવાનું આપી આવવા ઇન્દિરાને તેની માતા કહેતી. અને માતાની એ આજ્ઞા તે ઘણા પ્રેમથી ઉઠાવતી. કોઇ કોઇ વાર તો તે તેની માતાના કહેવાની રાહ પણ ન જોતી. પણ આજે "શશિકાન્તને આપી આવ" આ શબ્દ સાંભળતાંજ ઇન્દિરાની સ્થિતિ વિચિત્ર થઇ. તે વખતે તેનું શું થયું તેની પણ તેને ખબર પડી નહિ !

બા ! હું તો નહિ જઉં તેનાથી એકદમ બોલાઇ જવાયું.

ઇન્દિરાના નકારથી તેની માતા આશ્ચર્ય ચકિત થતાં તેના તરફ જોઇ બોલી–"કેમ!"

તેના 'કેમ?' એ સવાલથી ઇન્દિરાની વધારે વિચિત્ર સ્થિતિ થઇ. શું ઉત્તર આપવો એ તેને સુઝતું નહતું. પણ કાંઇ જવાબ તો આપ્યા વિના છુટકો નહતો એટલે તે વિચાર કરવા લાગી. વાસ્તવિક રીતે ના પાડવાનું કારણ તેનું તે પોતેજ જાણી શકતી નહતી એટલે શું કરે? છેવટે તે પોતાની હાંફળી હાંફળી સ્થિતિ પોતાની માતાના જાણવામાં ન આવે તેવી કાળજીથી હસતા બોલી–"ઠીક બા? આપ અડાળીઓ પુરીને-હું આપી આવું."

ચંદ્રમણીએ બે અડાળીઓ નાસ્તાની પુરી આપી, એટલે તે લઇને ઇન્દિરા પોતાના ભાઇની ખોલીમાં ગઇ. એક મધુના હાથમાં આપીને બીજી શશિકાન્તના હાથમાં આપવાને બદલે તે તેના આગળ ટેબલપર મુકી તે બહાર આવી. ખોલીમાંથી બહાર નીકળતી વખતે, શશિકાન્તના ચહેરા તરફ બારીક દૃષ્ટિથી જોવાનું તેના મનમાં બહુ આવ્યું, પણ તેનાથી ઉંચુ માથુંજ કરાયું નહિ; આ વખત જો લાજનો ઘુંઘટ હત તો તે પોતાની ઇચ્છા જરૂર પૂરી કરત–પણ તેમ કાંઇ નહતું.

તે રસોડા સુધી પહોચી હતી, એટલામાં ફરી મધુએ તેને પાણી આપી આપવાનું કહ્યું. પાણી આપવાનું એ કઠિણ કામ નહતું. પણ એ દિવસે તેને તે કઠિણ થઇ પડયું હતું. હમેશ તો ગમે તે લોટો પ્યાલો તે લઇ જતી. પણ આજે તે સ્વચ્છ–ઉજળો છે કે નહિ! પ્યાલો આ લઇ જવો કે પેલો! આવા અનેક વિચારો તેના મનમાં આવવા લાગ્યા.

છેવટે એક સ્વચ્છ કળશો અને પ્યાલો ભરી તે મધુની ઓરડીમાં લઇ ગઇ. જતી વખતે તેના હૃદયમાં જોસથી ધબકારા થવા લાગ્યા, હાથ કંપવા લાગ્યા, અને મુશીબતથી પગ ઉપડવા લાગ્યા! આમ શાથી થતું હશે! બીકથી કહિએ તો તેના મનમાં ભીતિનું તો નામજ હતું! પણ તેના ચહેરા ઉપરથી એમ તો દેખાતું હતું કે તેના અંતઃકરણમાં કાંઇક વિચારનું તુમુલ યુદ્ધ ચાલુ હતું, અને તેને લઇ તેની એવી સ્થિતિ હતી. તે જેમ કરી બારણા પાસે જઇ ત્યાંજ લોટો પ્યાલો મુકી બહારથી એજ પગલે પાછી ફરી. આમ થવાનું કારણ માત્ર વિધિ પ્રેરિત કુલ વધુઓના મનનો સ્વાભાવિક લજ્જા ધર્મજ!

* * * * *

ઇંદિરા અને શશિકાન્તના લગ્નનું મૂહૂર્ત નિશ્ચિત થયા પ્રમાણે આજે તે આનંદોત્સવ ઉજવતા હતા, જ્યારે હૃદય લગ્ન થાય છે, ત્યારે તે અવર્ણનીય હોય છે. પણ કોઇ કારણે લોભવશતાથી લાકડે માકડું જોડાય છે ત્યારે તેમાં દેવિ આનંદ હોતો નથી. પણ આ જોડલું સ્નેહ લગ્નથી જોડાયેલું હોવાથી આનંદની અવધિ જણાતી હતી.

"મીઠા મેવા મનસિજતણા વહેંચતાં હર્ષ ઘેલાં,
થાતાં પ્રેમી હૃદય સહુના સ્નેહગંધે ભરેલાં;
બાળા ચિત્તે નવલ પતિને નાથ ચિત્તે રસીલી;
જોનેવાને ચિત જમણની લોભવૃત્તિ વસેલી—"

આ નૂતન દંપતિ પરણી ઉતર્યું. અને તેમનો સંસાર ઉત્તમ રીતે ચલાવા લાગ્યો એ જૂદું લખવાની અગત્ય નથી. પરંતુ એટલું તો કહેવુંજ પડશે કે વિદ્યાવિભુષિ ઇન્દિરાએ લગ્ન પહેલાં શશિકાન્ત સાથે વિનોદમાં ભાગ લીધો હતો, તેવો પછી વિવાહિત જીંદગીમાં તે લેતી નહિ, પણ બહુજ મર્યાદાવાળું-પતિને પ્રસન્નતા ઉપજાવનારું જીવન ગાળ્યું! અસ્તુ.

---

# શાસનપ્રેમી સુમતિશ્રી અને ચારિત્રશ્રીનો બોધ દાયક વાર્તાલાપ વાંચી સાંભળી સહુએ સાર લેવાની જરૂર

લેખકઃ-સદ્ગુણાનુરાગી મુનીશ્રી કર્પૂરવિજયજી.

---

સુમતિશ્રી-અહા! આવું રૂડું જિનશાસન પામી વીતરાગ ભગવાનનાં અમ્રત વચન વારંવાર શ્રવણુ સાંભળ્યાં છતાં તે નહીં સાંભળ્યો જીવો કેમ કરી નાખતાં હશે!

ચારિત્રશ્રી-એકાન્ત હિતકારી સર્વજ્ઞ પ્રભુનાં તેઅમ્રતં વચનો પ્રત્યે તથા પ્રકારના આદર (વિનય-બહુમાન) ની ખામીથી તે અમ્રત વચનો તેવો મંદ આદર કે અનાદર કરનારા સ્વછંદી જીવોને અસર કરી નથી શકતાં તેથી તેના ઉત્તમ લાભથી તેઓ બેનશીબ રહે છે. સમજ્યાં! બેન?

સુ૦-એવા મંદભાગી જીવોનાં ભાગ્ય શી રીતે ખીલે!

ચા૦-જો (વિનય-બહુમાન) પૂર્વક વીતરાગ પ્રભુનાં એ અમ્રત વચનો સાંભળી હૃદયમાં આદરથી સાચવી રાખી વિવેકથી તેનો ઉપયોગ કરવામાં આવે તો તેથી ભાગ્યદશા જરૂર જાગે એટલે સત્ય માર્ગનો આદર થતાં દુઃખ દરિદ્ર દૂર થાય, સહેજે સુખ સંપદાની પ્રાપ્તિ થવા પામેજ.

સુ૦-તો પછી સુખ દાયક સત્યમાર્ગને બરાબર સમજવાની અને તેમાં પૂર્ણ શ્રદ્ધા આસ્થા રાખીને દ્રઢતાથી તે મુજબ ચાલવાની દરકાર કેમ કરતા નહીં હોય શું તેમને સુખ વ્હાલું નહીં હોય!

ચા૦-સુખતો તેમને અને સહુ કોઇને વ્હાલું લાગે પણ સુખ પ્રાપ્તિનાં સાચા માર્ગે ચાલવું ઢીલા કાયર માણસોને ભારે કઠન થઇ પડે છે. તેથીજ તેઓ મનગમતો શિથિલમાર્ગ પસંદ કરી મોકળા મ્હાલે છે. માદક પદાર્થોનું સેવન કરે છે, ઇન્દ્રિઓના વિષયોમાં લુબ્ધ બની, ક્ષણિકને કલ્પિત સુખની ખાતર અંતે ઉન્માર્ગે ચઢી જઈ દુઃખી થાય છે ઉપમારી જ્ઞાની ગુરૂ તેમને ચેતાવે છે છતાં તે મુગ્ધ જનો મધપાળ મુકી શકતાજ નથી.

સુમતિ૦-એવા પણુ પ્રમાદી જીવોનું હિત-શ્રેય થાય એવી શુભ આશિષ ભરી પ્રેરણા કરાય તો તે ઇષ્ટજ છે. ચા૦-જીવને પોતાની ભૂલનું બરાબર ભાન થવા પામે અને પાપનો ડર લાગે તોજ તે પ્રમાદ- આચરણ તજી. સદા ચરણ સેવવા લલચાય. તેથી આપણી ફરજ છે કે તેના પ્રમાદ જીવને પ્રેમથી તેની ભૂલ સમજાવી અને ધીમે ધીમે પણ તેની કુટેવ સુધારવા હિત ભરી પ્રેરણા કર્યા કરવી. એમ કરવાથી કંઇ સુધારો થવા સંભવ થશે.

સુ૦-જીવ હિત માર્ગ તજી અહિત માર્ગે કેમ ચાલતા હશે.

ચા૦-હિતા હિતનું યથાર્થ ભાન-સમજ નહીં હોવાથી.

સુ૦—જ્યારે જીવને ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, ગમ્યાગમ્ય, કૃત્યાકૃત્ય, ને લાભાલાભ-ગુણ હોય તો વિવેક જાગે, અને જીવિત-સુખને ઇચ્છનારો જેમ ઝેરને ઓળખી ઝેરને તજી, ગમે એવી મીઠી લલચાવણી હોવા છતાં તેનો આદર નજ કરે તેમ અભક્ષ્ય અપેય, અગમ્ય ને અકૃત્ય સેવન દોષકારી જાણી તે નજ આદરે, ત્યારેજ તેને હિતાહિતનું યથાર્થ ભાન થયું દેખાય.

સુ૦—ખરૂં અવિનાશી સુખ મેળવવા જીવે શું કરવું જોઇએ.

ચા૦—અહિંસા (દયા), સંયમ ને તપ લક્ષણ ધર્મનું સેવન.

સુ૦—એ વાતને વધારે સમજમાં ઉતરે એવી સ્પષ્ટ કરશો !

ચા૦—સહુને આત્મ સમાન લેખી અનુકૂળ આચરણ કરવું,

કોઇને પ્રાણહાનિ ન થાય એવા નિર્દોષ ખાનપાન વસ્ત્ર પાત્રથી જીવન નિર્વાહ કરવો. તથા મન-ઇન્દ્રિઓની નબળી વાસનાઓને જીતવી.

સુ૦—આવા એકાન્ત હિત માર્ગનો જીવ અનાદર કેમ કરતો હશે!

ચા૦—અનેક પ્રકારની અનાદિ કુવાસનાઓના જોરથી.

સુ૦—એવી અનેક પ્રકારની કુવાસનાઓનું જોર શી રીતે મટે!

ચા૦—યથાર્થ જ્ઞાન-સમજ ભર્યા વૈરાગ્ય અને અભ્યાસ યોગે.

સુ૦—તે પણ શી રીતે પ્રાપ્ત થઈ શકે!

ચા૦—અનેક પ્રકારના સારા નરસા અનુભવ ઉપરથી કે તેવા જ્ઞાની સંત-મહન્તના સમાગમ-સંગતિ યા ચરણ ઉપાસના કર્યાથી ઇતિશમ.



# અમૃત-વચનો.

લેખકઃ—સદ્‌ગુણાનુરાગી કર્પૂરવિજયજી મહારાજ

---

૧ જેટલી હાની કટ્ટા શત્રુઓ નથી કરતા તેટલી હાની સ્વેચ્છા ચારીજીવોને ક્રોધ-માન-માયા ને લોભ આદિ પાંચ કષાયો કરે છે.

૨ આત્મ હિતેચ્છુઓ એ ક્રોધાદિ ચાર કષાયને જરૂર નિવારવા જોઇએ.

૩ ક્ષમા-ઉપશમ-સમતા સહન શીલતાવડે ક્રોધને જીતવો.

૪ મૃદુતા-નમ્રતા-સભ્યતા-વિનીતતાવડે માન-મદને જીતવો.

૫ ઋજુતા-સરલતાવડે માયા-કપટ-દંભ-શઠતાને જીતી લેવા.

૬ સંતોષ-વૃત્તિવડે લોભ તૃષ્ણાને જીતી મર્યાદિત કરી દેવી,

૭ માયા ને લોભ દુંકાણમાં મગરૂપે ઓળખાય છે અને ક્રોધ દ્વેષરૂપે ઓળખાય છે.

૮ ઇર્ષ્યા, રોષ, પરિવાદ. મત્સરવૈર પ્રમુખ દ્વેષના અને કંપર્યાય અર્થ સૂચક નામો છે.

૯ ઇર્ષ્યા, રેષ, કામ, સ્નેહાદિક અનેક રાગના પર્યાય છે.

૧૦ માધ્યસ્થ, વૈરાગ્ય-વિરાગના શાન્તિ-ઉપસમ પ્રસમ દોષક્ષય, કષાયવિજય પ્રમુખ વૈરાગ્ય-પર્યાયો છે તેના વડે પૂર્વોકતરાગ દ્વેષનો જય થઇ શકે છે.

૧૧ રાગ દ્વેષ યા કષાય ઉપરજ સંસાર ભ્રમણનો બધો આધર છે તે ઘટે તો સંસાર ભ્રમણ પણ ઘટેજ.

૧૨ તેથીજ રાગ દ્વેષથી કષાય જેમ વૃદ્ધિ વાંચના અટકે-તેમાં ઓછાજ થવા પામે, યાવત્ તે સર્વથા નષ્ટ થાય એવા ઉપાય આદરવા સદાય ઉજમાળ રહેવું ઘટે.

૧૩ જે જે કારણ નિમિત્તાથી રાગ દ્વેષાદિક વધતા હોય તેને તજવા અને જેથી રાગ દ્વેષાદિક ઘટતા હોય તે આદરવા સુખના અર્થી દરેક દરેક ખપ કરવો જોઇએ.

૧૪ જ્યાં સુધી રાગ દ્વેષાદિક સર્વથા નષ્ટ ન થાય ત્યાં સુધી અવિરત ઉદ્યમવડે તેની કેડ મૂકવી નહી. અર્થાત જે રીતે રાગ દ્વેષાદિક સમુળગા નષ્ટ થાય તેવો સદુદ્યમ કર્યોજ કરવો જોઇએ. ઇતિશમ

---

# "માતૃ-પ્રેમ."

And cant, thou, mother, for a moment think,
That we, thy children, when old age shall shed,
Its blanching honours on thy weary head,
could from our best of duties ever shrink ?

"kirke whiti."

સંસારમાં એવો કોણ મૂઢ અને અજ્ઞાન છે, કે સ્વમાતાને પ્રેમ પૂર્વક નહિ ચહાતો હોય ! એવો કોણ નિમકહરામી અભાગી છે કે પોતાની જનનીની આજ્ઞાનું ઉલ્લંઘન કરે ! માતા ! અરે વ્હાલી માતા ! ત્હારા નિર્મળ પ્રેમ સારૂ આ ત્હારો પુત્ર અહોરાત્ર કમર કસીને ત્હારી સેવામાં તત્પરજ છે, અને સર્વ વ્યાપકને સષ્ટાંગ પ્રણામ કરી વિનતી કરે છે "મ્હારી માતાની સેવા કરવા મને નિર્મળ કરી, અહર્નિશ શકિત આપ." ત્હારો નિર્મળ પ્રેમ, ત્હારી બુદ્ધિ, ક્ષમા, ધૈર્યતા, ઉદારતા, ત્હારી પુત્ર પ્રતિ સેવા વૃત્તિ વગેરે પ્રશંસનીય સદ્દગુણો નિહાળતાં, હે માતા ! મ્હેં હું હમ તુર્તજ ત્હારી સેવા તરફ ખળભળી ઉઠે છે. ત્હારી કારૂણ્યતા કોની સાથે સરખાવી શકુ ! અરે માતા ? હુ જ્યારે બાલ્યાવસ્થામાં હતો, ત્યારે તુ મને સ્તન પાન કરાવી પુરતી સંભાળ રાખતી હતી. કંઇ દર્દ થતું તો પાતાળમાંથી આવી મ્હારી પૂર્ણ બરદાસ કરી આત્માને શાંતિ આપતી હતી અરે તુંજ મને કડુઔષધ પીવાડતી હતી. તુંજ મને શિખામણ દેતી હતી. અહો ઇશ્વર ? માતામાં આટલો બધો પુત્ર પ્રતિ પ્રેમ ! પ્રશંસા કરતાં ચક્ષુમાં પ્રેમ વહે છે જ્યારે નવ વર્ષનો થયો ત્યારે વસ્ત્ર પરિધાનનું જ્ઞાન આવ્યું.

અનુભવ પામ કરવા શાળામાં મૂકયો. ત્હારા પુત્ર માટે સ્વાદિષ્ટ ભોજન પણ તુંજ કરતી. ત્હારો ગુણ કેમ વિસરૂં! જ્યારે દશેક વર્ષનો થયો ત્યારે તો ત્હારો પ્રેમ વધતો ગયો. મ્હારથી મોડો આવું તો તુંજ પુત્રનું રટણ કરતી હતી, અને મ્હારો પુત્ર હજી કેમ નહિ આવ્યો હોય એવા તરંગરૂપી માળાના મણકા મગજમાં ફેરવતી હતી. તુંજ મને હેતથી બોલાવતી. તુંજ કાલું કાલું બોલી મ્હારા મનને રંજન કરતી. તેં મને સંસારમાં મૂકયો. સંસારના દ્વાર ખુલ્લા કરી આપી ત્હારી વાસનાઓ સફળ કરી. માતા! ત્હારા ઉપકારનો લેશ પણ બદલો વાળ્યો નથી. હું શું કરી શકું? જ્યાં ત્હારો પ્રેમ જન્મથીજ છે ત્યાં ત્હારો અજ્ઞાન બાળક શું કરી શકે! તું મને સદૈવ હયાતીમાંજ રાખતી અને પ્રેમને લીધે પલકવાર પણ બ્હાર ન હોતી જવા દેતી ત્હારા ગુણો અવર્ણનીયજ છે. માતાની સેવામાં તત્પર રહેવું તે પ્રત્યેક પુત્રની ફરજ છે ઉપકારને બદલે અનુપકાર કરવો તે વિશ્વાસઘાતી મનુષ્યનુ કર્તવ્ય છે. ઇશ્વરના ગુન્હેગાર ગણાઇએ. ભલે પુત્ર દુરાચારી હોય પણ **માતા કુમાતા નભવતિ**. માતૃ પ્રેમમાં કદાપિ વિકાર થવાનો નહિ. ભલે પુત્ર વકીલ હોય. બેરીસ્ટર હોય, પણ માતા તો કહેવાની કે "કેમ આવ્યો," ધન્ય છે માતા ત્હારી અમૃત વાણીને!

ત્હારા વિયોગથી પુત્રને કેવો સખત ઘા લાગે! શુદ્ધ પ્રેમ એકાએક અલોપ થાય, તો શું વળે! હો ઇશ્વર પુત્રની માતા ઘણું જીવો શ્રી પરમાત્માએ માતાને કુદરતી રીતે બાળકો પ્રત્યે અનહદ પ્રેમ મુકેલો છે તેથી કેળવાયલી અગર અભણ માતાના પ્રેમની હદ નથી. તો પણ સ્ત્રીઓ (માતા) કેળવણી પામેલી હોય. તો તેઓ પોતાના બાળકને નાનપણથીજ સુબોધ અને સદાચરણના રસ્તે દોરી શકે એ સંભવીત છે. સ્ત્રી કેળવણીનો પ્રસાર ચાલુ જમાનાને માન આપી સર્વત્ર ઠેકાણે બહોળો થાય તોજ ઉછરતી પ્રજાનું શ્રેય થાય.

૧૭–૮–૨૨ મહેતા કરૂણાશંકર નથુરામ.

# બાળકોનાં કેટલાંક દરદો અને તેના સાદા ઉપાયો.

તાવ–દૂધના બિગાડથી પેટમાં ભાર રહે છે. અગર બાદી જણાય છે. ને એનાથી બાળકોને તાવ આવી જાય છે. એવે વખતે હરડેને દુધમાં ઘસીને બાળકને પાવી, (૨) કરીયાતાનું ચુર્ણ કરી અઢી રૂપિઆ ભાર ઉકાળી તેનાં થોડી સાકર મેળવી બાળકને સવાર સાંજ ચમચી ચમચી દવા આપવી. (૩) અતિવિખની કળીનું બારીક ચુરણ કરવું આ ચુર્ણ સવાર સાંજ બાળકને મધ સાથે ચટાડવું તેનાથી તાવ ઝાડો વિગેરે મટશે ઉલટી તથા ઝાડો......રસવંતી લીંડીપીપર આંબાની ગોટલી એ બધાનું ચુર્ણ મધમાં આપવું

કમળો......જેને કેટલાક પીળીઆના નામથી ઓળખે છે. તેનાથી બાળક ફીકુ પડી જાય છે. બાળક માટી ન ખાય તેની સંભાળ રાખવી. તેમજ તેને માટી ખાવા ન દેવી ત્રીફળા ચુર્ણ તથા જરા મંડુર મધમાં ચટાડવું તેનાથી પીળીઓ મટે છે.

પેટનો ભાર......એરંડીયું તેલ મધમાં નાંખી પાવું (૨) કરીયાતું મીંઢઆવળનાં પડીકાં એ બેને સમતોલ લઇ થોડાં ખાંડી જોઇતુ પાણી નાખી ઉકાળો કરવો તે ઉકાળામાં થોડે ગોળ નાંખી બાળકને પાવું.

આંચકી......આ દરદમાં બાળકના હાથ પગ ખેંચાય છે. અને શરીર તવાઇ જાય છે. માંથું ઠંડુ રાખવું બાકીના ભાગો ગરમ રાખવા એ સલાહ કારક છે

વવરાવળ......દુધ અગર ધાવણમાં જરા એરંડીયું મેળવી તેમાં થોડું મધ નાંખી પાવુ

લોહી વાળો ઝાડો......જો બાળકને ઝાડામાં લોહી પડતું હોય તો નીચેની દવાઓ કરવી.

(૧) ઇન્દ્રજવ ને બીલીનો ગર્ભ એ બે દવાઓનું ખાંડી ચુર્ણ કરવું તે ચુર્ણ ચોખાના ધોણમાં મધ મેળવી પીવું (૨) સુંઠ અતિવિષની કળી નાગરમોથ વાળો તથા ઇન્દ્રજવ એ બધાનો ઉકાળો કરી પાવો મરડા માટે......અજમો વાવડીંગ લીંડી પીપર એ બધાનું ચુર્ણ ગરમ પાણીમાં આપવું,

ઉલટી માટે......ધાવણના દોષથી કે કેટલાક બીજા દોષોથી અથવા કરમીયાથી બાળકોને ઉલટી થાય છે માટે નીચેની દવા આપવી.

પેટમાં બાદી હોય તો સાધારણ બાળક ખમી શકે તેવો જુલાબ આપવો જોઇએ. કળી-ચુનાનું આછરેલું પાણી મધ નાંખી પાયા કરવાથી ઉલટી બંધ થાય છે.

બાળકનું ભરાઇ આવવું......આ દરદ ખાસ કરી બાળકોની માતાઓના ખાનપાન સબંધી બે દરકારીના અંગે બાળકને થાય છે. આ દરદમાં બાળકને તાવ આવે છે. ને તાવ ની સાથે છાતીમા કફ ભરાય છે આ દરદ ભય ભરેલું છે. છાતીના કફને વીખેરી નાંખવો ને તાવને વધવા ન દેવો એ આ દર્દના મુખ્ય ઉપાયો છે,

(૧) હરડેને પાણીમાં ઘસી મધ મેળવી પાવી. (૨) અતિવિષ પીપર એ બેની ભુકી મેળવી ધમાસાને ઉકાળીને તેના એક ચમચા પાણીમાં મેળવી દિવસમાં બે વાર પાવી. ટરપેન્ટાઇન છાંટીને તેની વાસ વાળું ગરમ કપડું બનાત ફલાલીન કે કામળો છાતી તથા પાસળાની આસપાસ વીંટી રાખવી પવન લાગવા દેવો નહિ. ગરમ પાણીનો શેક ખસખસના ડોડા ઉકાળી તેનો વરાળીઓ શેક કરવો તેમજ અળસી ખદખદાવી બાંધવી આ શેકમાંથી કોઇ પસંદ શેક ચાલુ રાખવો. શેક કરતાં પહેલાં પાંસળાં ઉપર ટરપેન્ટાઇન ચોપડવું.

ઝાડો અતિસાર......આ દરદ થવાનાં કારણ ઘણાં છે જેવા કે દાંત ફુટવા ધાવણનો દોષ, શરદી, અપચો, ગરમી, ઓરીતી, ગરમી, વીગેરે તેમજ પેટમાં કરમીયા થયા હોય તો પણ ઝાડો થાય છે અજીરણને કરમીયાનો ઝાડો સફેદ રંગનો થાય છે. પેટનું દરદ હોયતે બાળક રો રો કરતું હોયતો એરંડીયુ પાવું અથવા હરડેનો ઘસારો આપવો. દાંત ફુટતા હેયતો બાળકને ખાનપાનની તજવીજ રાખવી. તેમજ બાળકોને દાંત ફુટતા ઝાડો દવાઓ આપવાથી રોકાશે નહિ પણ દાંત આવી ગયા પછી દવા કર્યા વગર ઝાડો મટી જશે. તાં-ક-આ દરદોમાં અતિવિષની કળીનુ ચુર્ણ કરી રાખી મુકવું તેમજ મમિ જવો જેને આપણે કડવી નઇના નામથી ઓળખીએ છીએ તેનું પણ ચુર્ણ કરી રાખવુ આ ચુર્ણ નિર્ભય રીતે પાણી અથવા મધ સાથે આપવાથી બાળકોના ઘણા દરદો મટે છે અતિવિષ તેમજ મામે જવાનું સંપુર્ણ વર્ણન વાંચવું હોય તો વાંચો (કરાંચાથી પ્રગટ થતાં આરોગ્ય સિન્ધુ વર્ષ પહેલું અંક-પહેલા તથા ચોથો.) સંપુર્ણ વીગતવાર લખવામાં આવેલ છે.

વીઠલદાસ આર. વૈદ્ય.
ખરગપુર બી-એન-આર.

# સુકૃત વચનસાર.

લેખક:—સદ્ગુણાનુરાગી કર્પૂરવિજયજી મહારાજ.

૧ હિત કાર્ય કરવામાં આળસ ન કરવી. વખત ગયો પાછો નહીં આવે. એટલે ઇચ્છા થતાંજ વિલંબ રહિત સ્વપરહિત કરી લેવું.

૨ જંગતની માયામાં ભલાભલા ભાઇ બેનો ભોળાઇ ફસાઇ જાય છે, તેનાથી સાવધાન રહી બચી શકે તેજ બહાદુર છે.

૩ સજ્જન તરફનો ત્રાસ સારો પણ દુર્જનની માયા ભૂંડી-

૪ મેઘ, વૃક્ષ ને સરોવરની પેરે સંતનું જીવિત પરોપકારાર્થે છે.

૫ વહેતા પાણીની પેરે પ્રતિબંધ રહિત ફરતા સાધુ સારા રહે છે,

૬ મોહ રહિત ને જ્ઞાન, ગુણરાગીને ભક્તિ, નિબંધ (નિરૂપાધી) મુક્તિ અને નિર્લોભીને ખરૂં સુખ પ્રાપ્ત થઇ શકે છે.

૭ સાચા હીરા મોતીના જેવા સદ્ગુણીજનો આપ બડાઇ કરતા નથી. ખરા ઝવેરીસમા સદ્ગુણાનુરાગીજનો તેનો લાભ મેળવે છે.

૮ ભણવામાત્રથી નહીં પણ વિશુદ્ધ પ્રેમથી પંડિત થવાય છે.

૯ પંડિતે પંડિત મળે તો આનંદ, મૂર્ખે મૂર્ખ મળે તો કલેશ.

૧૦ લાજ-શરમ ચતુરને હોય મૂર્ખને નહીં; તેને તો પેટ ભરવાનુંજ કામ ગમે. ગર્દભની જેમ તેને બીજી ગમ હોતી નથી.

૧૧ નિરાગી-નિસ્પૃહીને દુનિયા બધી નમે છે. તેને કોઇની કશી પરવા હોતી નથી. તે પોતાના સ્વરૂપ-ધર્મમાંજ નિમગ્ન રહે છે.

૧૨ ખરી લે લાગી ત્યારે જાણવી કે તે કદી તૂટે નહીં—અતૂટજ રહે.

૧૩ વિશુદ્ધ (નિઃસ્વાર્થ) પ્રેમ ભક્તિની ખુમારી અજબ છે.

૧૪ ખરા સંતસાધુને પરમાત્મા દેવસમા પવિત્ર ગણી ભેદ રહિત મળવું, ને તેની સેવા-ઉપાસના કરી કૃતાર્થ થવું.

૧૫ દુર્લભ્ય સંત્ સમાગમ સમું બીજું કશું લેખી શકાય નહીં.

૧૬ ખરા સન્ત-સાધુ અગાધ શાન્તિ (વૈરાગ્યરસ) થીજ ભરેલા હોય છે.

૧૭ એવા સંતજનની સેવામાં જે દિવસ જાય તેજ લેખે ગણાય.

૧૮. મનવચનને કાયામાં પુન્ય-અમૃતથી જે ભરેલાં છે એટલે જેમના વિચાર વાણીને આચાર ઘણાજ પવિત્ર છે. અનેક પ્રકારના ઉપકાર કરવા વડે જે સહુ કોઇ સુખ શાન્તિ ઉપજાવે છે અને અન્યના લેશમાત્ર ગુણને લેખી દીલમાં પ્રસન્ન થઇ જાય છે એવા વિરલ સંતજનો આ પૃથ્વી તળને પાવન કરી રહ્યા છે. તેમની શુદ્ધ દિલથી સેવા-ભક્તિ કરનાર ગમે તે પાવન થઇ શકે છે. તેમાં પ્રમાદ કરનારને પાછળ પસ્તાવું પડે છે. ઇતિશમ્

# એક પૈડાંની ગાડી.

(લેખકઃ—અંબેલાલ મકનજી વશી, અઠવા, સુરત)

જો આપણે કોઇ મહામૂર્ખ અભણ માણસને પણ પૂછીશું, કે ભાઇ! "એક પૈડાંથી ગાડી ચાલી શકે છે? તો તે પણ 'ન' કારમાંજ ઉત્તર આપશે. એ વાત તો નિઃસંશય સત્ય છે, કે જ્યાં સુધી ગાડીનાં બંને પૈડાં પોતપોતાનું કાર્ય કરવા લાયક ન હોય, ત્યાં સુધી ગાડી બરાબર રૂપમાં ચાલી શકતી નથી એ પ્રમાણે સંસારરૂપી સડકપર સમાજરૂપી ગાડીમાં પુરૂષ તથા સ્ત્રી એ બે પૈડાં એ બંને પૈડાં દુરસ્ત ન હોય, તો ગાડી ચાલવી મુશ્કેલ થઇ પડે છે. સંસારરૂપી સડકપર ખાઈ, ખાધાં પુષ્કળ નડે છે, માટે એ સડકપર ગાડી ચલાવવા સારૂ બંને પૈડાં ઉત્તમ પ્રકારથી દુરસ્ત હોવાં જોઇયે. જો પુરૂષ શીક્ષિત-ભણેલા હોય અને સ્ત્રી અશીક્ષિત અભણ હોય, તો અનુચીત જણાય અને સમાજ પડતી હાલતમાં રહે.

મારા. ઘણા મિત્રો કહે છે, કે 'સ્ત્રીઓ શિક્ષાની અધિકારણી નથી' સ્ત્રીઓને શિક્ષા આપવી, ભણાવવી એ આપણા હાથેજ આપણા પગમાં કુહાડી મારવા સમાન છે. તો શું સ્ત્રી, શિક્ષાની અધિકારીણી નથી! શું સ્ત્રીઓને ભણાવવાની જરૂર નથી! એ વિષયપર વિચાર કરતાં પહેલાં આપણે જાણવું જોઇએ, કે શિક્ષા એ શું છે! કેઃ-જેથી વિવેક, બુદ્ધિ વધે, શારીરિક, માનસિક અને આધ્યાત્મીક શકિતનો વિકાશ થાય, અને પોતપોતાના કર્તવ્યનું ભાન થાય. ત્યારે કેમ સ્ત્રીને શિક્ષાનો અધિકાર નથી!

પ્રાચીનકાળમાં સ્ત્રીઓ શીક્ષિતા હતી, એમાં તો કોઇ સંદેહ લાવી શકશે નહિ. દેવદુતિ, ગાર્ગી, સીતા, સાવિત્રી, ગાન્ધારી ઇત્યાદી સ્ત્રીઓ પંકાઇ, એ બેશક શિક્ષાનુંજ પરિણામ છે. એમણે બતાવી આપ્યું છે, કે શીક્ષિતા થવાથી અલભ્ય, સુલભ થઇ શકે છે. ત્યારે એવો કોણ સુહૃદય માણસ સ્ત્રીને શીક્ષિતા બનાવવાનો અર્થાત કેળવણી આપવાનો સ્વીકાર ન કરે?

પ્રાચીન કાળની સ્ત્રીઓ બે પ્રકારે જીવન ગાળતી હતી. એક તો, આ જન્મ બ્રહ્મચારિણી રહીને વેદોનું અધ્યાયન અને ધર્મની વાતમાં જીવન ગાળતી હતી. એ પ્રકારની સ્ત્રીઓ સંસારમાં બહુજ ઓછો સંબંધ રાખતી હતી. દેવદુતી એ પ્રકારની હતી. બીજી ગૃહસ્થ બનતી હતી. પોતાના પતિની સાથે ધાર્મિક વિવાહની આલોચના કરતી હતી. પતિની સેવા કરતી હતી. તથા પતિને યથાશકિત મદદ કરતી હતી. તેને માટે પતિ, એજ સર્વસ્વ હતુ. એ પ્રકારની સ્ત્રીઓમાં સીતા, સાવિત્રી ઇત્યાદી હતી. પહેલા પ્રકારની સ્ત્રીઓ જે બ્રહ્મચારિણી રહેતી હતી, તે બ્રહ્મવાદિની કહેવાતી હતી. પરતુ આજકાલ બ્રહ્મવાદિની તો હોતીજ નથી માટે આ લેખનો એની સાથ કાંઇ સંબંધ નથી.

હું ધારૂં છું; કે સ્ત્રીઓને કેળવણી આપવામાં તો સહુ કોઇ સહમત થશેજ. પરંતુ કયા પ્રકારની કેળવણી આપવી એ વિવાદ ગ્રસ્ત વિષય છે. કેમકે સ્ત્રીને પુરૂષના જેવી કેળવણી અધિકાર નથી, કિંવા પુરૂષના જેવી કેળવણી સ્ત્રીને ઉપયોગી નથી.

જો સ્ત્રીઓને પણ આધુનિક કેળવણી આપવામાં આવે, તો તેઓ પણ આધુનિક કેળવણી લઇને લેડી ડૉકટર, લેડી બેરિસ્ટર, બની શકે છે. મુ કુમારતાનો જે દોષ સ્ત્રીઓપર મઢેલો હોય છે, તે ઠીક છે. પરંતુ પાશ્ચાત્ય સ્ત્રીઓએ કઠિનમાં કઠિન કામ કરી બતાવ્યું છે. શું વીરત્વ છે! નહિ કદાપિ નહિ. સ્ત્રીઓનું વીરત્વ સ્ત્રીયત્વમાંજ છે. જ્યારે સ્ત્રીઓ આધુનિક

શિક્ષા ગ્રહણ કરી શકે છે, તો શું આપણે એ શિક્ષા, કેળવણી આપીએ! નહિ કારણ કે એ ખરાબ છે. વળી જે શિક્ષા હાલ માણસોને આપવામા આવે છે, તે સ્ત્રીઓને નજ આપવી જોઇએ. અને જે શિક્ષા સ્ત્રીઓને માટે ઉપકારિણી થઇ શકે છે તે પુરૂષને માટે નથી. વળી ઇશ્વરે પુરૂષ અને સ્ત્રીને ભિન્નભિન્ન ગુણો પ્રદાન કીધા છે. પુરૂષને ઇશ્વરે હૃષ્ટ પુષ્ટ અને બળવાન, શક્તિવાન બનાવ્યો છે. માટેજ સ્ત્રીઓનું નામ "અબળા" પડી ગયુ છે. વિધાતાએ સ્ત્રીઓને લજ્જા, દયા આદિગુણો આપ્યા છે, તથા પુરૂષને નિર્ભયતા વિરતા આદિગુણોથી સુશોભિત કીયા છે.

સ્પષ્ટ માલમ પડે છે, કે સ્ત્રી પુરૂષના કર્તવ્ય ભિન્ન ભિન્ન છે. જ્યારે બંનેમાં આટલું અંતર છે, ત્યારે સમાન શિક્ષા શી રીતે હોય શકે! જે લોકો સ્ત્રીઓને સમાન અધિકાર અને સ્વતંત્રતા આપવામાં પક્ષમાં છે, તેઓની એ ધારણા તદન અર્થ શૂન્ય છે!

સર્વ પ્રથમ તો એને માતૃ ભાષાનું જ્ઞાન રહેવુ જોઇએ. પ્રાય જણાય છે, કે કોઇપણ ભાષાના કાળા અક્ષર એને માટે મેરા બરાબર હોય છે જ્યારે ચીઠ્ઠી યા કાગળ વાંચવો અગર લખવો હોય છે, તો એ બીજાની પાસે ભટકતી ફરે છે. તેથી અન્ય માણસો ઘરની ગુપ્ત વાતો જાણી જાય છે વીશ સુધી ગણતાં પણ નથી આવડતું. હવે વિચાર કરો કે એથી એટલું નુકશાન થાય છે! માટે સ્ત્રીઓને માતૃભાષાનુ જ્ઞાન યથેષ્ટ હોવુંજ જોઇએ. જેથી એ આપણાં ધાર્મિક ગ્રંથો વાંચી, સમજી, એકવાર ફરી સાવિત્રીના જેવો આદર્શ જગતની સામે રાખે. વળી સંસ્કૃતનું પણ થોડું જ્ઞાન હોય, તો તે પણ સારૂં કહેવાય. ખાસ કરીને નીચે જણાવેલા વિષયનું પણ જ્ઞાન હોવું જોઇએઃ—

(૧) પાકશાસ્ત્ર (રસોઈ બનાવવાની રીતો) (૨) સીવણ ગુંથણ કામ (૩) શિશુપાલન (બાળકોને શી રીતે પાળવાં તે) (૪) ગૃહધર્મ (૫) શિશુશિક્ષા (બાળક કેળવણી) (૬) બાળચિકિત્સા.

ઉપરોકત વિષયો સ્ત્રી જીવનને માટે પરમ આવશ્યક છે. એજ એને માટે શિક્ષા છે. એ ...ણે જ્યારે બને પોતપોતાના કર્તવ્ય બરાબર જાણી શકશે, ત્યારેજ ઉત્થાન થશે. ઇતિ.

---

## સદાચાર વિષે

### શાર્દૂલ વિક્રીડિત છંદ

ઇચ્છા જો હોય કાંઇ કોઇ જનને, સંસારના સુખની
અથવા આ સંસાર ખાર સમજી, નિજાત્મે[1] ઉદ્ધારની
મૂળજ રસ્તો એક હોય માટે, ચાલો સદાચારથી
માનો દુરાચારને વિષ ભરી, ડંસી રહી નાગણી ૧
શું જાઓ કદી પાસ નાગ વહનિ[2], લેવા કદી હાથમાં!
સમજી તેવું દુઃખ ભાઇ નજરે, વળજો શુદ્ધાચારમાં
ઇન્દ્રિય શલ્ય વિચાર સાવ સઘળા, કાઢી કરી સ્થીરતા
ધ્યાવી ઉત્તમ ધ્યાન મહાન શુકલે, પામો ખરી સંપદા

**દીપચંદ ઓધવજી શાહ "ભાવ-**

---

૧ પોતાનો આત્મા ૨ દેવતા અથવા અંગારા

# મરનારના કુટુંબ પાસે જઈને શું કરવું તે વિષે બે સખીનો સંવાદ

## લેખીકા અનુભવી બ્હેન હરકોર પાલીતાણા

પ્રશ્ન—શાન્તા-ચચળ બ્હેન હમણા ઘણા દિવસથી કેમ દેખાતા ન હતા.

ઉત્તર—ચચળ-બ્હેન શાંતા હમણા મારા સંબંધીમાં એક મરણ થયું છે તેથી ત્યાં વારંવાર જવું પડે છે માટે તમોને મળી શકી નથી.

શાંતા—બ્હેન ત્યાં જઈને શું કરો છો.

ચંચળ—શાંતા બ્હેન શું કરો છો શું તમો આટલું બધું ભૂલી ગયા અને મરણ થાય ને ઘેર જઈ શું કરવું તે પુછો છો. મરણ થાય તેને ઘર જઈને છેડા વાળવાની વખતે છેડા વાળીએ મરનારના સંબંધીઓ પાસે દીલગીરી કરીએ મરનારને યાદ કરીએ.

શાન્તા—અરે ભોળાં ચંચળ બ્હેન તમોતો ભોળાંજ રહ્યા મરનારને ઘેર જઈને તેમને સ્નેહીઓને મીઠા અને વૈરાગ્ય ભરેલા શબ્દોથી તેઓને શાંતી આપવી એવી વાતો કરવી કે તેઓ પોતાનું દુઃખ ભૂલી જાય અને ઘડીવાર તેમને આપણાથી લાભ એવો મળવો જોઈએ કે સ્નેહને લઈને મરનારના સંબંધીઓનું હૃદય શોકથી આકુળ વ્યાકુળ બની ગયું હોય મગજ ચિંતાને લઈને શાંતી વિનાનું થઈ ગયું હોય તેથી તેઓના હૃદયને તથા મગજને શાંતી વળે તેવા ઉપાયો કરીને તેઓને રડવા કુટવાના દુઃખથી જેમ બને તેમ મુકત કરવા જોઈએ મરનારને ઘેર જવાનો હેતુ આજ છે કે તેમના વિરહિત કુટુંબને શોકથી મુકત કરવું. એજ છે પણ ત્યાં જઈને રડવું તથા કુટવું અને એવા શબ્દો બોલવા કે સામાને એટલે સાંભળનારને રડવું આવે તથા કદાચ કોઈ બ્હેન શાણી અને સમજુ હોય ઓછુ રડે તો તેને વધારે રડવા કુટવાના ઉપાયો કરવા આવું કૃત્ય કરવાને માટે મરનારને ઘેર જવાનો હેતુ નથી.

ચંચળ—પ્રીય બ્હેન શાંતા ખરેખર તમારૂં કહેવું સત્ય છે અત્યાર સુધી હું અજ્ઞાન હોવાથી મરનારને ઘેર જઈને વધારે ન કૂટે તેને કૂટાવેલ છે વધારે ન રડે વધારે શોક ન કરે તેવી શાણી બ્હેનોની પાંચ દશ બ્હેનોને ભેગી કરીને નિંદા કરી છે વળી શું કરૂં બ્હેન હમણા મારા એક બેનપણીના પતિ અકસ્માત મરી ગયા અને તે મારા બ્હેન ઘણા શાંત અને શુશીલ હતા અને પોતે સમજતા હતા. કે બગડયું તે કોટી ઉપાયે સુધરનાર નથી આયુષ્ય કોઈથી સંધાય તેમ નથી અને સુખ દુઃખ ભોગવવું તે કેવળ પુન્ય પાપનો ઉદય છે તેથી મારા બ્હેને વિચાર્યું કે હવે મારા સૌભાગ્યરૂપી સૂર્ય અસ્ત થયો તે હવે મારા રડવા કૂટવાથી ઉદય થવાનો છે ના નહિજ થાય એમ વિચારીને તેઓએ કુટવું તથા છેડો વાળવો બંધ કર્યો ત્યારે ગામની બૈરીઓ એકઠી થઈને તેમાં હું તો આગળ જઈ બાઈ કૂટને કુટે મરી જવાતું નથી બીજી કે કાળો કેર થયો ત્રીજી કહે હાય દુઃખ પડવામાં બાકી રહી નહિ આવા અનેક પ્રકારના શબ્દો ઉપર શબ્દો નીકળવા માંડયા અને તે મારી સખીએ સાંભળ્યા અને તેનો હૃદયની હિંમત તૂટી પડી અને તે સમજુ છતાં પણ બેભાન બની ગઈ. શાંતા બ્હેન આજે તમારા સમજાવવાથી મે સત્ય જાણ્યું કે આ ખરેખર મોટું પાપ બાંધ્યુ છું પણ બ્હેન આપ મારા ઉપકારી થયા અને આપના આ પરિશ્રમનો બીજો બદલો વાળી શકું તેમ નથી પણું આજથી વ્હાલી બ્હેન પ્રતીજ્ઞા કરૂં છું કે હવે તો ઉપર બતાવેલી ચેષ્ટા કોઈ દિવસ નહિ કરૂં અને મરનારને ઘેર જઈને તેના કુટુંબને શાંત આપીશ

શાંતા—ચંચળ બ્હેન તમોને પણ ધન્યવાદ છે તમારી પ્રતીજ્ઞા જાણીને હું ઘણી ખુશી થઈ બ્હેન પ્રતિજ્ઞા બરોબર પાળજો પણ લઈને કેટલાએક બ્હેનો મૂકી દે છે તેથી અજ્ઞાન બ્હેનોને નિંદા કરવાનું મળે છે માટે તેવું ન કરશો એજ મારી છેલ્લી ભલામણ છે.

# સ્ત્રીઓના સન્માન !!

ગુલાબચંદ મુળચંદ બાવિશી
હેડ માસ્તર, ઇસ્માઇલી સ્કુલ, દારેસલામ, ( આફ્રીકા )

ભારતની મહાન દેવીયો ! આપના સન્માન શી રીતે કરવા ! આપણા જીવનસ્વામીની એવી નૈસર્ગિક ખીલવટ છે કે તેના સન્માન અમો જીવનની આહુતી આપીયે તો પણ ઓછા છે !! આર્યાવર્તની મહીલાઓ ! એ કથન તો સર્વથા સત્ય છે કે, જ્યા આપના સન્માન થાય છે ત્યા દેવો પણ પ્રસન્ન રહે છે, તો આપના સન્માન અમીન ગુનાન, અને સમધુર પુષ્પથી કરીયે ! અરે ! આપના ચર્ણ બન્ધુભાવે વન્દીયે ! દેવોને શી રીતે પ્રસન્ન કરીયે ! વિશ્વની સન્નારીયો ! તમારા આત્મ વિશ્વાસથી ગૃહસ્થાશ્રમ સુન્દર લાગે છે, તમારા સ્નેહ ભર્યા સન્માનથી, જીવનચક્રને ગતિ મળે છે, તમારા હાસ્યથી ગૃહ દેદિપ્યમાન લાગે છે, અને તમારી હૃદય સંતુષ્ટતાથી, વિશ્વને આહ્લાદ મળે છે ? એવી હે મહીનાઓ ! તુમ થાવ !! અંતરના આશીર્વાદની વૃષ્ટિ કરો ? અને અમારા ગરીબ હયાના સન્માન સ્વીકારી શુભાશીષ અર્પો !!!

---

## જાહેર ખબર.

સુરત જૈન વનિતા વિશ્રામની બાળાઓને પોતાને ત્યા આવતા લગ્નાદિ પ્રસંગોની ખુશાલીમા ભોજન અપાય છે અને એ રીતે શુભ દિવસોમા પુણ્ય કૃતિનો લાભ અધિવિવેકી ઉદારચિત સજ્જન સદગૃહસ્થો તરફથી લેવાય છે ચાલુ માસમા નીચે લખેલા સજ્જનો તરફથી આશ્રમની બાળાઓ તથા બાઇઓને ભોજન અપાયુ હતુ

૧ રા રા શેઠ દીપચંદ મેળાપચંદ સુખડીઆ તરફથી ચી૦ બ્હેન સુભદ્રાના લગ્ન પ્રસંગે ભોજન

૨ રા રા શેઠ પ્રેમચંદ વમળચંદના તરફથી ચી ભાઈ પનાલાલના લગ્ન પ્રસંગે ભોજન

૩ રા રા શેઠ નાથુભાઇ નગીનદાસ ઝવેરીવાળા તરફથી પોતાની પુત્રીના લગ્ન પ્રસંગે ભોજન

## સુરત જૈનવનિતા વિશ્રામને મળેલી મદદ

૩૦૦-૦-૦ મોતીના ધરમના કાંટાના મહાજનના તરફથી મુબઈ

૨-૦-૦ રા શા. દીપચંદ પનાજી સાદડી તા મારવાડ

૨૫-૦-૦ રા. શેઠ સરુપચંદ કચરા મુબઇ

૩-૦-૦ દીપચંદ ઓધવજી શાહ ભાવનગર

૩-૦-૦ માસ્તર મનસુખરામભાઇ અમદાવાદ

## અમદાવાદના ગ્રાહકોને ખાસ સગવડ

આ મહિલા ભૂષણ માસિક પત્રના અમદાવાદ ખાતેના જે ગ્રાહકોના લવાજમના પૈસા બાકી હોય તેમણે તથા નવા થનાર ગ્રાહકોએ પોતાનુ લવાજમ ભાઇ ગોકળચંદ સાકરચંદને (ઠે- શાંતિનાથની પોળ અમદાવાદ) આપવુ આ પ્રમાણે કરવાથી ગ્રાહકોને મનીઓર્ડર તથા વી પી ખર્ચનો બચાવ થશે

વ્યવસ્થાપક મહિલાભૂષણ સુરત.

# મરનારના કુટુંબ પા .

## બે સખી .

### લેખીકા અનુભવી બ્હેન

પ્રશ્ન—શાન્તા-ચચળ બ્હેન હમણા ઘણા દિ...

ઉત્તર—ચચળ-બ્હેન શાંતા હમણા મારા સં... વારંવાર જવું પડે છે માટે તમોને મળી શકી નથી.

શાંતા—બ્હેન ત્યાં જઇને શું કરો છો.

ચંચળ—શાંતા બ્હેન શું કરો છો શું તમો આટલું ને ઘેર જઇ શું કરવું તે પુછો છો. મરણ થાય તેને ઘર વાળીએ મરનારના સંબંધીઓ પાસે દીલગીરી કરીએ મરનારને યાદ -

શાન્તા—અરે ભોળાં ચંચળ બ્હેન તમોતો ભોળાંજ રહ્યા મરનારને ઘેર જઇ સ્નેહીઓને મીઠા અને વૈરાગ્ય ભરેલા શબ્દોથી તેઓને શાંતી આપવી એવી વાતો કરવી તેઓ પોતાનું દુઃખ ભૂલી જાય અને ઘડીવાર તેમને આપણાથી લાભ એવો મળવો જોઇએ કે સ્નેહને લઇને મરનારના સંબંધીઓનું હૃદય શોકથી આકુળ વ્યાકુળ બની ગયું હોય મગજ ચિંતાને લઇને શાંતી વિનાનું થઇ ગયું હોય તેથી તેઓના હૃદયને તથા મગજને શાંતી વળે તેવા ઉપાયો કરીને તેઓને રડવા કુટવાના દુઃખથી જેમ બને તેમ મુક્ત કરવા જોઇએ મરનારને ઘેર જવાનો હેતુ આજ છે કે તેમના વિરહિત કુટુંબને શોકથી મુક્ત કરવું, એજ છે પણ ત્યાં જઇને રડવું તથા કુટવું અને એવા શબ્દો બોલવા કે સામાને એટલે સાંભળનારને રડવું આવે તથા કદાચ કોઇક બ્હેન શાણી અને સમજુ હોય ઓછું રડે તો તેને વધારે રડવા કુટવાના ઉપાયો કરવા આવું કૃત્ય કરવાને માટે મરનારને ઘેર જવાનો હેતુ નથી.

ચંચળ—પ્રીય બ્હેન શાંતા ખરેખર તમારૂં કહેવું સત્ય છે અત્યાર સુધી હું અજ્ઞાન હોવાથી મરનારને ઘેર જઇને વધારે ન કુટે તેને કુટાવેલ છે વધારે ન રડે વધારે શોક ન કરે તેવી શાણી બ્હેનોની પાંચ દશ બ્હેનોને ભેગી કરીને નિંદા કરી છે વળી શું કરૂં બ્હેન હમણા મારા એક બેનપણીના પતિ અકસ્માત મરી ગયા અને તે મારા બ્હેન ઘણા શાંત અને શુશીલ હતા અને પોતે સમજતા હતા. કે બગડ્યું તે કોટી ઉપાયે સુધરનાર નથી આયુષ્ય કોઇથી સંધાય તેમ નથી અને સુખ દુઃખ ભોગવવું તે કેવળ પુન્ય પાપનો ઉદય છે તેથી, મારા બ્હેને વિચાર્યું કે હવે મારા સૌભાગ્યરૂપી સૂર્ય અસ્ત થયો તે હવે મારા રડવા કુટવાથી ઉદય થવાનો છે ના નહિજ થાય એમ વિચારીને તેઓએ કુટવું તથા છેડો વાળવો બંધ કર્યો ત્યારે ગામની બૈરીઓ એકઠી થઇને તેમાં હુંતો આગળ જઇ બાઇ કુટને કુટે મરી જવાતું નથી બીજી કે કાળો કેર થયો ત્રીજી કહે હાય દુઃખ પડવામાં બાકી રહી નહિ આવા અનેક પ્રકારના શબ્દો ઉપર શબ્દો નીકળવા માંડયા અને તે મારી સખીએ સાંભળ્યા અને તેના હૃદયની હિંમત તૂટી પડી અને તે સમજુ છતાં પણ બેભાન બની ગઇ. શાંતા બ્હેન આજે તમારા સમજાવવાથી મેં સત્ય જાણ્યું કે આ ખરેખર મોટું પાપ બાંધુ છું પણ બ્હેન આપ મારા ઉપકારી થયા અને આપના આ પરિશ્રમનો બીજો બદલો વાળી શકું તેમ નથી પણ આજથી વ્હાલી બ્હેન પ્રતીજ્ઞા કરૂં છું કે હવે તો ઉપર બતાવેલી ચેષ્ટા કોઇ દિવસ નહિ કરૂં અને મરનારને ઘેર જઇને તેના કુટુંબને શાંત આપીશ

શાંતા—ચંચળ બ્હેન તમોને પણ ધન્યવાદ છે તમારી પ્રતીજ્ઞા જાણીને હું ઘણી ખુશી થઇ બ્હેન પ્રતિજ્ઞા બરોબર પાળજો પણ લઇને કેટલાએક બ્હેનો મૂકી દે છે તેથી અજ્ઞાન બ્હેનોને નિંદા કરવાનું મળે છે માટે તેવું ન કરશો એજ મારી છેલ્લી ભલામણ છે.

# વિષયાનુક્રમણિકા.





## શ્રી જૈન વનિતા વિશ્રામનો હેતુ.

હો૦ ગોપીપુરા સુરત.

આ સંસ્થાનો મુખ્ય હેતુ એ છે કે જૈન વિધવા બ્હેનો આ સંસ્થાનમાં રહી સાધુ જીવન ગાળે, ધર્મનીતિ સંબંધી જ્ઞાન પામે, તેઓનું નિરૂદ્યમી જીવન ઉદ્યોગી બને, તેઓ કર્તવ્યપરાયણ થાય, તથા તેઓની માનસિક તથા આધ્યાત્મિક સ્થિતિ સુધરે કે જેથી તેઓનું જીવન આપોઆપ શાંતિવાળું ગૌરવવાળું તથા આત્મશ્રદ્ધાવાળું બને, અને તેઓ પોતાના કુટુંબને સહાયક, તથા સમાજને પણ ઉપયોગી થઇ પડે. તે ઉપરાંત સધવા શ્રાવિકા બ્હેનો તથા જૈન કન્યાઓને ધર્મનિતિની તથા વ્યવહારિક કેળવણી આપવી કે જેથી તેઓ ઉત્તમ ગૃહિણી તથા માતા બને અને કર્તવ્યનિષ્ટ થાય.


આ પત્ર સુરત લીમડાચોકમાં આવેલા ધી સુંદર પ્રીન્ટીંગ પ્રેસમાં વીઠુલદાસ કીકાભાઇએ છાપ્યું અને બ્હેન રૂક્મિણી હીરાચંદ મોતીચંદની વીનતીએ ગોપીપુરા સુરતમાંથી પ્રગટ કર્યું.

# મહિલા ભૂષણ.

પુસ્તક ૩ જું. માઘ, સંવત ૧૯૭૨. અંક ૬ મો.


## નમ્ર વચનો બોલવા સુબોધ.

પદ ૧ લું.

(હરી ભજતાં હજી કોઇની લાજ જતાં નથી જાણીરે-એ લય)

કહેવાં વચનો ના કહીએ બહેન ! ભવે કોને નાણીરે,
કરો નમ્રતા પૂર્વક કામ, વદી નમ્ર વાણીરે; કહેવાં૦
કાર્યસિદ્ધિની જગમાંહિ સત્ય અજબ એક ખાણીરે.
કોઇ વીરલ સુભાગી તેહ લેતા સધ નાણીરે; કહેવાં૦

સુણી સાસુ નણંદનાં બોલ, કંઇ રોષ ન ધરશોરે,
કદીએ મુખથી કટુ વેણ, ન આપ ઉચ્ચરશોરે; કહેવાં૦

બહેની આપણ આ અવતાર કોમળ સદા કહાવીએરે,
એ કોમળતા ત્યજી કેમ, (વાણીના) કઠોરતા લાવીએરે; કહેવાં૦

લાગે સુવર્ણ પીતળ એક, ઉપરથી નિહાળતાંરે,
થાતાં કસોટી એનાં સ્વરૂપ, જન પરખી જાયરે; કહેવાં૦

નમ્ર વાણી છે સ્વર્ણ પ્રમાન, નંગ મહા મૂલ્યનીરે,
ક્રોધ રૂપથી નીકળે જે વાણ, કિંમત તૃણ તુલ્યનીરે; કહેવાં૦

નહી ક્રોધ બોધ તો કાંઇ, કામ ન થતું રે,
ઉલટો ખળતા થાતો નાશ, વદન કરમાતું રે. કહેવાં૦

અતિથી સત્કાર જે ગૃહસ્થોને મુખ્યત્વે કરીને કરવાનો હોય છે. તેના યોગ્ય સ્વરૂપને તે જાણુતી હતી ને સર્વ પ્રતિ પ્રેમથી રહીને સર્વનો યોગ્ય સત્કાર કરતી.

જે કોઈ તેને ત્યાં જતાં તે સર્વ તેની ઉચ્ચ પ્રવૃત્તિ જોઇને આનંદને પામતાં. અન્ય સામાન્ય સ્ત્રીઓની માફક કોઇ પણ પોતાને ઘેર આવે તો અત્યંત સંતાપથી કહે કે 'વળી આ પીડા કયાંથી આવી ને કયારે જશે' એવું જે નિત્ય કહ્યા કરે છે તેવો ભાવ આ સુતાને કદી પણ સ્ફુરતો નહીં.

અનેક સ્ત્રીઓ જેનું અંતઃકરણ હલકું હોય છે તેમજ બહારની પણ તેટલી અવ્યવસ્થા, ભોજનની અવ્યવસ્થા, બીછાનાની તેવીજ સ્થિતિ અનેક વસ્તુઓ પણ તેજ પ્રમાણે, અવ્યવસ્થિત સ્થિતિ ને આવું સર્વ જોતાં સર્વને તેથી એમજ થાય છે કે કયારે અહીંથી છૂટીએ ને વિશેષમાં અપમાન યુકત વર્તન આ પ્રમાણે જે સ્ત્રીઓમાં અંતર, બહાર, મલિનતાજ હોય છે તેનું કશુંજ આ સુતાના હૃદયમાં કે ગૃહમાં નહોતું પણ અનેક પ્રકારે પ્રશંસનીય હતું. તેનું ગૃહ, તેની વ્યવસ્થા, તેની સ્વચ્છતા ને તેની પ્રત્યેક ક્રિયા સર્વને તેના પ્રતિ માન ઉપજે એવીજ હતી. જે કોઇ તેને ત્યાં જતાં તેને સ્વભાવિકજ એમ રહ્યા કરતું કે બે ચાર દિવસ વિશેષ આ સ્થળે રહેવાનું હોય તો સારૂં. આ પ્રમાણે અતિથી પ્રતિનું વર્તન હતું.

પાકકલા કરવામાં પણ તેજ પ્રમાણે તેના વિધીને તે અત્યંત સુંદર પ્રકારે જાણુતી હતી ને તેથી પણ અનેક મનુષ્ય તેના હસ્તથી કરાએલા ભોજનથી તૃપ્તિને પામતાં હતાં. સર્વના પ્રતિ તેનો શુદ્ધ સ્નેહ હોવાથી આ ભોજન કરવામાં પણ અત્યંત સાવધાનતાથી ને જે કંઇ કરે તે સારૂં થાય તેમ તે ઇચ્છતી હતી. ગમે તેવું બગડેલું, ગંધાતું, ને નિર થએલું અન્ન તે ગૃહમાં રાખતી જ નહોતી ને આ પ્રમાણે આથી સર્વ તેના ભોજનની ઇચ્છા રાખતાં.

ચિત્રકલાને સામાન્ય પ્રકારે તે જાણુતી હતી. ગુંથણુકામ, ભરતકામ, પણ તે ઘણી સારી જાતનું સુંદર પ્રકારે કરી શકતી ને જે કોઇ શીખવા આવે તેને તે યથાર્થ પ્રેમપૂર્વક શીખવતી હતી. પ્રાતઃકાલમાં ભોજન વીગેરેના કાર્યથી નિવૃત થઇને જ્યારે તે બેસતી ત્યારે તે આ પ્રકારના કાર્યમાં પણ થોડો કાળ ગાળતી હતી ને પોતાના ગૃહના શૃંગાર જેવી વસ્તુઓ બનાવીને ગૃહને શોભાવતી હતી ને અન્યને પણ શીખવવામાં સમય ગાળતી.

આ બધાં તે કાર્ય કરતી પણ તેનો ઘણો સમય કોઇ પણ સદ્‌ગ્રંથના વાંચનમાં, થોડો કંઇક નવીન અભ્યાસ કરવામાં જતો હતો. પુસ્તકો વાંચીને તેનાપર કંઇક થોડો વિચાર કરવાની તેની ટેવ હતી ને તે પર વિચાર કરી તે પ્રમાણે વર્તવા પણ આગ્રહ ધરતી હતી. કંઇ કામ નથી તો જરા ચોપડી લઇને બેસવું એવા ભાવથી તે પુસ્તકોમાં સૂચવ્યા પ્રમાણે તો તેમાં વર્ણેલાં પ્રમાણુ પ્રમાણે તેનો ઉંડાણુથી વિચાર કરતી આ પ્રકારે તે અભ્યાસ કરતી હતી છતાં પણ તે પોતાને જેવા પ્રકારની ઉંચી સ્થિતિમાં સ્થાપવાને ઇચ્છતી હતી તેવું તે કંઇક જોતી નહોતી ને તેથી અસંતોષને સેવતી.

સામાન્ય મનુષ્યને અને અનેક બુદ્ધિમાન મનુષ્યને તે આ વિષે વારંવાર પૂછતી ને શી રીતે ઉન્નતિ સત્વર પમાય તે માટે તે વિચારશીલ રહેતી.

કોઈ તેને કહેતાં કે અન્ય સર્વ કાર્યથી નિવૃત્ત થઈ વિશેષ સમય સદ્‌વિચાર ને સત્‌ક્રિયામાં ગાળવામાં આવે તે ઠીક, તો કોઈ કહેતાં કે જ્ઞાનના પુસ્તકો ઘણો સમય વાંચો, કોઈ કહે કે કોઈ અભ્યાસમાં વિશેષ સમય વીતાવો આ પ્રમાણે તેને સર્વ પોતપોતાના અભિપ્રાય પ્રમાણે કહેતાં પણ કોઈ એને એવો, કોઈ નવીન વિચાર કે માર્ગ બતાવનાર ન મળ્યું. આ સર્વ તો તે નિત્યજ કરતી હતી ને તેથી તેની ઇચ્છા પૂર્ણ થઈ નહિં ને નિત્ય તેની વૃત્તિ અસંતુષ્ટ રહેતી ને વિકલ અંતઃકરણ રહેતું જે નિત્યના સર્વ કાર્યો તે કરતી હતી તે પણ વ્યવસ્થા રહીત થવા લાગ્યાં ને બીજી બાજુથી કોઈ પ્રકારે ઉન્નતિને પામવાનો માર્ગ પણ તેને જડ્યો નહિં છતાં પણ પ્રાપ્ત વિષયની તેની તીવ્રેચ્છા ન્યૂન થઈ નહોતી

આ પ્રમાણે કેટલોક સમય જતાં એક સમયે તે એજ વિચારમાં, તીવ્રેચ્છથી વિચાર કરતી બેઠી હતી એટલામાં કાંઈ અવાજ થયો ને તે અવાજથી તેના અંતરમાં કંઇક જાગૃતિ, ઉત્સાહ, પ્રકટીને એકાએક વિશેષ બળ આવેલું ભાસ્યું; તે અવાજનો વિચાર હવે તેનું હૃદય કર્યા કરે છે ને તેમાં ને તેમાં કંઇક નવીન ને નવીન એને જણાતું જાય છે. આ પ્રમાણે જોતાં ને વિચારતાં લગભગ એકાદ કલાક જેટલો સમય થયો, એટલે પુનઃ એ અવાજ થયા ને તેથી તે એ અવાજે પૂર્વ કરતાં હવે વિશેષતર બળતે સુજ્ઞાના હૃદયમાં પ્રકટાવ્યું. એકાએક તે બેલી ઉઠી 'અવશ્ય હું હવે સર્વ કરી શકીશ મને કુંચી જડી છે, જે સમયની આટલા સમયથી હું રાહ જોતી હતી તે માટે તો અનેક વિચારને અનેક ક્રિયા કરતી છતાં કંઇક પણ સુઝ્યું નહોતું તે આજે તેને મળ્યું ને અવશ્ય આ પ્રમાણે વર્તીશ એમ તેણે પ્રતિજ્ઞા કરી.

આ અવાજે તેને ખરેખર અદ્‌ભૂત જ્ઞાન અર્પ્યું ને તેથી ગમે ત્યારે હવે ગમે તેવી સ્થિતિમાં સર્વ હું કરીશ. એવું તેને ભાન રહેવા લાગ્યું.

સુજ્ઞાને આ અવાજથી જે નવીન જ્ઞાન મળ્યું, તે કોઈ રીતે અદૃશ્ય રહી કોઈ મહાત્માના સ્વરે કે કોઈ અદૃશ્ય સત્તાએ તેમ કર્યું છે એમ સર્વને લાગે એમ છે. આ અવાજ અથવા તે દ્વારા કોણે તેની ભૂલ તેને સમજાવી! કોઈ પણ મનુષ્ય આ સમયે તેની પાસે હતું નહિં. કોઈએ તેને કંઇ અદૃશ્યથી આવીને કહ્યું નથી. આ પ્રમાણે તેને માર્ગ બતાવનાર ને તેની પાસે નિત્યજ રહેનાર એક વસ્તુ હતી ને આ પ્રમાણે થવાથી તે અત્યંત આનંદને પામી.

આટલા સમય સુધી સર્વ પ્રકારે તે નિપૂણ ને ચાતુર્યયુક્ત હતી, વારંવાર તે ઘણા પ્રકારના સત્‌કાર્યમાં સમય ગાળતી તે છતાં પણ તેને એમજ રહેતું કે વાસ્તવ પૂર્ણત્વને પામવા યોગ્ય જ્ઞાન હજી નથી ને તેમજ એક એજ અપૂર્ણ હતી કે જે વિધિથી ને જે કલાથી તે સર્વ કરવાં જોઇએ તે પ્રમાણે તે થતાં નહિં.

આજે પૂર્ણપણે વેગથી તે કાર્ય કરે છે. થોડો સમય વાંચે છે પણ પૂર્ણપણે જ્ઞાન મળે છે થોડો સમય જપ કરે છે અદ્‌ભૂત શાંતિને પામે છે. થોડોજ સમય લખે છે અત્યંત અસરકારક ને આકર્ષક લેખ લખી શકે છે ને પૂર્ણતાને પામી આનંદથી જેમ પેલા અવાજે તેને જ્ઞાન અર્પ્યું તેમ આ પણ વિજયઘોષ, વિજયતો ડંકો સર્વત્ર વગાડી રહી. હવે સર્વને સહજ એમ થાય કે આ એવી કઇ વસ્તુ હશે તેના અવાજે સુજ્ઞાને જે જોઇતું હતું તે મળ્યું પણ તે કંઈ સુજ્ઞાનેજ જ્ઞાન અર્પવાનાજ ઉદ્દેશથી કંઇ ઇશ્વરે તેનેજ માટે રચી નહોતી પણ

આજે તે સર્વના ગૃહમાં નિત્યજ સમીપમાંજ રહે છે ને વારંવાર તેનો સર્વને ખપ પડે છે તેની પાસે આપણે પણ જો જ્ઞાન મેળવવું ... મેળવી શકીએ તેમજ છે હવે આપણી જીજ્ઞાસાવૃત્તિ અત્યંત આતુર થઇ છે ને એ ... છે કે ક્યારે હવે તેણે જેમ સુજ્ઞાને જ્ઞાન આપ્યું તેમ આપણને પણ જ્ઞાન સ્ફુરાવવા ધ્વનિને કાઢે તેથી જો આપણને પણ જો સુજ્ઞાની માફક જ્ઞાનને પામી ઉન્નતિને પામવાની તીવ્રેચ્છાવાળાં હોઇએ ને સમયનો બધો કાલ કાઢતા છતાં પણ કશુંજ મેળવી શકયા ન હોઇએ ને તે મેળવવાની અત્યંત તીવ્રેચ્છાજ ઉઠી છે તો ચાલો આપણે પણ સુજ્ઞાને જ્ઞાન જેણે આપ્યું છે તે તરફ જોઇએ.

ખરે! હવે આપણે તીવ્રેચ્છાથી નીચાં મુખને ઉંચું કરી સામે ભીંત ઉપર દ્રષ્ટિ કરીએ શું જોઈએ છીએ!

સુજ્ઞાને જે અવાજે જાગૃતિ, બળ, કાર્ય કરવાનો ઉત્સાહ અર્પ્યો છે તે અવાજને કાઢનાર કંઇ વસ્તુ છે!

આ વસ્તુ તે બીજી કોઇજ નહિં પણ નિત્ય આપણા ઉપયોગનું આ ભીંત ઉપર ટાંગેલા સમયદર્શક યંત્ર (ઘડીયાળ) તરફ જોઇએ. આણેજ સુજ્ઞાને ઉત્સાહ પૂર્ણ કરી મૂકી છે અત્યારે પણ તે ધ્વનિ કરે છે. એક ડંકો વગાડે છે ને તે એક ડંકો ક્યારે વગાડે છે કે તેની ગતિમાં તે ફરીને વિજયી થાય છે. પ્રત્યેક ક્ષણેક્ષણનું કાર્ય પુરૂં કરીને તે અવાજ કરે છે,

સુજ્ઞા એમજ કહેતી કે જાણે આ ધ્વનિ થતાં મને એમજ ભાન થવા માંડયું કે પ્રત્યેક ક્ષણ જો નિયમિતપણે કાર્ય થાય ને જેમ યંત્રે મને અવાજથી સૂચવ્યું કે અવાજ થયા પછી એક ડંકો વાગ્યા પછી જોત જોતામાં એક ક્ષણ બે ક્ષણ ચાર ક્ષણ પાંચ ક્ષણ થઈ જલદી સમય જવા માંડયો ને મને ભાન થયું કે પ્રત્યેક ક્ષણો જેટલી ત્વરાથી વધી જાય છે ને તેની ગતિ નિયમિત થઇને હું જોઉં છું. તેટલામાં તો એક કલાક થઈ ગયો છે માટે આ પ્રમાણે મેં કોઇ સમયે કાર્ય કર્યું હોત તો આજે અનેક કર્મો કરી ઉન્નતિને મેળવી હોત. આ સમય દર્શક યંત્રે ખરે મને અદ્દભૂત જ્ઞાન આપ્યું છે ને એક કલાક પૂર્ણપણે કાર્ય કરતાં ને નિયમિતપણે કાર્ય કરતાં કલાકના અવધિએ બે ડંકા થયા ને તેથી મેં એવો ભાવ લીધો કે નિયમિત કાર્યની પાછળજ ખરી ઉન્નતિ રહેલી છે. આ પ્રમાણે સુજ્ઞાએ તત્કાળ કરવું શરૂ કર્યું છે હવે તેને સુઝ્યું કે ખરે એકજ ક્ષણ પણ નિયમિતપણે કાર્ય કરવાને માટે પૂર્ણ છે ને આ એકજ ક્ષણ એક એવું અપૂર્વ બળ અર્પે છે કે જેવી રીતે પ્રત્યેક ક્ષણ નિયમિત અને પૂર્ણપણે કાર્ય કરે છે તો પ્રત્યેક ક્ષણ મળી એક કલાક થતાં તેની નિયમિતા જણાઇ છે તેમ પ્રત્યેક ક્ષણે જે કાર્ય કરવાનું તે નિયમિતને લક્ષ પુર્વક થતું હોય તો અંતમાં તેનો સરવાળો કરતાં એક મોટું કાર્ય આપણે હાથે થાય છે ને સર્વ કાર્યોમાં ઉન્નતિને પમાય છે.

આ પ્રમાણે આપણે અનેક પ્રકારના વિષયો જાણવાને અનુભવવાને ઇચ્છનાર છીએ ને તે માટે સમયની અનુકૂલતા નથી એ બોલવાનો હવે અવકાશ રહેતો નથી.

આપણે જેમ સુજ્ઞા પૂર્વે સમય ગાળતી હતી તેમ તો ગાળીએજ છીએ બા કલાક કલાક બે ચાર કલાક ગાળીએ છીએ પણ અંતે શું? હતા ત્યાંના ત્યાંજ.

એકજ ક્ષણુ સર્વ કરવા સમર્થ છે અનેક પ્રકારના અશુભ વિચાર સ્ફુરાવવા શું કરવાનું છે તે સમયે કંઇક કલાક બે કલાકની નવરાશ કાઢી અમુક વિચાર આવ્યો તો તેની નિવૃત્તિ કેમ કરવી તે માટે તે સમયે કોઈ આપ્તને કે કોઇ પુસ્તકમાં બોધ મળી આવે તેમ નથી પણ જે સમયે ક્રોધ કે એવોજ કોઇ અશુભ વિચાર પ્રકટ્યો તો એજ સમયે એજ ક્ષણે શાંતિના વિચારને આણવો. પછી એજ થવાનું કે બીજે ક્ષણે પણ જરા શાન્તિ વિશેષ લાગશે ને આ બે ક્ષણોમાં શાંતિ રહેતાં પેલા ક્રોધને નીવારી શકાય છે ને જેમ પ્રત્યેક ક્ષણોનું એકત્રપણું એ યથાર્થ નિયમિતપણાથી પૂર્ણ પણે એક કલાક થાય છે ને એ પ્રમાણે બાર કલાક થતાં દીવસ થાય છે તેમ એકજ ક્ષણ કરેલો શુભ વિચાર અન્ય અનેક શુભ વિચારને લઇ આવે છે ને આપણા જીવનને પૂર્ણત્વની સ્થિતિમાં પહોંચાડે છે.

સમયને માટે રાહ જોઇ બેસી રહેવાથી કદી અનુકૂળતા આવતી નથી ને તેથી એકજ ક્ષણમાં પણ પૂર્ણ લક્ષ દઇને કરેલા વિચાર આપણું અંતર એવી રીતે ગ્રહણ કરે છે કે તે કદી પણ ભુસાતા નથી ને વારંવાર એમજ કરવાથી અતિશય મોટા કાર્ય અત્યંત સદ્‌ગુણો ઉંચી કલ્પના કરી શકાય છે.

આ એકજ ક્ષણને અમૂલ્ય સમ જાણનાર અનેક એક ક્ષણને નિયમિત રીતે ગાળીને વિદ્વતાને પામી અત્યંત જ્ઞાનને પામ્યાં છે.

સમય મળે ત્યારેજ અમુક કાર્ય કરાશે આ પ્રકારની આશા રાખવી એ કેવલ દુરાશાજ છે. પણ પ્રત્યેક ક્ષણે શુભ વિચારને શુભ ક્રિયાને કરતા રહેવાથી આપણે પણ વિજયનો ધ્વનિ કાઢવા શક્તિમાન થઇએ તેમ છે.

આપણે પણ આ ક્ષણથી તે નિયમે કાર્ય કરવા માંડીએ સત્વર સર્વમાં વિજયનેજ જોઇશું.

**પ્રમીલા બ્હેન.**

---

# अहिंसा અને सत्य.

'અહિંસા અને સત્ય' એ બે સિદ્ધાન્તો જેનાપર મહાત્મા ગાંધીજી આજ સમસ્ત ભારત વર્ષને પોતાનું ભવિષ્ય અવલંબવા વિષે કહી રહ્યા છે તેની સુક્ષ્મ સમાલોચના આ પ્રમાણે થઇ શકે તેમ છેઃ—

**'अहिंसा परमो धर्मः'** એ તત્વ આપણા વૈદિક ધર્મનુંજ નહિ પણ ઇતિર સર્વ ધર્મમાં મુખ્યગણાયલું છે; બૌદ્ધ અને ખ્રિસ્તી લોકના ધર્મગ્રંથોમાં જે આજ્ઞાઓ છે તેમાં

હિંસા કરવી નહિ એ આજ્ઞાને મનુભગવાનની પેઠેજ પહેલું સ્થાન આપવામાં આવેલું છે. મનુ ભગવાન પણ **अहिंसा सत्यम स्तेयम्** ઇત્યાદિ કહે છે; હિંસા એટલે માત્ર જીવ લેવો એટલુંજ નથી, પણ બીજા પ્રાણીને મન કિંવા શરીરથી વા વાણીથી ઇજા કરવી એનો પણ એમાં સમાવેશ થાય છે, અર્થાત્ 'અહિંસા' એટલે કોઇપણ સચેતન પ્રાણીને કોઇપણ પ્રકારે દુઃખ ન દેવું એવો અર્થ થાય છે. પિતૃવધ, માતૃવધ, મનુષ્યવધ, એ બધાં હિંસાનાજ ઘોર પ્રકાર છે, અને જગતની સર્વ પ્રજાઓ આ અહિંસાના ધર્મને સર્વથી શ્રેષ્ટ માને છે. મહાત્મા ગાંધીજી પણ મનુ ભગવાનની માફક આ યુગના સત્યાગ્રહમાં તેનેજ પ્રથમ સ્થાન આપે છે તેનું પણ આજ મહાન્ કારણ હોઇ શકે અહિંસામાં કોઇ પણ જાતનો અત્યાચાર સંભવીજ ન શકે; હવે 'સત્ય' સંબંધી બે બોલ કહીશ:—

જગતમાં સર્વ દેશમાં અને સર્વ ધર્મમાં આ. બાલવૃદ્ધ સ્ત્રીપુરૂષોને સર્વથી વધારે માન્ય અને પ્રમાણભૂત થયેલું તત્વ 'સત્ય' છે સત્યનું મહત્વ કેવી રીતે વર્ણવી શકાય? સર્વ સૃષ્ટિ ઉત્પન્ન થતાં પહેલાં **ऋत** અને **सत्य** ઉત્પન્ન થયેલાં છે અને 'સત્ય'જ આકાશ, પૃથ્વી, વાયુ વિગેરે પંચ મહાભૂતોને આવરી લઈ તેજ સર્વને ધારણ કરી રહ્યું છે; આ વેદ વેદાન્તમાં સત્યનો મહિમા ગાયો છે, '**असतोमां सद् गमय**" અર્થાત્ "અસત્યથી દેવ, પરમ પ્રભુ સત્યે તું લઇ જા" એવી ઉપનિષદની પ્રાર્થના આ પરથીજ આપણે સર્વ નિત્ય કરીએ છીએ. **नास्ति सत्यात परोधर्मः**' સત્યથી બીજો કઇ અન્ય ધર્મ નથી, એ ભાવ મહાભારતમાં પણ ગવાયો છે, આજ સત્યનો મહિમા સત્તપૂત—એટલે સત્યવડે પવિત્ર કરેલી વાણી નિત્ય નિરંતર બોલનાર મહાત્માં ગાંધીજી આજે આપણ સર્વને પ્રબોધી રહ્યા છે.

અને કહે છે કે આવા સત્યપાલનમાં કદાચ મરણ પણ આવે તેમ તે સહી લેવું. કારણ ગીતાજી કહે છે તેમ **स्वधर्मे निधनं श्रेय** પોતાનો સત્ય ધર્મ બજાવતાં બજાવતાં મૃત્યુ થાય તો પણ કંઇજ હરકત નથી; તે સહર્ષ સહી લેવું. કારણ જીવવું એજ કાંઇ જગતમાં પુરૂષાર્થ નથી. કાકબલિ ખાઇ કાગડા પણ જગતમાં ઘણા વર્ષ જીવે છે, આથી વીરપત્ની વિદુલા પોતાના પુત્રોને એવો ઉપદેશ કહે છે કે પથારી ઉપર પડ્યા પડ્યા સડ્યા કરીને, અથવા ઘરમાં સો સો વર્ષ સુધી ફોકટ ધુંધવાતા પડ્યા રહેવું તેના કરતા એક ઘડી ભર પણ પરાક્રમની જ્યોત પ્રકટાવીને મરવું એ હજાર દરજ્જે સારૂં છે આજ નહિ તો કાલ, અરે! સો યે વર્ષે પણ મૃત્યુ જો કોઇને છોડતુંજ નથી, તો પછી તે માટે ભય કે આક્રોસ શા માટે રાખવો જોઇએ? ડરવું અથવા રડવું શા માટે? અધ્યાત્મ શાસ્ત્ર પ્રમાણે જોઇએ તો આત્મા નિત્ય છે, તેને મરણ એવું કદી કાંઇ છેજ નહિ માટે મરણના વિચાર કરતી વખતે પ્રારબ્ધ-કર્માનુસાર પ્રાપ્ત થયેલા શરીર માત્રનોજ વિચાર કરી રહે છે, અને તેને માટે તો આપણા કવિવર ટાગોરે મહાત્મા ગાંધીજી પર જે પત્ર લખ્યો છે તેમાં ચોખ્ખું જણાવ્યું છે કે "શું સારૂ કંજુસ જેમ પોતાની મીથ્યા દોલતને વળગી રહે, તેમ મારે મોતના ભયથી આ શરીરને વળગી રહેવું? ઓ પ્રભુ! મને ગણવા દે કે દુઃખ અને મૃત્યુ તો પળના પડછાયા છે. ઉપરાંત અંતમાં તેઓ જણાવે છે કે ઓ ઇશ્વર! મારી એજ પ્રાર્થના છે કે મને મૃત્યુમાં પણ જીવનનો ઉલ્લાસ, પરાજયમાં પણ વિજયનો મહિમા ને કષ્ટમાં પણ દિવ્ય સુખનો આનંદ અનુભવવાની અનુપમ શક્તિ અને શ્રદ્ધા આપ!' આ રીતની શક્તિ અને શ્રદ્ધા પ્રત્યેક સત્યાગ્રહી પ્રભુ પાસે યાચે છે એટલુંજ નહિ, પરન્તુ આખો

હિન્દ આજ યાચી રહ્યો છે. અને તેના ઉપદેશક તરિકે આ કર્મ ભૂમિનો ધર્મ ધુરંધર મહાત્મા આજ સર્વને પોતાની છત્ર નીચે ધારણ કરી રહ્યા છે જ્યાં સર્વત્ર અભય અને અમરત્વજ છે એ નિઃશંક છે.

*                    *                    *                    *

ખરેખર! મારા દેશનું ભવિષ્ય તેના ભૂતકાળની માફક **અહિંસા** અને **સત્ય** પરજ અવલંબે છે. મન, વાણીને કર્મના એ સર્વ શ્રેષ્ઠ તપજ મારા દેશને તારશે.

ભૂતકાળમાં મારા દેશે દૈવી વાધા સજ્જેલ, ને દૈવી વિચારો વર્તનમાં મૂકેલ ભવિષ્યમાં એજ મારો દેશ ચેતનને ચીલે ચાલશે, ને જડભાવો આસુરી ભાવનાનો પરિત્યાગ કરશે.

સંકટમાં મારો દેશ શાન્તિ સજશે, પણ એ શાન્તિ સિંહનીજ હશે;

સહવામાં મારો દેશ ધીરજ ધરશે, પણ એ ધીરજ વ્યાઘ્રનીજ હશે, પ્રાણપાત્રમાં મ્હારો દેશ ઈશ્વરના દિદાર જોશે ને એકેકે શરીર એકેકે શક્તિગૃહ અજબ સ...મંદિર છે એમ અનુભવશે.

આત્માપરજ મારો દેશ આધાર રાખશે, આત્માના વર્ણનેજ તે પારખશે ને ... તે વડે આંકશે. નિગુણથી પર, સાત્વિક, રાજસી ને તામસી.

શરીરનું સ્વાસ્થ્ય, મનનું બુદ્ધિ ચાતુર્ય, હૃદયનું પ્રેમૌદાર્ય એ સર્વ મારો દેશ માનવી માનવીની આત્મગીતાની ચડતી ઉતરતી સ્વરમાધુરી વડેજ સમજી લેશે

ઉત્તમ ચારિત્ર્યની મારો દેશ વીરહાક ગાશે; ને ઝુંપડાના દારિદ્રયમાં પણ રાજમહાલયના સુખનો સાક્ષાત્કાર કરશે. દેહાન્ત ...પરમાવધિ અમરત્વના દર્શન કીરશે. ઇતિશમ્.

સૌ. કનુબ્હેન મંજુલાલ દવે.

## મહત્વના ત્રણ પ્રશ્ન.

(લેખક કવિ બાળકૃષ્ણ કાશીનાથ જામનગર)

વિવેક સાગર નામનો અલકાપુરીનો એક વૃદ્ધ રાજા દીર્ઘકાળથી પોતાનું રાજ યથા ન્યાય ચલાવતો હતો. એકવાર તેણે અન્ય ઉપર બેસી રાણી એક ધનંજયને નામના ઉમરાવને દેહાંત દંડની શીક્ષા આપી. પાછળથી એકંદર હકીકત ઉપરથી ધનંજય દેહાંત શિક્ષા કરવામાં પોતાની મોટી ભુલ થએલી છે, અને મીત ગુનહગાર ઠરી ગયો છે એવો રાજાને

બહુ પશ્ચાત્તાપ થયો. ન્યાયનો એક શુદ્ધ હુકમ-નામ છે કે-"દશ ગુનેહગાર છુટી જાય તો ચિંતા નહિ, પણ એક બિન ગુનેહગાર માર્યો ન જાય." એથી રાજાને બહુ પશ્ચાત્તાપ થયો.

રાજાએ એ વિશે બહુ બહુ વિચાર કરતાં છેવટે તેને ત્રણ પ્રશ્નો મહત્વના લાગ્યા. અને તે માટે ઢંઢેરો પીટાવી સાદ ફેરવ્યો કે-"(૧) પ્રત્યેક કાર્ય હાથપર લેવાને યોગ્ય વખત કયો! (૨) અત્યંત આવશ્યક અને ઉપયોગી કોણ! (૩) અત્યંત મહત્વની વાત કઇ! આ ત્રણ સવાલોના જે સમાધાનકારક ઉત્તર આપશે તેને મોટું ઇનામ આપવામાં આવશે."

આ ખબર ચોતરફ પાણીના પ્રવાહ પેઠે પરવર્યા જેથી કરી અલકાપુરીમાં ઘણા વિદ્વાન લોકો એ ઇનામની ઇચ્છાથી આવવા લાગ્યા. રાજા પણ તે સઘળાઓના જવાબો સાંભળવા લાગ્યો. પ્રત્યેક વિદ્વાન આ પ્રશ્નોના જવાબ જુદા જુદા રૂપમાં આપતા. જેમાં કોઇનો કોઇ સાથે મેળ મળતોજ નહતો.

પહેલા પ્રશ્નનો ઉત્તર આપતાં એક પંડિત બોલ્યો-"પ્રત્યેક કાર્ય હાથપર લેવા માટે યોગ્ય વખત શોધવાનો હોય તો મહિનાનું અથવા વરસનું જે પ્રમાણે જરૂર હોય તે પ્રમાણેનું વેળાપત્રક (ટાઇમ ટેબલ) તૈયાર કરી રાખવું. અને તે પ્રમાણે અમલ કરવો. એ પ્રમાણે વર્તવાથી યોગ્ય સમયે પ્રત્યેક કાર્ય થયું એમ થશે."

બીજો પંડિત બોલ્યો-પ્રત્યેક કામનો યોગ્ય વખત પ્રથમથી નક્કી કરવો એ અશક્ય છે, પણ આપણે પ્રમાદમાં વખત ન ખોવો એમ મનમાં આવતું હોય તો સર્વત્ર ધ્યાન આપવું જોઇએ. અને એ સઘળામાં જે અવશ્ય કરવા સરખું જણાય તે કામ પ્રથમ કરવું જોઇએ."

ત્રીજો પંડિત બોલ્યો-"પોતાના રાજમાં જે જે બનાવો બનતા હોય, તે સઘળા તરફ રાજા ગમે તેટલું લક્ષ આપે, તો પણ એક માનવીને પ્રત્યેક કાર્ય કરવાનો યોગ્ય વખત કયો! તે સમજવું કઠીન છે માટે તેણે સુજ્ઞ માણસોની સભા બોલાવવી એ ઉચીત છે. તે સભા તેને યોગ્ય વખત કયો એ બતાવી શકશે. વળી કેટલીક એવી બાબતો હોય છે કે જે સભા આગળ રજુ કરી શકાય નહિ. અને તે સાથે એ પણ ધ્યાનમાં આણવું જોઇએ કે બાબતો તો આવશ્યક હોય છે! ટુંકામાં તે કામ કરતાં પહેલાં આગળ શું થનાર છે! તે પ્રથમ જાણવાની જરૂર હોય છે. અને તે જાણવા માટે જ્યોતિષીઓના સહાયનીજ જરૂર હોય માટે યોગ્ય કામ હાથપર લેવા યોગ્ય વખત કયો? એ જાણવા માટે મહારાજાશ્રીયે જોશીઓને પાસે રાખવા."

બીજા પ્રશ્નના સંબંધમાં પણ એવાજ જુદા જુદા જવાબો મળ્યા. એકે કહ્યું-"અત્યંત આવશ્યક અને ઉપયોગી માણસો તો ડાહ્યા સભાસદોજ છે."

"ભિક્ષુકો અથવા ધર્મોપદેશક એજ ખરા ઉપયોગી લોકો છે." બીજાએ કહ્યું.

"નહિજી, મંત્રવિદ્યા જાણનારાજ બહુ ઉપયોગી છે" ત્રીજાએ કહ્યું. રાજાના ત્રીજા પ્રશ્નના પ્રત્યુત્તરોની પણ એજ હકીકત બની. એકે કહ્યું-"સઘળામાં મહત્વની વાત તે પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રનો અભ્યાસ."

"ખરૂં કહીયે તો બુદ્ધિ કૌશલ્ય." બીજો બોલ્યો.

"નહિ. મહત્વની વાત તો એક શ્રીમહાદેવજી ઉપર રૂદ્રાભિષેક ષોડશોપચારી પૂજા. બ્રાહ્મણોને ભોજન અને પુષ્કળ દક્ષણા આપવી એજ ખરી છે." ત્રીજાયે કહ્યું.

ચોથો બોલ્યો–"ના ના મંત્ર સિદ્ધ બનવું, કે જેથી તેની સહાય વડે ચાહીયે તે સાધ્ય કરી શકાય એ મહત્વનું."

સઘળા તરફથી ઉપરોકત મળેલા જવાબો રાજા વિવેકસાગરે સાંભળ્યાં. પણ તેથી તેના મનનું સમાધાન થયું નહિ. જેથી કોઇને પણ ઠરેલું ઇનામ નહિ આપતાં પંડિતોને રજા આપી દીધી. આવી રીતે જ્યારે પ્રયત્ન કર્યા છતાં પણ સવાલોના પ્રત્યુત્તરો ન મળવાથી રાજાને તે વિષે વધારેજ આકાંક્ષા વધી પડી. તેણે હવે પોતાના પ્રશ્નોનાં સમાધાન કારક ઉત્તરો કયા પ્રકારે મળશે એ દારો શોધવા માંડયા.

અલકાપુરી પાસેના જંગલમાં એક મહાત્મા રહેતા હતા. તેની નિરીચ્છપણા માટે અને વિશેષ જ્ઞાન વૃત્તિ માટે પ્રસિદ્ધિ હતી. એ મહાત્મા કદાચ પોતાના સવાલોના ઉત્તરો આપશે, એમ મહારાજા વિવેકસાગરને થવાથી તેના તરફ જવાનો તેણે નિશ્ચય કર્યો.

એ મહાત્મા અલકાપુરીથી આઠ ગાઉ દૂર આવેલા, એક ગીચ ઘાડા જંગલમાં રહેતા હતા. તેમણે કોઇ દિવસ કોઇપણ કારણથી એ જગા ફેરવી ન હતી અને તે સાધારણ પંક્તીના માનવીયો શિવાય અન્યત્ર સાથે ભાષણ સરખું પણ કરતાં નહિ. એટલા માટે રાજાયે સાદા કપડાં પહેરી, દસ પંદર સવાર સાથે મહાત્માની પર્ણકુટિકા તરફ પ્રયાણ કર્યું તેમનો આશ્રમ નજીક દેખાવા લાગ્યો, એટલે રાજાયે પોતાના સવારોને ત્યાંજ રહેવા આજ્ઞા કરી પોતે એકલોજ પગપાળો આશ્રમમાં દાખલ થયો.

રાજા આશ્રમમાં આવી જુએ છે, તો યોગી રાજ આશ્રમમાં બહાર જમીન ખોદતા હતા. રાજાયે તેમને પ્રણિપાત કર્યો એટલે મહાત્માયે તેને આશીર્વાદ આપ્યો. પણ હાથમાંહેની કોદાળી તેમણે નીચે મૂકી નહિ. તે પોતાનું ખોદવાનું કામ ચલાવતાજ હતા મહાત્મા બહુજ અશકત જણાતા હતા. તે મહાપ્રયાસે જ્યારે કોદાળીને જ્યારે ભોંયપર પછાડતા ત્યારે જરા ખોદાઇ સહેજ ધુળની કણી નીકળતી પ્રત્યેક ઘા કરતી વખતે ઘાય કરી તે જરા વિશ્રાંતી લેતા, ત્યારે બીજો ઘાય કરવાની તેમને શક્તી આવતી.

રાજા તેમની પાસે જઇ બોલ્યો–"મહાત્માશ્રી! હું આપના પાસે કેટલાક પ્રશ્નોના ખુલાસા મેળવવા આવ્યો છું, તો મારાપર કૃપા કરી ખુલાસા આપશો એવી આશા છે."

તે તપસ્વીયે રાજાનું બધુ કહેવું સાંભળી લીધું, પણ કાંઇ ઉત્તર આપ્યો નહિ. અને તે પ્રથમ પ્રમાણેજ ભોંય ખોદવા લાગ્યા. તે અશક્ત મહાત્માને ખોદતાં જોઇ, રાજા વિવેકસાગરને દયા આવી. ને બોલ્યા "આપ આ ખોદવાના પરિશ્રમથી બહુ થાકેલા જણાઓ છો તો કૃપા કરી એ કોદાળી મને આપો હું થોડીવાર ખોદીશ."

"તારો મારાપર ઉપકાર થયો. લે આ કોદાળી." આમ કહી મહાત્માયે તે કોદાળી રાજાને આપી, અને પોતે પાસે જોતા બેઠા.

વિવેકસાગરે થોડીકવાર ખોદ્યું. અને પછી ખોદતાં અટકીને મહાત્માને પ્રથમના ત્રણ પ્રશ્નો પૂછયા-મહાત્માયે તેના જવાબ દેવાનું ઉડાવી, રાજા પાસે પોતાનો હાથ લંબાવી કહ્યું–" હવે તું જરા વિશ્રાંતી લે–અને મને જરા મારૂં કામ કરવા દે. તું ઘણો થાકેલો જણાય છે."

રાજા વિવેકસાગરે કોદાળી મહાત્માના હાથમાં ન આપતાં, પાછું ખોદવું શરૂ કીધું ઘડી બે ઘડી–ત્રણ ઘડી વખત ગયો. સવિતાનારાયણ ક્ષીતીજની સપાટીપર આવી પહોંચ્યા. છેવટે રાજાયે કોદાળી જમીનમાં ખુપસેલી તેમને તેમ રહેવા દઇ કહ્યું–"મહાત્માશ્રી! હું આપના તરફ જે સવાલોના જવાબો મેળવવા આવ્યો છું, તે જો આપ ન આપી શકો તો પછી કૃપા કરી રજા આપો એટલે હું માગ ઘરનો રસ્તો પકડું."

એટલામાં તપસ્વી કંતારજા સ્વરે બોલ્યા–" પેલો આ તરફ કોણ દોડતો આવે છે? જો જોઉં, ચાલો. તે કોણ છે એ આપણે જોઇએ." રાજાયે પાછું વાળી જોયું. ત્યાં તેને જણાયું કે–ઝાડીમાંથી કોઇ લાંબી દાઢીવાળો માણસ પેટ પકડીને પોતા તરફ દોડતો આવે છે. અને તેના પેટમાંથી લોહી વહ્યું જાય છે. તે રાજા પાસે આવ્યો બરાબર ચકરી આવીને ધબ કરતો ભૂમીપર પડયો. વિવેકસાગર અને મહાત્માને આશ્ચર્ય લાગ્યું. તેમણે તેના શરીરપરના કપડાં ઉતાર્યાં, અને જોયું તો તેના પેટપર એક જખમ થયો છે. રાજાયે તે અત્યંત કાળજીથી ઘાઇ કાઢયો અને પોતાના દુપેટાથી લુંછયો તો પણ લોહી તો વહેવું અટકયુંજ ન હતુ. રાજાયે લોહીથી પલળતાં કપડાં ઉપરા ઉપર બદલાવવા માંડયા, અને જખમને સખત પાટો બાંધી લીધો, એટલે રક્તસ્ત્રાવ અટકયો. થોડીવારે તે જખમી માણસ શુદ્ધિપર આવ્યો. અને તેણે પાણી માગ્યું. રાજાયે સ્વચ્છ પાણી આણીને તેના મોઢા આગળ ધર્યું

એટલામાં કશ્યપપુત્ર ભાનુરાજ અસ્તગત થયા. અને સંધ્યાકાલીન મંદમંદ પવનનું વહેવું શરૂ થયું. તેના જખમને પવન ન લાગે માટે રાજા અને તે મહાત્માયે તેને પર્ણકુટીમાં લીધો. અને એક દર્ભાસન ઉપર સુવાડયો જ્યાં તેને મીઠી નિંદ્રા આવી ગઇ. વિવેકસાગરને પણ આખા દિવસના પરિશ્રમને લઇ, નિદ્રા આવવ લાગી એટલે તે પણ નિદ્રાવંશ થયો. રાત્રી વ્યતિત થઇ. સવારે રાજા ઉઠયે ત્યારે તેને લાગ્યું કે, આપણે આપણા રાજમહેલમાં સુતા છીયે. કે પાછળથી–પોતે ક્યાં છીયે? અને પોતા તરફ એકીટસે જોઇ રહેલ એ લાંબી દાઢીવાળો કોણ છે? એ સમજવાને ઘણો વખત વિચાર કરવો પડયો. રાજા તે દાઢીવાળા માણસ તરફ નીરખી જોવા લાગ્યા ત્યારે એ માણસે નમ્રતાથી કહ્યું–" નામદાર ? મને માફ કરો."

" શામાટે તમે માફ માગો છો ? તમે મારો શો અપરાધ કર્યો છે ? તે ક્ષમા માગો છો?"

"મહારાજા ! આપે મને ઓળખ્યો નથી. હું આપનો શત્રુ છું નાન્હો આપે મારા ભાઇને ઠાર માર્યો એટલા માટે તેનો બદલો મારે લેવો હતો. અને આપ એકલા કોઇ જગાએ મળો એજ તપાસમાં હું ઘણા દિવસથી ફરતો હતો પણ મને તેવો વખત મળતો નહતો આપ આ મહાત્માને ભેટવા એકલાજ આવ્યા છો, એ માગ જાણવામાં આવ્યું, જેથી આપ પાછા ફરો એટલે આ તું ખુન કરવાનો મેં નિશ્ચય કર્યો હતો. અને એ ગીચ ઝાડીમાં છુપાઇ બેઠો હતો. સવિતાનારાયણ અસ્તમાન થયા તો પણ આપ પાછા નિકળ્યા નહિ, એટલે તપાસ

કરવા એ ઝાડીમાંથી બહાર નિકળ્યો ત્યાં આપના સવારોએ મને દીઠો. અને મને ઓળખી મારો દુસ્ટ વિચાર તેમણે જાણ્યો, એટલે મારાપર તેમણે વસારો કર્યો, જેમાં હું જખમી થયો, અને તેના હાથમાંથી છુટવા માટે હું આ તરફ દોડતો આવ્યો. જે આપના કાગ પાસે આવી મુર્છા ગત થયો. અને આપે મને જીવત-દાન આપ્યું નહિતર ગઈ કાલેજ હું આ ભૂમી છોડી, યમ શરણ થયો હોત પણ મને આપે બચાવ્યો તેથી આપના સેવક બનવાનોજ હુંજ નહિ પણ મારા બાળ બચ્ચાઓએ પણ વંશ પરંપરા આપની સેવામાં અહોનીશ હેતુ એવી મારી ઇચ્છા છે. અને થએલ ગુન્હા માટે ક્ષમા આપશો નામદાર."

આટલી ઝડપથી અને સહેલી રીતે શત્રુ સાથે સખ્ય થઇ શકે છે, એ જોઇ રાજાને પરમ હર્ષ થયો. તેણે માત્ર તેને ક્ષમા આપી જવા દીધો નહિ, પણ બીજા પોતના નોકરોને તેની મદદે આપી તેને ઘેર પહોંચાડાવ્યો અને દવા દારૂનો બંદોબસ્ત કરી આપ્યો.

આ વખતે મહાત્મા પર્ણ કુટી બહાર હતા. તે આગલા દિવસે ખોદેલ જમીનમાં બીજ વાવતા હતા, તે બીજ જમીનમાં નાંખતી વખતે ઘુંટણને જમીનપર ટેકી જોરથી બીજને તે જમીનમાં દાબતા હતા. ત્યાં રાજા વિવેકસાગર તેની પાસે આવ્યો અને પોતાના પ્રશ્નોના ઉતર આપવા માટે વિનંતી કરી બોલ્યો. " યોગી મહારાજ ! હવે મારા સવાલોના ખુલાસા આપવા માટે આ છેલ્લી વારનીજ અરજ કરવા આવ્યો છું."

મહાત્મા ઉચું જોઇ બોલ્યા-" તારા પ્રશ્નના ખુલાસા તને ક્યારનાએ મળી ચૂક્યા છે."

" આપના કહેવાનો ભાવાર્થ હું સમજી શકતો નથી. મારા સવાલોના મને ક્યારે જવાબ મળ્યા ! તે આપ કૃપા કરી જણાવશો ! "

" શું તું જાણી શકતો નથી ? જો. મારી અશક્તતાને માટે તને દયા આવી નહત, અને અને પોતાને રસ્તે તું ચાલ્યો ગયો હોત, તો તે લાંબી દાઢીવાળાએ તને ઠાર માર્યો હોત કે નહિ ?

" હા મહારાજ તેમ બનત ખરૂં. "

" તે વખતે-મૃત્યુ સમયે ' મેં તે મહાત્માને મદદ આપી નહી એટલું કરવાનું હું ભૂલ્યો' આમ વિચાર તારા મનમાં આવી, તને પશ્ચાત્તાપ થયો હોત કે નહિ ! "

" હા. તે પણ થાત, મહાત્માજી ! "

" એટલા માટે આ પ્રકરણમાં અત્યંત મહત્વની વાત એ હતી કે-મારાપર દયા આવતાં મારા હાથમાંહેની કોદાળી લઇ જ્યારે તું ખોદવાનું કામ કરવા લાગ્યો તે યોગ્ય વખત. હું મહત્વનો-ઉપયોગી માણસ અને મને મદદ કરવી એ મહત્વની બાબત બીજી રીતે-પછી તે માણસ જ્યારે આપણા તરફ દોડતો આવ્યો, ત્યારે સર્વમાં મહત્વનો યોગ્ય વખત તેજ કે તું જ્યારે ટેની સારવાર કરતો હતો તે વખત. જો તેના જખમને તેં પાટાપીંડી કરી નહત, તો તારા પ્રત્યેનો દ્વેષભાવ તે કદી ભૂલી ન જાત. અને કદાચ જો તે મરણ પામ્યો ન હત, તો

તે અને તેના સાથીદારો તારા જીવનનું જોખમજ કરત એટલા માટે તું જે વારે તેની સારવાર કરતો હતો, તેજ મહત્વનો વખત તેજ બધામાં મહત્વનો માણસ અને તે વખતે તેની સારવાર કરવી એજ મહત્વનું કાર્ય–આદિ કર્તવ્ય હતું. તો હવે આ વાત ખાસ લક્ષમાં રાખજે.

એકજ સમય અત્યંત મહત્વનો અને ઉપયોગી છે. તે એ કે "અત્યારે" અત્યારે એજ અત્યંત મહત્વનો સમય છે. તેનું કારણ કે એકવાર વ્યતિત થાય, એકવારે "અત્યારે" એ સમય ગત થયો, એટલે તે ફરી આવતોજ નથી ભૂતકાળ ઉપર કોઇપણ પોતાનો અમલ ચલાવી શકતો નથી. ગયું તે ગયુંજ ગયો વખત કાલત્રયે પણ ફરી આવતો નથી. એટલા માટે તેની મહત્તા વધારે છે. સઘળામાં ઉપયોગી અને મહત્વનો પણ તેજ કે જે મદા સર્વકાળ તારી સાથે રહે છે. કેમકે આપણને બીજો કોઇ સાથે કામ પડશે કે નહિ? તેની ખબર પડતી નથી. અને તેથી સઘળામાં મહત્વનું કાર્ય પણ એજ છે કે તેનું કલ્યાણ કરવું–સમયને સુધારવો અને તેનો સદુપયોગ કરવો. એટલા માટેજ મનુશ્ય જન્મ પ્રાપ્ત થયો છે. જો તેનો સદુપયોગ માનવીથી ન થાય-કર્તવ્ય પાલન ન થાય તો પશુ કરતાં પણ માનવી નિરૂપયોગી છે. કહ્યું છે કે–

પશુકા હોત પનૈયા, નરકા કછું નહિ હોત,
નર જો કરની કરે, નર નારાયણ હોત–"

મહાત્માના બોધ વચનોથી રાજાના ઉદ્વિગ્ન ચિત્તને શાંતિ થઇ અને તેણે ભવસાગર સુધાર્યો

---

# संपूर्ण सुखमय गृहस्थाश्रम.

લેખકઃ–પ્રભુશંકર નરભેરામ વ્યાસ.

પ્રત્યેક સ્ત્રીએ પોતાના પતિને ઇશ્વર સમાન અને પુરૂષે પોતાની સ્ત્રીને દેવી સમાન ગણવી જોઇએ. જ્યાં આ પ્રકારનો પરસ્પર આદરભાવ–પૂજ્યભાવ નથી. ત્યાંજ અન્યાયના પ્રસંગો ઉભા થાય છે. ઇશ્વરના સમીપ આપણે જૂઠું નજ બોલીએ તેમ દેવી પ્રત્યે પણ આપણો પૂજ્યભાવ હોવોજ જોઇએ. જગતના મનુષ્યો આ બાબત સારી રીતે સમજે છે. અને તેથીજ ગમે એવો પાપી અથવા કુછંદી મનુષ્ય ઇશ્વરની સમીપ પોતાના અસદ્ વર્તનને રાખી શકતો નથી. ગુનાહ કરતાં તેનું અંતઃકરણ સ્વતઃજ ડંસે છે. પોતાના કર્મની–પોતાની ભૂલની સુકન કંઠે તેથીજ મનુષ્યો દેવ દેવી આગળ માફી માગે છે.

જે પુરૂષનો સ્ત્રીમાં દેવીભાવ છે અને સ્ત્રીનો પુરૂષમાં ઇશ્વરભાવ છે. ત્યાં ન્યૂનતા શાની હોય!

એક બીજામાં સમાનભાવ રાખનારને એક બીજાથી ગુપ્ત રાખવાપણું પણ શું હોય! લગ્નની સાર્થકયતા ખરેખર આમજ સમાયલી છે,

સ્ત્રી અને પુરૂષમાં પરસ્પર અણબનાવના પ્રસંગો શાથી બને છે. તેના કારણો વિચાર કરીશું તો ઘણે ભાગે આ એકજ કારણ સ્પષ્ટ જણાઇ આવશે કે આ ઇશ્વરીભાવના અભાવને લીધેજ તેઓમાં પરસ્પર વૈમનસ્ય પ્રગટયું હોય છે. પુરૂષ પોતાની સ્ત્રીને ઘરનું કામ કરનાર એક દાસી સમાન, અને ગંધીને જખાડનાર એક રમકડું સમાન ગણે છે. તેમ સ્ત્રી પોતાનાં પતિને દ્રવ્ય ઉપાર્જન કરી સંસાર વ્યવહારનું નિર્વહણ કરનાર તરીકે ગણે છે અથવા કેટલાક પ્રસંગોમાં તો કદાચ પુરૂષ કરતાં સ્ત્રી વધારે અક્કલવાળી હોય છે તો પોતાના પતિને બાયુચક કે મૂર્ખ ગણવામાં તે પોતાને હોંશીઆર માને છે.

આવા પ્રસંગો બનવાથી શું થાય છે! લગ્ન વખતે જુદાં જુદાં પાટીયાં સમાન બે અંતઃકરણોને વ્યાવહારિક રૂઢી અને મંત્રોચ્ચારરૂપ ખીલામારી એક કર્યાં હોય છે તેમાં ફાટ પડતી જાય છે. ફક્ત ઉપરે ઉપરથી એક કરેલાં પાટીયાં હચમચી જાય છે. એ છૂટાં પડયાં એ પ્રકારની ભીતિ પણ જોનારને તેમાં લાગે છે. કાયદાથી છૂટા છેડા કરવાની જે ન્યાતમાં રજા અપ્રાપ્ય છે તેમાં સંખ્યાબંધ છૂટા છેડા કરવાની અરજીઓ કોર્ટમાં નોંધાયાના સમાચારો આપણે વર્તમાનપત્રોમાં અવાર નવર વાંચીએ છીએ.

હૃદયની એકરાગતા જોયા વિના અથવા લગ્નથી જોડાનાર સ્ત્રી અને પુરૂષની ભૂમીકાનો વિચાર કર્યા વિના સંબંધને બાંધવામાં જ્યાં સુધી માબાપો બે દરકાર રહેશે ત્યાં સુધી સંપુર્ણ સુખમયતા ગૃહસ્થાશ્રમમાં આવવી એ આકાશ કુસુમવત મિથ્યાજ છે. પોતાના પુત્ર અથવા પુત્રીનું હિત ઇચ્છનાર માબાપો જો હજી પણ આ બાબત સવેળા ન ચેતશે તો હાલના ગૃહસ્થાશ્રમમાં જે સડો લાગેલો છે, સલાહ સંપને બદલે કજીયા કંકાસે વાસ કરેલો છે તે ભયંકરતા ધારણ કરશે.

હાલના ગૃહસ્થાશ્રમમાં જોડાયલા સ્ત્રી પુરૂષમાં અંતઃકરણની સમાનતા કેટલી છે તે તો સુક્ષ્મ અવલોકન કરનારને તરત જણાઇ આવશે. પુરૂષને પૂર્વમાં જવું હોય તો સ્ત્રીના પગલાં પશ્ચિમ તરફજ જતાં હોય છે. પુરૂષને જ્ઞાન-વૈરાગ્યની વાત ગમે છે તો સ્ત્રી શૃંગારથી મશગુલ હોય છે. આવી રીતે દરેક બાબતમાં તેઓને અંતર પડેલું છે લેખકને આ સ્થળે એમ કહેવાનો ભાવ નથી કે, પુરૂષજ આગળ વધેલા છે. કેટલીક બાબતોમાં સ્ત્રીઓ પુરૂષ કરતાં પણ આગળ હોય છે: આ સ્થળે તો ફક્ત અધિકાર ભેદ દર્શાવવાને માટેજ આ વચનો લખાયાં છે.

તમારૂં કર્તવ્ય એકજ છે, કે એક બીજામાં સમાન ભાવ રાખો સમાનભાવનો ગુણ એવો છે કે તે બીજા સર્વ ગુણોને ખેંચી લાવશે.

આ સમાનતા લાવવી શી રીતે ? પુરૂષો ફરીયાદ કરે છે મારી સ્ત્રી મારી આજ્ઞાધિકારીણી નથી. મને ચિંથરા તુલ્ય ગણે છે હું જે કાંઇ તેનાથી આકુંજ વર્તન તેનામાં જોવામાં આવે છે. આજના કઠણ વખતમાં જ્યાં પાઇએ પાઇના મારામારી છે ત્યાં તેને રોજ નવાં નવાં લુગડાં પહેરવા જોઇએ છે. જરા કંઇ કહેતામાં તો કાળીકા સ્વરૂપ ધારણ કરે છે. હવે હું તે તેને શી રીતે સુધારૂં. સ્ત્રીઓ ફરીયાદ કરે છે કે મારા કયા ભોગ લાગ્યા કે મારા આવાને હાથે પાના પડયાં. મારી પાડોશણ રોજ નવાં નવાં લુગડાં નાવે તેમ તેનો ધણી તેને માટે નવી નવી જાતના દાગીના પણ કરાવે અને હું સહજ કહેવા જાઉં તો ધોકો લઇને મારવા

આવે. જુઓ આ જીવતર ? હવે તો હું કંટાળી. મારે તે મારા દુઃખને ક્યાં જઈ કહેવું ? ઘરમાં અનાજના શાં શાં અને બજારમાં જઈ સેર ઉડાવે. તેમ ત્રીજે દહાડે નાટક કે સીનેમા તો ખરેજ. આજ પૈસા ઘર ખર્ચમાં વિપર્ય નો કેટલો બધો ઉપયોગ થાય. મારાથી તો કંઈ બોલાયજ નહિ. આજ પ્રમાણેના નિયમો સ્ત્રી પુરૂષ ઉભયમાં આજે ઘણે ભાગે બોલતાં સાંભળવામાં આવે છે તે જોઈ એમજ થાય કે ચાર આશ્રમોમાં શ્રેષ્ઠ મનાયલો ગૃહસ્થાશ્રમ કે જેના વડે ધર્મ અર્થ કામ અને મોક્ષ સધાય છે તેમાં જોડાયલા સ્ત્રી પુરૂષોની આવી શોચનીય હાલત ! એકબીજાને જોતાં જેમના નેત્રમાં હર્ષ અને આનંદ ઉભરાવો જોઈએ તેને બદલે ક્રોધાગ્નિની જ્વાળા ઉત્પન્ન થવી અફસોસ ? ગૃહસ્થાશ્રમની આવી દશા જોઈ ક્યા સહૃદયી મનુષ્યનું હૃદય દ્રવિભૂત થયા સિવાય રહેશે.

ગૃહસ્થાશ્રમના મૂળીઆમાં સડો લાગવાનું કારણ અંતઃકરણની સમાનતા ન જોવાનુંજ છે. હૃદયના મેળ વિનાના સ્ત્રી પુરૂષ લગ્ન ગ્રંથીથી જોડાઈ કયા પ્રકારના ઉત્તમ સુખના ભોક્તા થઈ શકશે એ કહેવું મુશ્કેલ છે. શુદ્ધ પ્રેમ શું છે અને તે કેવા પ્રકારના અનુપમ લાભને પ્રકટાવે છે તેનું જ્ઞાન તો કોઈ વિરલ દંપતીઓનેજ હશે. વિષય સુખને જે પ્રેમ માને છે તે તો એક પ્રકારની મૂર્ખતાજ છે, મરૂભૂમિમાં ઝાંઝવાના જળની માફક તે સુખનો ભાસ આપનાર-અલ્પકાલીન ક્ષણીક છે લગ્નગ્રંથિથી જોડાઈ આપણું પ્રાધાન્ય ફક્ત એ ન હોઈ શકે? પશુઓ પણ વિષયને તો ભોગવે છે, જો આપણે આપણા ઉદ્દેશને એટલાનેજ સંપૂર્ણ માનીએ તો પશુમાં અને આપણામાં ફેર શું રહ્યો ? આપણા જીવન વિષે તો કંઈ અનેરૂજ છે. એક દીપકની જ્યોતિ અન્ય દીપક સાથે મળે છે ત્યારે શું થાય છે ? અને જ્યોતિઓ પોતાની પૃથક્તા ત્યાગી એક સ્વરૂપ થાય છે તે વખતનો પ્રકાશ તેમનો જુદોજ હોય છે. અત્યાર સુધી બંને અલ્પપ્રકાશિત હતી તે હવે સાથે થવાથી સુપ્રકાશિત થાય છે જોનારને પણ તેના તેજની વિશેષ ઝાંખી થાય છે, સામાન્ય પવનનો ઝપાટો આવતાં તરત ઓલવઈ જવાનો તેને ભય હતો એ પણ હવે તે વધારે પ્રકાશરૂપ બનવાથી ઓછો થયો છે.

સિંધુપ્રતિ વેગથી ધસતી સરિતા જ્યાં સિંધુ સંગમને પામે છે ત્યાં શું થાય છે ? પોતાના પૃથક અભિમાનને છોડી તે સિંધુ રૂપજ થઈ જાય છે. આજ પ્રમાણે લગ્ન ગ્રંથીથી જોડાનાર સ્ત્રી પુરૂષે દીપકની જ્યોતી અને સરિતા સાગરની માફક એકરૂપ થવાનું છે. દૂધમાં સાકર ભળતાં અને પાણીમાં મીઠું ગળતાં જેમ તે સર્વાંસે એકરૂપ થાય છે તેમ આ દંપતીએ પણ એક રૂપ થવાનું છે. લગ્ન ગ્રંથિથી જોડાયલા દંપતીઓ તમારે તમારા સઘળા પ્રકારના વિચાર ભેદને ત્યાગી એકરૂપ થવાનું છે, તમારા ઉભયનો અધિકાર એક બીજાથી ભલે જુદો હોય તે વચ્ચે સેંકડો ગાઉનું અંતર પડયું હોય પરંતુ જો તમે પ્રયત્ન કરશો તો એ અંતરને થોડાજ સમયમાં ટાળી શકવા સમર્થ થશો. પ્રથમ તો તમે ઉભય એક બીજામાં સમાનભાવ પ્રકટાવો. ભુલ પાત્ર તો મનુષ્ય માત્ર છે. ભલે તમારી સ્ત્રી બુડથલ જેવી હોય અથવા તમારો પતિ ગામડીયો ગમાર હોય તો પણ એટલું તો ચોક્કસ માનજો કે ગમે તેવી છે તો પણ તમારી સ્ત્રી છે, ગમે તેવો છે તો પણ તમારો પતિ છે. એક બીજાથી જુદાં પડી શકાય એમ છેજ નહિ. તો પછી એવો અયુગ્યભાવ શા માટે જોઈએ ? પરસ્પર કુસંપ કરવાથી તમારા પાડોશીઓ જાણશે, વગર પૈસાનો તમાસો જોવા ભેગાં થશે તો એવી હાથે કરીને ફજેતી કરવાની છોડી દો. એમ કરવાથીજ તમે તમારા ગૃહસ્થાશ્રમને સુધારી શકશો.

અનુકૂળતામાં અનુકૂળતા તો જગતમાં સઘળા મનુષ્યો જુવે છે તેમાં કંઇ વિશેષતા નથી. પ્રતિકૂળતામાં અનુકૂળતા જોવી દુઃખમાં સુખ જોવું એજ મનુષ્યનું મનુષ્ય તરીકેનું કર્તવ્ય છે. તમો સ્ત્રી પુરૂષ ઉભય એક બીજાને જોતાં તમારી આંખે આંખ લડતી હોય તેમાં સમાન ભાવ રાખવો એમાંજ ખરી ખુબી છે તમે તે રાખી શકો તેમ છો તમારી પાસે તે સાધન છે.

આ સાધન તે કયું છે? અન્ય કાંઇજ નહિ પણ ફક્ત ઉપેક્ષા. મનુષ્યને પરસ્પર લડાઇ થાય છે તેમાં શું થાય છે? પ્રથમ બોલવાની શરૂઆત થાય છે સામો માણસ પણ પ્રતિઉત્તર આપતો જાય છે, બોલવામાં આગળ વધતાં ગાળાગાળી થવા માંડે છે, ઉભય મનુષ્ય માંથી કોઇજ શાંત થતું નથી એક બીજા ઉપર ગાળોનો વરસાદ વરસાવે છે, આ પ્રમાણેની ગાજવીજ થઇ રહ્યા પછી જેમ ગાજવીજને અંતે વરસાદ પડે છે તેમ મારામારીની શરૂઆત થાય છે. જો કોઈ મધ્યાવર્તી નથી હોતું તો એક બીજા લોહીની છોળો ઉડાડે છે.

હવે આ બંને મનુષ્યમાંથી જો એક મનુષ્યે પ્રથમથીજ ઉપેક્ષા રાખી હોત તો આવું પરિણામ આવત ખરૂં ? કદી નહી સામો માણુસ થોડો વખત બોલી એની મેળે શાંત થઇ જાત. ઉલટું વખત ગયા પછી પસ્તાવો પણ થાત કે મેં આ બહુજ ખોટું કર્યું છે !

પ્રિય દંપતીઓ, તમે આ ઉપરથી સમજી શકયાં હશો કે તમારે વાણી ઉપર સંયમ રાખવાની ઘણીજ અગત્ય છે, વાણી ઉપર સંયમ રાખવો એ કાંઇ સહેલું કામ નથી. પણ જે મનુષ્ય પ્રયત્નશાળી છે તેને તો એ દુર્લભ નથીજ. વ્યવહારમાં કાંઇ ભુલનો પ્રસંગ આવે અને તમને તમારો પતિ કંઇ કહે તો તે વખત શાંતિથી તે સાંભળી રહેજો, સામો જવાબ ન આપશો થએલી ભુલ ફરી ન થાય એવી સાવધાનતા રાખવાની છે. અને એ રાખતાં શીખશો તો તમારા ગૃહસંસારમાંથી કજીયા કંકાસનું નામ નીશાન નીકળી જશે. આ ગૃહ તો કજીયા ખોર છે એવું તમારા વર્તનથી આજ સુધી માનીને આંગળી ચિંધનાર પણ આશ્ચર્ય પામશે કે કયા પ્રકારના પ્રયોગ વડે આ ઘરમાં જે મહિનામાં બે ચાર વખત તડાકા ભડાકા થતા હતા તે કેવળ શાંત થઇ ગયાં.

મનુષ્યને જ્યારે તેની ઉશ્કેરાયલી હાલતમાં બોધ દેવામાં આવે છે ત્યારે તેની અસર તેના ઉપર બિલકુલ થતી નથી. લોહના તપિત થએલા વાસણની ઉપર પાણીનો છંટકાવ થતાં તે જેમ છમ્મ્ખણી ઉઠે છે તેમ તેવે સમયે એ બોધથી સામો મનુષ્ય ઉલટો વધારે ઉશ્કેરાય છે એક દારૂડીયો મનુષ્ય દારૂ પીને ચકચુર થઇ આવતો હોય તે વખતે તેને દારૂના ગેરફાયદા સમજાવવામાં આવે તો તે પોતાના બેવડીયાના કૈફને લઇ આકાશને બે આંગળજ છેટો માનતો હોવાથી ઉલટો સામો થઈ જાય છે તેમ ઉપદેશકને મારે છે પણ ખરો. તેથી સુજ્ઞ મનુષ્યનું કર્તવ્ય છે કે ઉશ્કેરાયલી હાલતમાં કોઇને બોધ દેવા રૂપ કર્તવ્ય ન કરવું અને આ નિયમને તમારે તમારા ગૃહસંસારમાં પણ સ્થાપવો. દ્રષ્ટાંત તરીકે તમે તમારી પત્નીને તે દેવદર્શન જવા તૈયાર થઇ હોય તે વખત એને અટકાવશો તો એ સુજ્ઞ હશે તો તમારૂં કહ્યું માનશે. પણ ઓછી અક્કલ હશે તો તમારૂં કહ્યું માનવાની નહિ. પતિની આજ્ઞા માનવી જોઇએ એવો તમે તેને ગમે તેટલો ઉપદેશ કરશો તો પણ પથ્થર ઉપર પાણીની માફક તમારા કહેવાની

અસર વ્યર્થજ જશે. અને જ્યારે આ પ્રમાણે થાય છે ત્યારે કેટલીક વખત લડાઈનો પ્રસંગ ઉભો થાય છે. એવા પ્રસંગો ઉભા થવા ન દેવા એ બુદ્ધિમાનનું કર્તવ્ય છે.

આ સબંધમાં એક આખ્યાયિકા એવી છે કે સુરદાસ પોતાના પિતાના શ્રદ્ધને દિવસે રાત્રિના બાર વાગ્યે ચિંતામણીને ત્યાં મુસળધાર વરસતા વરસાદમાં જવા તૈયાર થયો. અને રસ્તે જતો હતો તે વખત નારદમુનીએ ભગવાનને કહ્યું કે તમે આને કાંઇ ઉપદેશ આપો તો સારૂં. ગમે તેવો પણ બ્રાહ્મણનો દીકરો છે અને તમે જ્યારે તેને ઉપદેશ આપશો ત્યારે તે અવશ્ય માનશે. ભગવાને જવાબમાં નારદને જણાવેલું કે ભાઇ! હજી તેના હૃદયમાં ઉપદેશ ગ્રહણ કરવાનો અધિકાર આવેલો નથી તેથી તેને જે કાંઇ કહેવામાં આવશે તે ઉંધા રાખેલા પાત્રની માફક વ્યર્થ થશે. નારદે ન માન્યું અને ભગવાને બીજું સ્વરૂપ લઇ સુરદાસને બ્રાહ્મણ થઇ વેશ્યાને ત્યાં ન જવા ઉપદેશ આપ્યો. ઉલટી સુરદાસે તેમની ઠેકડી કરી. પછી જ્યારે ચિંતામણીએજ તેને માર્મિક વચનો કહી અજ્ઞાન પડળ ખુલ્યાં ત્યારેજ તે સાવચેત થયો.

આ દ્રષ્ટાંત ઉપરથી સમજવા જેટલી બાબત એ છે કે ઉપદેશ આપવો તે અધિકાર જોઇનેજ આપવો. દેશ, કાળ, અધિકાર વીગેરે જોઇને આપેલો ઉપદેશજ તે આપનારના શ્રમનું અને સાંભળનારના કર્ણનું સાર્થક્ય કરે છે.

આ ઉપરથી એમ સમજવું કે પોતાની પત્ની અથવા પોતાનો પતિ અવિહિત માર્ગે વહેતો હોય તો તે વખત તેને વહેવા દઇ કાંઇપણ અટકાવ ન કરવો. આ પ્રમાણે જો થાય તો એમ પણ કહી શકાય કે એક ચોર ચોરી કરવા જતો હોય તો તે વખત તેને જવા દઇ પાછળથી ચોરીના ગેરફાયદા તેને સમજાવવા આ પ્રકારનું વર્તન અથવા અપાયલી છૂટ તો એક રીતે આવા કાર્યને ઉત્તેજન રૂપજ થઈ પડે; તેથી એવી છૂટ તો નજ અપાય; લેખકનું કહેવાનું તાત્પર્ય આ સ્થળે એટલુંજ છે કે વ્યવહારમાં ઘણે ભાગે એવું થતું જોવામાં આવે છે કે સ્ત્રી પુરૂષની અને પુરૂષ સ્ત્રીની એમ ઉભય નાની નાની બાબતોમાં પણ આડે આવે છે અને જ્યારે આ પ્રમાણે થાય છે ત્યારેજ એક બીજાની અવજ્ઞા થવાનો સંભવ ઉભો થાય છે. અને તેથી એકબીજાને જોઇતી છૂટ છાટ એક બીજાએ આપવીજ જોઇએ. લગ્ન ગ્રંથીથી જોડાયાં એટલે એક બીજાના ગુલામ થઇ ગયાં. અથવા તેણે કેદની દશા ભોગવવાની છે એમ સમજવાનું નથી. વ્યકિત સ્વાતંત્ર્ય દરેકને હોઇ શકે; અને હોવુંજ જોઇએ. તેના ઉપર કાપ મૂકવા જે પ્રયત્ન કરે છે તે પોતાના પ્રયત્નમાં કોઇ દિવસ યશસ્વી થતોજ નથી.

'એક બીજાને જોઇતી છૂટ આપી એક બીજાના મિત્ર થઇને રહો. મિત્ર તરીકે તમારી 'ફરજ' એટલીજ છે કે એ છૂટ હદથી જાદે થઇ વિપરીતતાને ધારણ કરતી નથી એ બાબતનું ધ્યાન રાખવું. એ ધ્યાન રાખતાં તમે શિખશો તો તમારા ગૃહસ્થાશ્રમને તમે સંપૂર્ણ સુખમય બનાવી શકશો.

# સ્ત્રીઓનો દરજ્જો.

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૦૩ થી).

લેખકઃ—સદ્‌ગત વી. ટી. કોઠારી બી. એ. એલ. એલ. બી. વકીલ કરાંચી

Viri Place. નામની દેવી જેનું કાર્ય પતિનો ક્રોધ સમાવવાનું હતું તેનું કાર્ય એઇ તેની પૂજા રોમન સ્ત્રીઓ palatini ઉપરના મંદિરમાં કરતી. અને એક અજાયબ અને અસંભવિત તદ્દન ન માની શકાય તેવી બીના તે કહે છે કે રોમન સ્ત્રીઓએ તેના ભર્તારોને ઝેર દેવાની ખટપટની શોધ પ્રજા સત્તાક રાજ્યના અમલમાં થઈ હતી. અને તે આપણી આર્ય સંસ્કૃતિમાં તો તદ્દન શરમ ઉપજાવનારૂં અને ગુનાહપાત્ર કૃત્યજ કહી શકાય.

રોમન ન્યાયખાતાનું નામ અતિશય સન્માન ભરેલું હતું. એક રોમન ન્યાયાધીશે આપેલા ચૂકાદામાં વિવાહને ઐહિક અને પારલૌકિક ક્રિયામાં સ્ત્રી અને પુરૂષનું સહભાગીપણું સંપૂર્ણ રીતે રોમન પ્રજાની સ્ત્રી પ્રત્યેની ભાવના પ્રદર્શિત કરે છે. અને રોમન જીવન ચરિત્રમાં સ્ત્રીના સદ્‌ગુણના સ્તુતિ ગાન કર્યાં છે. તે આ આખાન પુરવાર કરે છે. રોમન નીતિમાં બગાડો વિગ્રહ પછી થયેલ છે. અને તે અધમતાની પર કાષ્ટાએ પહોંચેલી જણાય છે.

ઇતિહાસમાં જીવનના ધાર્મિક સાંસારિક વ્યવહારિક પ્રત્યેક આચારમાં એકાએક અદ્‌ભુત સંક્રાંતિના દૃષ્ટાંતો બહુ વિરલ છે. તત્વજ્ઞાનીના શંકાશીલપણા એ ધર્મના મૂળનું ઉચ્છેદન કરી નાંખ્યું છે. પૂર્વના દેશોના વૈભવ અને તેના ભિન્ન પ્રકારની નીતિ કાંડના રેલાએ રોમની સાદાઇને જડમૂળથી ઉખેડી નાંખી છે.

ઝાઝો માંહોના યુદ્ધે અને રાજ્યની વિશાળતાએ રોમન પ્રજાના ચારિત્ર્યમાં બગાડો કર્યો. અને રોમન રીતભાતની અતિશય ભારેખમપણાએ અનીતિ અને દુરાચરણમાં મોઢામ ઝોંપલાવ્યું આ અનીતિ અને દુષ્ટતાના ઉછાળામાં સ્ત્રીઓનું દુરાચરણ અતિ લજ્જાસ્પદ હતું.

હમેંશા નીતિને બગાડનાર તરીકે ગુલામોની સંખ્યા એ ગુલામો કે જે મોટા ભાગે રાજ્યના બહુજ નખરા ભર્યાં પૂર્વના મુલકોમાંથી પસંદ કરવામાં આવ્યા હતા તેજ ગણાતા અને નાયકાએ પોતાના અંગ પ્રત્યંગો દેખાય તેવી રીતના હાવભાવથી આ અનીતિના વિષને અધિક ફેલાવવામાં સાધનભૂત કર્તવ્ય કર્યું હતું. ધન અને વૈભવના ગોદથી આર્કષાયલી પૂર્વની પ્રજાએ તેના ફંદમાં પડી નીતિની દીવાલોને તોડી પાડી અસ્તવ્યસ્ત કરી મૂકી હતી. દોલતના ગુમાનમાં અને સત્તાના મદ્યપાનમાં ઘેલી બનેલી રોમન પ્રજાએ અનુપમ પ્રસંશનીય શૌર્યધારી ક્ષેત્રની સ્પર્ધા મુકી દઈ નાટારંગને સ્વીકારતી. અને મોજશોખના વિષયે પ્રયાણ કર્યું હતું. અને પરિણામ એ આવ્યું કે રોમન રાજ્યમાં દુરાચારની સંવૃદ્ધિ થઇ. અને સાદાઇ સભ્યાઇ નેકીનો નાશ થયો. ત્યાંના વિદ્વાનોના લેખોના પૃષ્ઠો ઉઘાડતી વખતે આ અનીતિ તેની દૃષ્ટિગોચર થઇ હતી. મનુષ્ય સ્વભાવની દુષ્ટતા અને જ્હના વિદ્વાનો અને સાક્ષરોને રોદન હતું. અને સ્ત્રીઓમાં પ્રસરેલ દુર્ગુણની જો કે અતિશયોક્તિથી કારકણી ઝાંખામાં આવી છે. અને તેથી તે વખતના શહેનશાહે કુલિન કુટુંબની સ્ત્રીઓને વેશ્યા તરીકે ધંધો કરતી અટકાવવાનો ખાસ કાયદો કાઢયો હતો.

અસભ્ય રોમન સ્વભાવની જડતાએ એ દુર્ગુણની રસિકતા વધારી નહિ. જે ગ્રિકનાએ ગ્રીસમાં હુન્નરકળા અને કૌશલ્યની આત્મરૂપ થઇ પડી હતી અને દુર્ગુણની કાતિલ અસર અટકાવી.

તે વખતના રોમના તરૂણ શહેનશાહે જેઓ ખુશામતીયા અને ખાસદારોથી ઘેરાયલા હતા અને જેઓ પ્રત્યેક ક્ષણે ખુન થવાના ભયમાં રહેતા હતા છતાં નિમર્યાદપણે વિહાર અને અનીતિમાં ઝીપલાવતા હતા. વળી પ્રજામાં થોડેક અંશે અનીતિને લઇને તેમજ પ્રજાકિય સંસ્થામાં ભાગ લેવાની અપેક્ષાને લઇને વિવાહ તરફ અપ્રીતિ દ્રશ્યમાન થઇ હતી. તે અટકાવવા બ્રહ્મચર્ય વિરૂદ્ધ કાયદાઓ ઘડાયા હતા તેમજ ત્રણ બાળકના પીતાને ખાસ હક આપવાની રીતથી વિવાહને પ્રોત્સાહન આપવા માટે પ્રયત્ન થતા હતા. પ્રજાસત્તક રાજ્યના અવસાન પહેલાંનું એક વિચિત્ર પ્રકારનું ભાષણ જળવાઇ રહેલું છે. તેમાં વિવાહની અરૂઢી અટકાવવાના હેતુથી તે કહે છે કે જો આપણે સ્ત્રી વિના રહી શકીએ તો એના જેવું એક સુખ નથી. કારણ કે આપણે દુઃખ અને ચિંતાના કારણથી મુકત રહી શકીએ. પરંતુ મનુષ્ય સ્વભાવ ધ્યાનમાં લેતાં આપણે સ્ત્રી વિના રહી શકાતું નથી. આપણી સંતતિ અને પ્રજાનું સતત સુખ આપણા ક્ષણીક ઉપભોગો કરતાં ધ્યાનમાં રાખવાની આપણી ફરજ છે.

આ અવનતિના વર્ષોમાં રોમન સ્ત્રીઓની સ્થિતિમા કાયદાની દષ્ટિએ ઘણોજ ફેર થતો માલુમ પડે છે કે પ્રથમ તો પોષિત તેઓના કુટુંબી કે સ્વજનના અધિકારમાંજ તે હતી-પરંતુ સાર્વભૌમ રાજ્યને વખતે તેઓની સ્થિતિ સ્વતંત્રતાએ પહોચાડી છે. પાછળથીજ તે ગુમાવી બેઠી હતી. કે જેવી અવસ્થા તેણે પુનઃ પ્રાપ્ત કરી નથી.

રોમની પ્રજામાં બે જાતની વિવાહ વિધિઓ સ્વીકારતી હતી. જરા સખત પ્રકારની પણ માનવિય જાતની પદ્ધતિમાં સ્ત્રીનો હસ્ત પતિના સંપુર્ણ કબજામાં સોંપવામાં આવતો. અને તેમાં ધણીને. સ્ત્રીની માલ મીલકત ઉપર સર્વ અધિકાર હતો. આ સિવાય બીજો જરા નરમ પ્રકારનો વિવાહ જેથી કરી સ્ત્રીની સ્થિતિ કાયદા પ્રમાણે જેમની તેમ રહેતી. પહેલા પ્રકારની વિવાહ પદ્ધતિ ત્રણ પ્રકારે ઉજવાતી, જે બહુ ધામધૂમથી અને ધાર્મિક ક્રિયાથીજ ઉજવાતી. બીજી માત્ર સાંસારિક વિવાહવિધિ ધાર્મિક ક્રિયા વગરની હતી. અને ત્રીજી અન્યોન્યપરસ્પર કોલકે વચન ઉપર યોજાઇ હતી.

આ છેલ્લી પદ્ધતિથી પરિણામ એ આવતું કે પરણેલી સ્ત્રી કાયદાની નજરમાં તેના પીતાના કુટુંબની અને તેના રક્ષણ નીચે ગણતી. પણ તેના ધણીના અખત્યારમાં ગણાતી નહોતી પરંતુ કાળ વિતતાં પીતાની સત્તા [નાબુદ થઇ અને વિવાહના ધોરણથી સ્ત્રી તદન સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકી.

સ્ત્રીને પરણતી વખત મળેલી ભેટ જે ધણીની મીલકત ગણાતી તે સિવાયની બધી ખાનગી મીલકતની સ્ત્રી હકદાર ગણાવા લાગી. તેમ પીતાની મીલકતની પણ તે વારસદાર ગણાતી અને તેનો વહીવટ પોતાના સ્વહસ્તમાં રાખી શકતી.

અપૂર્ણ

# લેણ દેણ.

## ટુંકી વાર્તા.

લેખક: રા. રા. વ્રજલાલ જાદવજી ઠક્કર.

પાંચ પુત્ર પછી જ્યારે કન્યા જન્મી ત્યારે બાપે ઘણા પ્રેમથી તેનું નામ નિરૂપમા રાખ્યું. આ વંશમાં એવું શોખીન નામ અત્યાર પૂર્વે સાંભળવામાં આવ્યું નહોતું. મુખ્યત્વે કરીને દેવ દેવાદિનાં નામ જેવાં કે, ગણેશ, કાર્તિક, પાર્વતી વગેરે પ્રચલિત હતાં.

હમણાં નિરૂપમાનાં વિવાહની વાત ચાલતી હતી. તેના પિતા રામસુંદર મિત્રે ઘણી શોધ કરી; પરંતુ એકકે મનપસંદ પાત્ર મળી આવ્યું નહિ. અંતે એક મોટા રાવબહાદુરના એકના એક છોકરાને તેમણે શોધી કાઢ્યો. આ રાવબહાદુરની પૈતૃક સંપત્તિ જો કે લગભગ ઉડી ગઇ હતી; છતાં ઘર કુળવાન હતું.

વર પક્ષ તરફથી દશ હજાર રૂપિયા અને પુષ્કળ દાન સામગ્રી માગવામાં આવી. રામસુંદરે આગળ પાછળનો વિચાર નહિ કરતાં એ માગણી સ્વીકારી આવા પાત્રને હાથમાંથી જવા દેવાની તેમની ઇચ્છા નહોતી.

હવે બીજી તરફથી રૂપિયાની ગોઠવણ કોઇ રીતે થતી નહોતી. ઉછીના લાવવા છતાં અમુક વસ્તુઓ વેચી નાંખવા છતાં છ સાત હજાર રૂપિયા બાકી રહ્યા. બીજી તરફ વિવાહનો દિવસ નજીક આવતો હતો.

અંતે વિવાહનો દિવસ ઉપસ્થિત થયો. ઘણા ભારે વ્યાજથી એક જણે બાકીના રૂપિયા આપવા હા કહી હતી; પરંતુ વખત આવ્યે એ માણસ ઉપસ્થિત થયો નહિ. વિવાહ મંડપમાં તુમુલ આંદોલનોનો આરંભ થઇ ગયો. રામસુંદરે આપણા રાવબહાદુરના ચરણોમાં નમી પડી કહ્યું "આ શુભ કાર્ય સંપન્ન જવાદ્યો બાકીની રકમ હું અવશ્ય ભરપાઈ કરીશ.

રાવબહાદુરે ઉત્તરમાં કહ્યું:—બધી રકમ મળ્યા સિવાય વરને મંડપમાં લાવવામાં આવશે નહિ."

આ દુર્ઘટનાથી અંતઃપુરમાં ઘણો શોક ફેલાઇ ગયો. આ ગંભીર વિપદનું જે મૂળ કારણ હતું તે નિરૂપમા પાનેતર પહેરી ઘરેણાં પહેરી કપાળપર ચંદનનું લેપન કરી ચુપ બેસી રહી હતી. ભાવી શ્વસુરપક્ષ તરફ તેને ઘણી ભક્તિ કિંવા અનુરાગ ઉપજતો હોય એમ લાગતું નહોતું.

એવામાં એક સગવડ થઇ વર એકાએક તેના પિતૃ દેવતા વિરૂદ્ધ થયો. તેણે બાપને કહ્યું:—"આવું વેચવું ખરીદવું હું સમજતો નથી. વિવાહ કરવા આવ્યો છું એટલે વિવાહ કરીનેજ જઇશ."

બાપ જે કોઇને જોતા તેને એમ કહેતા હતા કે "જુઓ છો મહાશય ! આજ કાલના છોકરાઓનું કેવું વર્તન !" એક બે પ્રવીણ માણસ હતા તેમણે કહ્યું:—"શાસ્ત્રજ્ઞાન નીતિજ્ઞાન બિલકુલ નથી તેથીજ આવું વર્તન નજરે પડે છે !"

* બાબુ રવિન્દ્રનાથ ટાગોરની વાર્તા ઉપરથી અનુવાદ.

ચાલુ શિક્ષણનું વિષમય ફળ પોતાના સંતાનમાં પ્રત્યક્ષ કરી રાવબહાદુર લાચાર બની ગયા. એક પ્રકારના નિષણ્ય નિરાનંદ ભાવમાં વિવાહ સંપૂર્ણ થઇ ગયો. "

નિરૂપમાને સાસરે વિદાય કરતી વખતે બાપે તેને હૃદયસાથે ચાંપી તે અશ્રુને રોકી શકયો નહિ. નિરૂએ પૂછયું:- " બાપા ! તેઓ મને પાછી નહિ આવવા દે કે?"

રામસુંદરે આશ્વાસન સૂચક સ્વરે કહ્યું:—" નહિ કેમ આવવાદે ? બ્હેન ! હું જાતે આવી તને પાછી ઘેર તેડી લાવીશ.

રામસુંદર વારંવાર કન્યાને મળવા જતો હતો; પરંતુ વહેવાઇને ઘેર તેનું બિલ્કુલ માન નહોતું. ચાકરો શુદ્ધાં તેના તરફ તુચ્છ ભાવથી જોતા હતા. અંતઃપુરની બ્હાર એક સ્વતંત્ર ઓરડામાં કોઇ દિવસે પાંચ મિનીટ માટે તે કન્યાને મળી શકતો હતો અને કોઈ દિવસે નહોતો મળી શકતો.

વહેવાઇના ઘર તરફથી થતું અપમાન સહન નહિ થઇ શકવાથી રામસુંદરે કોઇપણ રીતે બાકીના રૂપિયા ભરી દેવાનો નિશ્ચય કર્યો; આમ છતાં દેવાનો જે ભાર ખાંધ ઉપર લીધો હતો તેજ ઉંચકી શકાતો ન હતો. ખરચ માટે પણ ઘણી તાણ પડતી હતી તથા લેણદારોની નજર ચૂકાવવા હમ્મેશાં હીન કૌશલોનો આશ્રય લેવો પડતો હતો.

પેલી તરફ સાસરે નિરૂપમાને ઉઠતાં બેસતાં તીવ્ર વાગ્બાણ વેઠવાં પડતાં હતાં. પિયરની નિંદા સાંભળી ઓરડાનાં બારણાં બંધ કરી રૂદન કરવું એ તેનું નિત્ય કાર્ય થયું હતું.

મુખ્યત્વે કરીને સાસુનો જુલ્મ કોઇ રીતે અટકતો નહોતો. જો કોઇ કહેતું કે, " અહા ! કેવી લક્ષ્મી જેવી વહૂ છે ! વહૂનું મ્હોં જોતાં નેત્રો શીતળ થાય તેમ છે ! " આવા વખતે સાસુ ગર્જના કરી બોલી ઉઠતી કે:— લક્ષાધિપતિની છોકરી લક્ષ્મીજ હોયને ! "

વહૂના ખાવા પીવાની પણ કોઇ સંભાળ રાખતું નહોતું જો કોઇ દયાળુ પાડોસણ કોઇ ત્રુટીનો ઉલ્લેખ કરતી તો સાસુ કહેતી હતી કે, ' જો એના બાપે પૂરતા પૈસા આપ્યા હોત તો પૂરી સંભાળ લેવામાં આવત. '

સર્વે એવીજ ભાવ બતાવતાં કે, વહૂનો જાણે કાંઇ અધિકારજ નથી, તે છેતરીને આ સ્થળે આવી છે !

કન્યાના અનાદર તથા અપમાનની વાત તેના પિતાના કાન સુધી પહોંચી હોય એમ લાગતું હતું. અંતે રામસુંદર પોતાનું રહેવાનું ઘર વેચી નાંખવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

પુત્રોને પોતે ઘરબ્હાર વિનાના કરવા બેઠો હતો એ વાત તેણે તેમનાથી છુપાવી રાખી. તેણે ઘર વેચી નાખી ઘરમાંજ ભાડે રહેવાનો નિશ્ચય કર્યો હતો. આ કાર્ય પોતાના મૃત્યુ સુધી કોઇના જાણવામાં ન આવે એવું કૌશલ વાપરવાનો તેનો સંકલ્પ હતો.

આમ છતાં એ વાત છોકરાઓના જાણવામાં આવી સર્વે આવી રહી પડયા. વિશેષે કરીને મ્હોટા ત્રણ છોકરા પરણેલા હોઇ તેઓમાંથી કોઇને સંતાન સુદ્ધાં થયાં હતાં. ઘર વેચવાનું બંધ પડયું.

હવે રામસુંદર ભિન્ન ભિન્ન સ્થળેથી ઉંચા વ્યાજે થોડા થોડા પૈસાનું દેવું કરવા લાગ્યો. અંતે સંસારનું ખરચ ચલાવવામાં પણ ઘણી હરકત પડવા લાગી.

બાપનું મ્હોં જોઇને નિરૂ સઘળું સમજી ગઇ હતી વૃદ્ધના પડી ગયેલા વાળમાં અને હમ્મેશાં સંકુચિત રહેતા ભાવમાં દીનતા અને દુશ્ચિંતતા દેખાતી હતી. પિતા જ્યારે પુત્રીનો ગુન્હેગાર હતો ત્યારે એ ગુન્હાનો પશ્ચાત્તાપ છુપાવી શકાય ખરો કે ? વહેવાઇના ઘરની રજા મેળવી રામસુંદર જ્યારે ક્ષણ કાળ માટે કન્યાને મળી શકતો ત્યારે પિતાનું હૃદય કેટલું બધું ફાટતું હતું એ તેનું મુખ જોઇને સ્પષ્ટ સમજી શકાતું હતું.

એ વ્યથિત પિતૃ હૃદયને સાંત્વના આપવા માટે થોડા દિવસ પિયર જવાને નિરૂ અધિર બની ગઇ હતી. પિતાનું મ્લાન મુખ જોઇ ને હવે દૂર રહી શકતી નહોતી. એક દિવસે તેણે રામસુંદરને કહ્યું કેઃ–" બાપા ! મ્હને એક વખત ઘેર લઇ જાઓ."

રામસુંદરે કહ્યુંઃ–" સારૂં."

પરંતુ તેનું કાંઇ જોર નહોતું. પોતાની કન્યા ઉપર પિતાનો જે સ્વાભાવિક અધિકાર હોય છે તે તેણે જાણે કે પોતાના રૂણના રૂપિયામાં બીજાને સોંપ્યો હતો. કન્યાનું દર્શન કરવા માટે પણ તેને સંકોચ સહ ભિક્ષા માગવી પડતી હતી તથા કેટલીક વખત નિરાશા મળતાં તે બીજો બોલ બોલી શકતો નહોતો.

પણ કન્યા ઘેર આવવાની ઇચ્છા દર્શાવે છે એટલે પિતા તેને તેડી ગયા સિવાય કેવી રીતે રહી શકે ! એટલા માટે એ વિષયની વાત વહેવાઇ મહાશય પાસે કાઢતાં પૂર્વે રામસુંદરે કેટલીક હીનતા, કેટલું અપમાન તથા કેટલું નુકશાન વેઠી ત્રણ હજાર રૂપિયા એકઠા કર્યા હતા એ ઇતિહાસ ગુપ્ત રહે એજ સારૂં છે.

ત્રણ હજાર રૂપિયાની નોટો લઇ રામસુંદર વહેવાઇ પાસે જઇને બેઠો. પ્રથમ હાસ્ય મુખે પાડોશની વાત કાઢી હરીકૃષ્ણને ઘેર મ્હોટી ચોરી થઇ હતી તેનું તેણે સાદ્યંત વર્ણન કર્યું નવીનમાધવ અને રાધામાધવ નામના બન્ને ભાઇની તુલના કરી વિદ્યા બુદ્ધિ તથા સ્વાભાવ સંબંધી રાધામાધવની પ્રસંસા અને નવીનમાધવની નિંદા કરી પછી હુક્કાને એક બાજુએ ગોઠવી વાતમાં ને વાતમાં તેણે કહ્યું કેઃ— " હાં હાં, વહેવાઇ ! પેલા આપના રૂપિયા બાકી છે ને ! હમ્મેશાં આવતી વખતે લેઇઆવવાનો વિચાર કરૂં છું; પણ ઘેરથી નીકળું ત્યારે ભૂલી જાઉં છું !" આવી રીતે એક લાંબી ભૂમિકા કરી હૃદયનાં ત્રણ હાડકાની માફક એ ત્રણ નોટો તેણે બ્હાર કાઢી. કેવળ ત્રણ હજારની નોટો જોવામાં આવતાં રાવસાહેબ ખડખડાટ હસી પડ્યા. તેમણે કહ્યુંઃ— " રહેવાદો વહેવાઇ ! મ્હને એનું કામ નથી." એક પ્રચાલિત કહેવતનો ઉલ્લેખ કરીને તેમણે કહ્યું, નજીવા કારણથી તેઓ દુર્ગંધમાં હાથ નાંખવા ઇચ્છતા નથી.

પછી કન્યાને પિયર મોકલવાની વાત કોઇના મુખમાંથી નીકળની નહોતી. રામસુંદરે વિચાર્યું એ સઘળો કુટુંબિનાનો સંકોચ મને હવે શોભતો નથી. દુઃખદ ભાવથી ઘણા સમય સુધી ચુપ બેઠા પછી તેણે મૃદુસ્વરે એ વાત કાઢી રાવબહાદુરે કોઇપણ કારણનો ઉલ્લેખ કર્યા સિવાય કહ્યુંઃ–"હમણાં મોકલવાનું બની શકે તેમ નથી." આમ કહી તેઓ કાર્યવશાતઃ અન્ય સ્થલે ચાલ્યા ગયા.

રામસુંદર કન્યાને મ્હોં બતાવ્યા વગર પેલી નોટો પાછી ખીસ્સામાં મૂકી ઘેર ચાલ્યો ગયો. સઘળા રૂપિયા એકઠા કરી જ્યાં સુધી કન્યા ઉપરનો પોતાનો અધિકાર સંકોચ સિવાય સાબિત ન કરી શકાય ત્યાં સુધી વહેવાઇને ઘેર નહિ જવાની તેણે પોતાના મનમાં પ્રતિજ્ઞા કરી.

ઘણા દિવસ વિતિ ગયા. નિરૂપમા માણસ ઉપર માણસ મોકલતી હતી પરંતુ પિતાનાં દર્શન કરી શકતી નહોતી. અંતે અભિમાનને વશ થઇ તેણે માણસ મોકલવાનું બંધ કર્યું–એ વખતે રામસુંદરના મનમાં ઘણો આઘાત થયો, છતાં તે પુત્રી પાસે ગયો નહિ.

આશ્વિન માસ આવ્યો. રામસુંદરે કહ્યું કે. ' આ વખતે પૂજા ઉપર નિરૂને અવશ્ય ઘેર લાવીશ નહિ તો–' કહી તેણે એક ઘણા સખ્ત સોગન લીધા.

પંચમી કિંવા ષષ્ઠીને દિવસે ખેસને છેડે કેટલીક નોટ બાંધી રામસુંદર ઘેરથી બ્હાર જવા તૈયાર થયો. એવામાં પાંચ વર્ષની ઉમ્મરના તેના એક પૌત્રે આવી કહ્યું:–"દાદા! મ્હારે માટે ગાડી લેવા જાઓ છો શું!" ઘણા દિવસથી તેને ઠેલણગાડી ઉપર ચઢી હવા ખાવા જવાનો શોખ થયો હતો, પરંતુ કોઇ રીતે તેનો એ શોખ પાર પડતો નહોતો. ૭ વર્ષની એક પૌત્રીએ આવી કહ્યું, પૂજાના નિમંત્રણમાં જવા લાયક એક પણ સારૂં વસ્ત્ર તેની પાસે નથી.

રામસુંદર એ જાણતો હતો. તથા એ સંબંધી હુક્કો પીતાં પીતાં તે ઘણી ચિંતા કરતો હતો. રાવ બ્હાદુરને ઘેર જ્યારે પૂજાનું નિમંત્રણ થશે ત્યારે તેની વહુઓને નહિ જેવા અલંકારો પહેરી કૃપાપાત્ર દરિદ્રની માફક જવું પડશે એ વાર્તા સ્મરણ કરી તેણે અંતરના ઉંડાણમાં ઘણા નિશ્વાસ મૂકયા હતા. પણ તેથી તેના લલાટની વાર્ધક્યરેખા ઘણીગંભીર અંકિત થવા ઉપરાંત બીજું ફળ મળ્યું નહોતું.

દીનતાથી દુઃખી થતા ગૃહનો ક્રન્દનધ્વનિ કાનમાં લઇ વૃદ્ધ રામસુંદરે વહેવાઇના ઘરમાં પ્રવેશ કર્યો. આજે તેનો સંકોચભાવ નહોતો. નોકર ચાકરો તરફ પહેલાં જે સચકિત દૃષ્ટિપાત કરતો તે દૂર થયો હતો. આજે જાણે કે તેણે પોતાનાજ મકાનમાં પ્રવેશ કર્યો. અંદર જઇ તેણે સાંભળ્યું કે, રાવ બહાદુર ઘરમાં નથી, થોડો વખત રાહ જોવી પડશે. અંતરના ઉત્તેજનને રોકી નહિ શકવાથી રામસુંદર પુત્રીને જઇ મળ્યો. બન્ને નેત્રમાંથી હર્ષાશ્રુજળ પડવા લાગ્યું. પિતા રડતો હતો અને પુત્રી પણ રડતી હતી બન્નેમાંથી કોઈ વાત કરી શકતું નહોતું. આવી સ્થિતિમાં થોડો સમય પસાર થયો. ત્યાર પછી રામસુંદરે કહ્યું:–"બ્હેન! આ વખત તને જરૂર ઘેર લઇ જાઉં છું. હવે કાંઇ હરકત નથી."

એવામાં રામસુંદરના જ્યેષ્ઠપુત્ર હરમોહને તેના બન્ને ન્હાના પુત્રને સાથે લઈ એકા એક એ ઓરડામાં પ્રવેશ કર્યો. તેણે પિતાને કહ્યું:–" બાપા? આ વખતે અમને ભીખારી બનાવ્યાને!"

રામસુંદરે સહસા અગ્નિમૂર્તિ બની જઇ કહ્યું " તમારે માટે હું નરક ગામી થાઉં કે! તમે મ્હને મ્હારા સત્ય કર્ત્તવ્યનું પાલન નહિ કરવા દો કે!" રામસુંદરે પોતાનું ઘર વેચી નાંખ્યું હતું. આમ એકા એક એ વાત તેઓ જાણી શકયા તેથી તે તેમના ઉપર ઘણા રોષે ભરાયો અને વિરક્ત બની ગયો!

તેના પૌત્રે બન્ને હાથથી તેને પકડીને કહ્યું:–" દાદા! મ્હારે માટે ગાડી ન લાવ્યાને!"

નીચે જોઇ બેસી રહેલા રામસુંદર પાસેથી કાંઈ ઉત્તર નહિ મળવાથી બાળક નિરૂ પાસે જઈ કહ્યું:–"ફોઇ! મ્હને એક ગાડી લાવી આપશો!"

નિરૂપમા સઘળો પ્રકાર સમજવામાં આવતાં બોલી:–" બાપા! હવે જો તમે મ્હારા શ્વસુરને એક પૈસો પણ આપશો તો હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે તમે મને જોઇ શકશો નહિ.

રામસુંદરે કહ્યું:–" ના બ્હેન એવું બોલીશ નહિ. જો આ રૂપિયા હું ન આપી શકું તો તેથી ત્હારા બાપનું અપમાન છે અને ત્હારૂં પણ અપમાન છે !"

નિરૂએ કહ્યું:–" તમે રૂપિયા આપો તોજ અપમાન છે ! તમારી પુત્રીની કાંઈ મર્યાદાજ નથી કે ! હું શું કેવળ રૂપિયાનીજ કોથળી છું કે જ્યાં સુધી રૂપિયા હોય ત્યાં સુધી મ્હારી કિમ્મત હોય ! બાપા ! આ રૂપિયા આપી તમે હવે મ્હારૂં અપમાન કરશો નહિ. વળી મ્હારા સ્વામીને તો આ રૂપિયા જોઈતા નથી."

રામસુંદરે કહ્યું:–" જો હું નહિ આપું તો તને આવવા નહિ દે."

નિરૂ:–ના આવવા દે તો શું કરવું ! તમે પણ હવે તેડી જવાની વાત કાઢશો નહિ.

રામસુંદર કંપતા હાથે પેલી નોટો ખેસને છેડે બાંધી પાછા ચોરની માફક સરની છુપાવી ઘેર ચાલ્યા ગયા.

પણ રામસુંદર રૂપિયા લાવ્યો હતો તથા કન્યાના નિષેધથી એ રૂપિયા પાછા લઈ ગયો હતો એ વાત ગુપ્ત રહી નહિ. કોઈ કુતુહલ વૃત્તિની દાસીએ છુપી રીતે એ વાત સાંભળી લઈ નિરૂની સાસુને કહી દીધી. એ વાત સાંભળવામાં આવ્યા પછી સાસુના અત્યાચારનો પાર રહ્યો નહિ.

નિરૂપમા માટે તેનું સાસરૂં શરશય્યા બની ગયું. વિવાહ થયા પછી થોડાજ વખતમાં તેનો પતિ ડેપ્યુટી મેજીસ્ટ્રેટ થઈ નોકરી ઉપર ચાલ્યો ગયો હતો તથા સોબતનાં દોષથી ચરિત્રહીન ન બની જાય એ કારણથી નિરૂપમાને તેના કોઈ પણ સગાવ્હાલાને મળવાની હવે રજા નહોતી.

પ્રથમની મ્હોટી વહુ મરી ગઈ ધણી ધામધૂમથી તેના અંત્યેષ્ટિ ક્રિયા સમાપ્ત થઈ. પ્રથમ વિસર્જનનો સમારોહ કરવામાં રાવબહાદુરની એ ઈચ્છામાં જેવી ખ્યાતિ હતી તેવીજ ખ્યાતી મ્હોટી વહુના સત્કારના-સમારોહની પણ ફેલાઇ ગઇ. એવાં ચંદનનાં લાકડાંની ચિતા એ દેશમાં કોઇએ જોઇ નહોતી! વળી શ્રાદ્ધની એવી ધામધુમ રાવ બહાદુર સિવાય બીજું કોઈ કરી શકે એ અશકય હતું. એમ પણ સાંભળવામાં આવતું કે, આ કાર્યથી રાવ બહાદુરને માથે થોડું દેવું થયું હતું.

રામસુંદરને સાંત્વના આપતી વખતે તેની કન્યાનું કેવા મહાસમારોહથી મૃત્યુ થયું હતું તેનું સર્વ સવિસ્તર વર્ણન કરતાં હતાં.-

બીજી તરફથી ડેપ્યુટી મેજીસ્ટ્રેટનો પત્ર આવ્યો. તેમાં લખ્યું હતું કે, "અત્રે મ્હેં સઘળો બંદોબસ્ત કરી દીધો છે તેથી વિના વિલંબે મ્હારી સ્ત્રીને અત્રે મોકલજો.'

આ પત્રના ઉત્તરમાં રાવ બહાદુરની મહિષીએ લખ્યું કે– " ભાઇ! ત્હારે માટે બીજી એક વહુ શોધી કાઢી છે. તું જલદી રજા લઈ ઘેર આવજે.

આ વખતે વીસ હજાર રુપિઆ પણ નગદ લેવાના હતા!

વરવિક્રયની આવી કુરૂઢી ક્યારે જશે?

---




પુસ્તક ૩ જું. ફાલ્ગુન, સંવત ૧૯૭૮, અંક ૧૦મો.

## જૈન બન્ધુઓને વિનતી

રાગ—પરદેશી એ પાયમાલ કીધું

ન બંધુઓ વિનતી સ્વીકારો,
ારત જૈન બન્ધુઓ વીનતી સ્વીકારો ૧
વિવેકથી વિચારો સ્વધર્મી ઉરધારો,
વા રૂડી સ્વીકારો. ભારત. ૨
મેં ધુરંધર ધારી કહાવો.
હેનોની અરજી સ્વીકારો. ભારત. ૩
ાભણુ અજ્ઞાની બાળાને બ્હેનો બહુ,
ાન આપીને સુધારો. ભારત ૪
ોરાધોતને દીન દુઃખી બહુ,
ખી દયા દીલ લાવો. ભારત ૫
ાર્મિક નૈતીક સ્ત્રી શિક્ષણમાં,
વ્ય ખરચીને લ્હોને લહાવો. ભારત ૬
યાળુ દીલથી ઉદાર મનથી,
ૈન આશ્રમને સંભાળો. ભારત ૭
ેકજ સંસ્થા જૈન બ્હેનોની,
રત શહેરમાં જાણો. ભારત ૮
ૈન શાસનની ઉન્નતિ થાશે,
ંબથી વિનતી સ્વીકારો. ભારત ૯

# ટુંક નોંધ

જ્યારે એક બાજુ સ્ત્રીઓને મતનો અધિકાર આપી તેને પણ પુરૂષ સમાન ગણવાની વાર્ત થાય છે ત્યારે હજી વિક્રમની ૧૮ મી સદીમાં વસનાર કેટલાક ધર્મવીરોની પ્રવૃત્તિ સ્ત્રીઓનો હક ઉપર કાપ મૂકવાની થાય છે. ખરે આ દૃષ્ય જોઇ હૃદય કંપે છે. સ્ત્રી જે પુરૂષનું અર્ધું અંગ છે અને જે પ્રકૃતિરૂપ છે. તેની ગણના શું કશામાંજ નહિ હોય ? પુરૂષોની ગુલામગીરીમાં જકડાયલા રહી ગમે તેવા જુલમોને સહન કરવા એજ શું સ્ત્રી જીવનનો હેતુ છે ? કયો બુદ્ધિમાન મનુષ્ય તેની હા પાડી શકશે.

આ પ્રમાણે હોવા છતાં જ્યારે અમે સૌરાષ્ટ પત્રના તા૦ ૧૭-૩-૨૩ના અંકમાં દોઢીનાર ગામ જે કાઠીયાવાડમાં આવેલું છે તેનીવણીક મહાજન ન્યાતનો ઠરાવ સાંભળ્યો ત્યારે અમને ખરેખર આશ્ચર્ય થયું અને લાગ્યું કે હજી પણ સ્ત્રીઓને માથે ગુલામીજ છે અને તેમનો કાંઈ હકજ નથી એવું માનનારા સુભટો હિંદુસ્તાનમાં છે ખરા.

આ ઠરાવની હકીકત એવી છે કે વિધવા સ્ત્રીઓ જે અપુત્રવતી હોય તેને તેના પતિનાં મરણ બાદ પતિની મિલકતનો વારસો ન આપતાં તેનાં એટલે તેના મરનાર પતિના સગા વહાલાંને આપવો અને એ સગાંઓએ તે વિધવાનું માસિક ૬ રૂા. આપી પોષણ કરવું.

સ્ત્રી જાતિ અને તે પણ પતિવિયોગીની અનાથ વિધવા ઉપર આનાથી બીજો વધારે જુલમ હોય ? વર્તમાન અસહકારના જમાનામાં ડાયરશાહી કરીને અમલદારોની આપખુદીને ...ાય છે. ઠેરઠેર પોકાર પડે છે. પણ સમાજમાં રૂઢીરૂપ બંધનોની બેડીથી બંધાઇ પોતાનું દુ:ખમય જીવન વ્યતિત કરતી આવી સેંકડો વિધવાઓ ઉપર આજે પંચમાં મ્હોટા ગણાતા અને ધર્મના રક્ષક હોવાનો દાવો કરનાર ડોળઘાલુ ધર્માત્માઓ અરે પટેલીયાઓનો આ ડાયર હુકમ નહિ તો બીજું શું છે ?

જ્યાં સુધી સમાજમાં સ્ત્રી જાતિની ઉન્નતિ થઇ નથી. અને નીતિ શિલરૂપ ગુણોની ખામીને લઇ એ અંગને જોઇએ તેવું વિકાસવવા પ્રયત્ન થયા નથી ત્યાં સુધી ઉન્નતિની આશા મરૂભૂમિમાં જળની આશા સમાન વ્યર્થ છે. અને જ્યારે સ્ત્રીઓના સ્વાભાવિક વારસા આદિના હકો ઉપર પંચો તરફથી આવા ઠરાવો થાય ત્યારે એમ સમજી શકાય છે કે તે પંચોની ઉપર સમાજરૂપ જવાલા મુખીનો તિવ્ર લાવારસ રેડાવાની કુદરત તૈયારીમાં છે. અમને આશા રહે છે કે હજી પણ ચેતાય તો ઘણું સારૂં છે.

# હિંદુ સમાજમાં સ્ત્રીઓ પ્રત્યે નિર્દયતા.

જ્યારે કોઈ હિંદુ કુટુંબમાં પુત્રનો પ્રસવ થાય છે ત્યારે સર્વત્ર આનંદ પ્રસરી રહે છે. શ્રીમંત વર્ગ આ પ્રસંગે પુષ્કળ પૈસા ખરચી નાંખે છે. પુત્રી જન્મે છે ત્યારે ઘણી વખત શોકની છાયા નજરે પડે છે, કારણકે તે પારકું ધન મનાય છે. આ સ્વાર્થ દ્રષ્ટિને લીધે ઘણું કરીને પુત્રીને ઉછેરવા તરફ બેદરકારી બતાવવામાં આવે છે. કેટલીક વખતે તે ટુંકું આયુષ્ય ભોગવી મૃત્યુવશ થાય છે. જે પુત્રી જીવવા માટે સરજાયેલી હોય છે તેનું જીવન બનતા સુધી દુઃખપ્રદ હોય છે. છોકરાને અપાતા ખોરાક કરતાં તેને હલકો ખોરાક આપવામાં આવે છે. શિયાળાની ઋતુમાં તેને પુરતું ઓઢવાનું પણ હોતું નથી. પુરૂષવર્ગના અધિકારને તાબે થવાની પ્રથાજ હોવી જોઈએ એમ ધારી તે પણ દેવાઈ જાય છે.

સ્ત્રીવર્ગ ઉપર નાની નાની બાબતોમાં પણ અન્યાય ભરી વર્તણુક ચાલે છે. કેટલાક ગરીબ કુટુંબમાં તેના તરફ પશુની દ્રષ્ટિથી જોવાય છે. સ્ત્રીઓની જ્ઞાન સંપાદન કરવાની શક્તિ તેમજ સુખ અથવા તો દુઃખ પારખવાની લાગણીનું માપ કાઢવામાં પુરૂષવર્ગે મહાનભૂલ કરી છે કારણકે તેનામાં પણ તેને કુદરતી રીતે બક્ષીસ મળેલી હોય છે. કુદરતના કાનુનો ભંગ કરી સ્ત્રીવર્ગ ઉપર જુલમ વર્તાવવામાં જે કારણભૂત થાય છે તેમને પણ તેમના કર્મનું ફળ ભોગવવાનું છે એ વાત તેઓ વિસરી ગયેલા છે.

# સમાજમાં સ્ત્રીઓની સ્થિતિ.

ઉપરના સવાલનો જવાબ જે ઉત્સવો ઉજવાય છે, રૂઢી મુજબ જે ક્રિયા કરવામાં આવે છે તેમજ ક્રિયામાં જે ધર્મનું સ્વરૂપ આપવામાં આવે છે તે આપી શકશે.

૧. પુત્રનો જન્મ, વિવાહ અને લગ્ન–આ ત્રણે પ્રસંગો સારી રીતે ઉજવાય છે.

૨. આશીર્વાદ આપતી વખતે સાધારણ રીતે આપણા લોકો પુત્રવાન મવતુ એમ કહે છે.

૩. ધાર્મિક પુસ્તકોમાંજ આપણે વાંચીએ છીએ કે જ્યારે જ્યારે પ્રાચીન સમયમાં લોકો પ્રાર્થના કરતા ત્યારે તે પુત્રનીજ માંગણી કરતા, પુત્રીની નહિ. વસ્તુ સ્થિતી આવી હોય તો પછી આ લખાણો સમાજની ઉન્નતિ પુરૂષ તેમજ સ્ત્રીવર્ગ ઉપર અવલંબીત છે એ વાતની ઘેર સમજ ફેલાવી શકે.

૪. જ્યારે પગ આ પ્રગતિના જમાનામાં ગરીબ સ્ત્રીઓના હકની અવગણના કરવામાં આવે છે, જ્યારે જ કથા કહેવામાં આવે છે અથવા કંઈ પુસ્તક લખવામાં આવે છે. ત્યારે પત્નીના પતિ પ્રત્યેની ફરજ સમજાવવા પ્રકરણના પ્રકરણ લખવામાં આવે છે. જનસમૂહના વિચિત્ર અભિપ્રાયથી ડરી લેખક ઘણું કરીને પતિની પત્ની પ્રત્યેની ફરજ વિષે ઇશારો પણ કરતો નથી, સમાજમાં આવો ભેદ ભાવ હોય અને સાથે સાથે સ્ત્રીવર્ગને હલકો ગણવામાં આવતો હોય તો તે સમાજની સ્થિતી સુધરવાનો સંભવ બહુ ઓછો છે. આપણા ઉપર જેઓ અધિકાર ચલાવી શકતા હોય તેમની પાસેથી પણ આપણે ન્યાય ભરી વર્તણુકની અપેક્ષા રાખીએ છીએ. અમુક હક આપણને હોવાજ જોઈએ એની દલીલો પણ

રજુ કરીએ છીએ તો સ્ત્રીવર્ગ જે પુરૂષો ઉપર તેમના સંરક્ષણ લાગણી અને પ્રેમ માટે આધાર રાખે છે તેને વ્યાજબી હક અર્પવા એ શું આવશ્યક નથી!

૫. "દરેક પ્રાણીનું ભલું કરવું" એ ધાર્મિક વાક્ય વારંવાર ઉચ્ચરાય છે કિંતુ તે આચારમાં મૂકાતું નથી. વારસાનો હક સ્ત્રીને બીલકુલ હોતો નથી. દૂરના સગાના પુરૂષોને પુત્ર ન હોય તો તે હક મળે છે.

૬. કુટુંબમાં પુત્રની માંદગીના સમયે સારામાં સારી દવા મેળવવા માટે પુષ્કળ પૈસા ખરચવામાં આવે છે. બાધાઓ રાખવામાં આવે છે તેમજ પુણ્ય માર્ગે પૈસા પણ ખર્ચાય છે. પુત્રી માંદી હોય ત્યારે ભાગ્યેજ દરકાર લેવામાં આવે છે.

૭. તકરાર થાય તે વખતે નિર્લજ રીતે માતા અને પત્નીના નામ ઉપર ગાળોના પ્રહાર થાય છે.

ટુંકમાં હિંદુ સ્ત્રીનું આખું જીવનજ અન્યાય ભરી વર્તણુક સહન કરવામાં પુરૂં થાય છે. બાળપણમાં પુત્ર તરફ જે પક્ષપાત બતાવવામાં આવે છે તેના પરિણામે મોટી વયે તે પણ સ્ત્રીવર્ગ તરફ બેદરકાર રહે છે અને પુરૂષવર્ગ તરફ પક્ષપાતી થવામાં તે આંચકો ખાતો નથી. સ્વાર્થી પુરૂષોએ પોતાના સ્વાર્થી હેતુઓ સાધવા માટે આ ખરાબ ચાલને ઉત્તેજન આપ્યું છે અને મહાન તેમજ ઉદાત્ત પુરૂષોના અથાગ પ્રયત્ન છતાં હજુ સ્થિતી સુધરવા પામી નથી.

હિંદુ સમાજમાં અમુક વર્ગ પુત્ર તેમજ પુત્રીની સરખી સંભાળ લે છે પણ તેની સંખ્યા બહુજ થોડી છે.

લગ્ન થયા પછી પણ સ્ત્રીની દશા વિશેષ ખરાબ બને છે, કેટલાક દેશોમાં એવો રિવાજ હોય છે કે લગ્ન થયા પછી તે જુદું જુદું ઘર માંડે છે, પણ હિંદુસ્તાનમાં ફક્ત સ્ત્રીજ પોતાનું ઘર તજી દે છે.

માબાપની મુખ્ય ઇચ્છા પોતાના પુત્રને પરણાવવાની હોય છે. આ પ્રસંગ માટે તેઓ બહુ આતુર હોય છે. છોડીના માબાપને બતાવવાને માટે તેઓ ઘણી વખત શ્રીમંત હોવાનો ખોટો ડોળ કરે છે. લગ્ન પ્રસંગે ઘણી વખતે બીજાનાં ઘરેણાં લાવવામાં આવે છે. લગ્નને દિવસે અલંકારોનો ભપકો બતાવવામાં આવે છે અને તે પુત્ર વધુ તેમજ પ્રતિષ્ઠીત પુરૂષોની હજુર પસંગ તરીકે આપવામાં આવે છે. આ રીતે છોડીને ઉતારવામાં આવે છે. લગ્નનો ઉત્સવ પુરો થયા પછી જ્યારે વહુ સાસરે જાય છે ત્યારે તે ખરી હકીકતથી માહિત થાય છે. એક પછી એક અલંકારો લઇ લેવામાં આવે છે અને કેટલાક નિષ્ઠુર પુરૂષો તે સ્ત્રીના પિતાએ આપેલાં ઘરેણાં લઇ લે છે. આવી નિર્દય રીતે સ્ત્રી ધન પચાવી પાડવામાં આવે છે જુવાન વહુ દુઃખી બની આ લગ્નમાં જે જે કારણભૂત હોય તે સર્વને શાપ આપતાં ... ... નથી

જ્યારે પુરૂષવર્ગમાંથી કોઈ આ પ્રકારની સ્વાર્થી અને અન્યાયી વર્તણુક સામે વિરોધ બતાવે છે ત્યારે "આતો સંસારની રીત છે" એવું બ્હાનું કાઢવામાં આવે છે. લગ્ન ક્રિયાને પવિત્ર માનનારાજ લોકો આવી લુચ્ચાઇ કરે છે અને સંસારના રીતરિવાજ મુજબ તેઓ બધું કરે છે" એવા ગોળ ગોળ વાક્યોથી પોતાની જાતને તેમજ બીજાને છેતરે છે,

સ્વાર્થી અને નીચ લોકો બીજાને ત્રાસ આપવામાં કંટાળતા નથી. એકાદ વર્ષ લગ્ન થયા પછી ભાગ્યેજ પ્રસાર થાય કે તરતજ પુત્ર વધુના કાર્યમાં વારંવાર ખામી બતાવી છોકરાને તેના પ્રત્યે વિરોધતા બતાવવાનું શીખવે છે. સંયુક્ત કુટુંબનું જીવન ખરાબ છે એમ કહેવા કરતાં આખા કુટુંબનું એક બાળા તરફ નિર્દય બનવું એ વધારે દુઃખપ્રદ છે.

દરરોજ મ્હેણાં મારવાં, ઠપકો આપવો, માર મારવો અને કોઈ વખત ખાવાનું ન આપવું એ સર્વના પરિણામે સ્ત્રી માંદી પડે છે અને તેની તબીયત ધીમે ધીમે ખરાબ થાય છે. કેટલીક વખત આવી સ્થિતિમાં તેને એકજ ઓરડામાં રાખવામાં આવે છે જેથી તેની સ્થિતિથી બીજો કોઈ વાકેફ ન બને. તેને આપવામાં આવતો ખોરાક પણ હલકો હોય છે અને તે અનિયમીત રીતે અપાય છે. તે સ્ત્રી નાની તેમજ અજાણ્યી હોવાથી પોતાનું દુઃખ ઓછું કરાવી શકતી નથી. તેની બિમાર સ્થિતીમાં ચિંતાને લીધે તેને પિયરનું સ્મરણ થાય છે એટલે તેના મન ઉપર ખરાબ અસર થાય છે. લગ્ન પછીનાં ૫-૬ વર્ષો આવી દુઃખી સ્થિતીમાં જાય છે.

કેટલાક દયાહીન પુરૂષો બજારમાં હોટલમાં ખોરાક લે છે અને ઘેર કલાકોના કલાકો થયાં રાહ જોતી સ્ત્રીની બીલકુલ દરકાર કરતા નથી. કેટલીક વખત તેઓ ઘર માટે જોઇતી ચીજો પણ લાવતા નથી. ખરી સ્થિતિથી તેના માતપિતા અથવા તો બીજું કોઇ વાકેફ ન થાય તે માટે તેને બહાર જવા દેવામાં આવતી નથી.

કેટલીક સ્ત્રીઓ પણ અનીતિના માર્ગે જતી હશે છતાં તેથી આખા સ્ત્રીવર્ગને સહન કરવું પડે તે હડહડતો અન્યાય છે. પુરૂષોની ભૂલોનું કોઇ પૂછતું નથી જ્યારે સ્ત્રીઓની ભૂલોની ખબર ડગલે ને ડગલે લેવાય છે. સ્ત્રી અને પુરૂષ પ્રત્યેની વર્તણુકમાં જે ભેદ ભાવ દર્શાવવામાં આવે છે તે જુના વખતથી પ્રચલિત છે એ દલીલનો કંઈ અર્થજ નથી. અનિષ્ટ રિવાજોને દૂર કરવા એ દરેક મનુષ્યની મુખ્ય ફરજ હોવી જોઇએ અને સમાજ સુધારકો તથા સ્ત્રીહિતચિંતકોએ આ ભેદ ભાવનું નિવારણ કરવા દરેક પ્રકારની મહેનત કરવી જોઇએ. આંખો હોવા છતાં જે જોતા નથી અથવા તો જોવા છતાં જેઓ સ્ત્રીઓની આ હાલત તરફ બેદરકાર રહે છે તેઓને તેમના કર્મનું ફળ અવસ્ય ભોગવવું પડે છે.

તા. ૧૬-૩-૨૨ "જગદીશ"
અમદાવાદ

---

અંગ્રેજી લેખને આધારે.

# હિંદનો મહાન વેપાર કન્યા વિક્રય

કન્યા વિક્રય એટલે પોતાના પેટની છોકરી પાપી અધમ પેટને ખાતર પૈસા લઇ પોતાની બાળકીનો ભવિષ્યનો સાર અસાર વિચાર નહી કરતાં પોતાનાં સ્વાર્થના ખાતર વહાલી રત્ન પુત્રીકાને વેચી નાંખે છે. એટલે જેમ કશાઇયો માંસ વેચે છે તેવીજ રીતે આ કન્યા વિક્રય કરનારાઓ કશાઇયોથી પણ અધીક પાપનાં ભેરૂ થાય છે. આવો કન્યા વિક્રયનો નીચ અધમ અને ધાતકી વેપાર હિંદમાં કેટલીક કોમોમાં દિવસાનુદિવસ વધતો ચાલ્યો છે. જેને જ્ઞાતિયો અટકાવી શકતી નથી એ કેટલું ખેદકારક ગણાય. કન્યા વિક્રયનો વેપાર બીજા ધંધાઓ કરતાં બહુજ સહેલો છે. તે વગર નાણે થઇ શકે છે. એ ધંધામાં ખોટ આવતી નથી કારણ જે એ બીજી દેશમાં તેજી મંદી માટે અમેરીકાનાં ફીચરો ઉપર આધાર રાખવો પડતો નથી. તેમજ ડીલેવડી ઓરદર કે કબાલા લખવાની તસદી લેવી પડતી નથી. ચોપડા ચીતરવાં કે સરવાયાં કાઢવાની કડાકુટ કરવી પડતી નથી કે સરકારને ઇનકમટેક્સ કે સુપર ટેક્સ ભરવો પડે. જેના ઘરે કન્યાઓ હોય તેવણને લોકો માગેજ સોદો વસ્તુ રાખ્યા વિના નાણાં ધીરે છે. કન્યા વિક્રય કરનારાઓને લોકો સધર બેંક સમજે છે. વખત પડે વટાવી લેશું આફત નહી પડવા દેશું એ કહેવત પરમાણે નાણાની આવજાવ થાય છે. એવો કળીયુગ આવી પહોંચ્યો છે.

કન્યાઓના માતા પીતા એવી ઇચ્છા ધરાવે છે. કે ૨૦ વરસનાં યુવાન કરતાં કોઇ ૬૦ વરસનો બાળ મળે તો વધારે સારૂં શબબ જીવતે નાણા આપશે, મુવે વારસો મળશે, આહ જુઓતો ખરાં આજે દેશનો પાયમલ થવા વખત આવ્યો છે.

ગરીબી અને દુઃખો વધતા જાય છે. તેવાં સમયે કન્યા વિક્રય કરી દેશને અધોગતિએ પહોંચાડવાનાં કૃત્યો તરફ ધીક્કાર ઉપજે છે. કન્યા વિક્રય કરનારા બુદ્ધિ હીન માબાપોને વિનંતી છે. કે આવો દુષ્ટ કુકર્મોથી હાથ ઉઠાવવો.

અને વહાલી પુત્રીઓનાં સુખ દુઃખ તરફ દીલસોજી ભરી દ્રષ્ટિએ જોવું. તેમાંજ તમારો અને દેશનો ઉદ્ધાર છે.

### રાગ ખ્યાલ.

બાળકી કેરો જન્મ થતાં માબાપોને હર્ષ થશે,
બાર વર્ષની થશે જ્યટલે રૂપીયાનો ઢગલો મળશે
રંગ રૂપ કેળવણી વધતાં પયત્ન પણ તે કાજ કરે.
થશે રૂપાળી પુત્રી આપણી રૂપીઆ પાયશે... પણ ગણશે,
સધર બેંકનો ચેક પણો છે ...ની ન ...વી
વખત ...ટાવી લેવે ... નહી ... દેશે.
[illegible]

મનુષ્ય દેહ તેમાં પણ અબળા શીયળ સાચવે શી રીતે
મદને અગ્નિનાં પ્રચન ભડક કેમ કરી નારી જીતે
સમાન વયનો પતિ હોય પણ દ્રવ્ય લઈ દીકરી આપે
સાસરીયા સૌ મ્હેણા દઈને બીચારીને બહુ સંતાપે
કામ કાજ સૌ ઘરનો કરજો ગુલામડી શમ છે જાણી
તારા બાપને દ્રવ્ય દઈને તુજને છે ઘરમાં આણી.
શાસ્ત્ર પુરાણો શંખ પુરે છે કન્યા વિક્રય જે કરશે.
જીવંત જીંદગી કષ્ટ ભોગવી અંતે નરક વિશે જાશે
પાછળથી એ બાળ તમારી ગાળો અતિશે દેવાની.
માબાપે મને કુવે ઉતારી હાય નિસાસા દેવાની.
એ નિસાસે માત પીતાનું સારૂં તો કદી ન થાય
કુમારગમાં નાણું તણાતાં મુરખ પાછળ હાથ ઘસે
તે કારજ એ દેશી ભાઇઓ કન્યા વિક્રય બંધ કરો
ચુનીલાલ બાબુ વિનવીને કહે છે દેશદાઝ કંઇ ઉર ધરો.

લી૦ ગરીબોનો દાસ
કાળીદાસપુરા પગી ગલી મુંબઇ નં ૮ ચુનીલાલ માનેકલાલ બાબુ

---

## દયાનો પાઠ!!!

લેખકઃ—અંબાશંકર નાગરદાસ પંડ્યા.

" દયા ધર્મ કા મૂલ હૈ, પાપ મૂળ અભિમાન "
" તુલસી દયા ન છોડીએ, જબ લગ ઘટમેં પ્રાણ ",

દીન દુઃખીને દેખી દિલમાં દયા ન ઉદભવે, કરૂણા ન ઉપજે તો મનુષ્ય જીવન મળ્યું તો એ શું થયું ? યથા શકિત અન્યને—પાત્રને—તન, મન, ધનથી સહાય આપવી એ હરેક મનુષ્યની ફરજ છે.

સંસારમાં—વ્યહવારમાં દયાના પાઠ ભણવાના શિખવાના ઘણા પ્રસંગો આવે છે. આવે પ્રસંગે જેનું હૃદય સ્નેહથી— દયાની પૂર લાગણીથી ઉભરાઇ જાય તેજ દયાનો પાઠ શીખે છે—દયાળુ બની આ લોક અને પરલોક બન્નેમાં પોતાનું શ્રેષ્ઠ સ્થાન નક્કી કરે છે. દયા ઉપજે તેવા પ્રસંગોએ લાગણીથી જેના રોમાંચ ખડાં થઇ આવે છે તેજ દયાનો પાઠ શીખે છે.

જગતમાં કુદરતમાં ઘણી રીતો-ઘણા બનાવો મનુષ્યને દયાનો પાઠ શીખવે છે.

તમે ઝાડની સીતલ છાયા નીચે સુઓ બેસો-તમારા જરૂર પુરતાં ઝાડનાં પાંદડાઓ ચૂંટો તો પણ એ તમારી પ્રતિ વિના દ્વેષે તમને શિતળ છાયા આપે છે. એ દયાનોજ પાઠ શીખવે છે.

નિર્મળ ઝરામાં ડાહ્યા હો તો કિનારે નહિતર અંદરજ તમે પાણીના કોગળા એ કરો તોપણ એ તમને શિતળ જળથી તૃપ્ત કરે છે, કારણ કે તે તમને દયાના પાઠ શિખવવા માટેજ પ્રભુએ રચ્યાં છે.

સુખડને તમે સળગાવી મૂકશો. તો પણ તે સુવાસજ આપશે તે પણ તમને ' અવગુણ કરનારનું પણ ભલુંજ કરવું ' એવો મૌન ઉપદેશ પોતાના દાખલાથી આપીને મૂળ દયાનોજ પાઠ શીખવે છે.

બગીચામાં ખીલી રહેલું ગુલાબનું મનોહર પુષ્પ તમે તેના સ્થાનેથી તેને ભ્રષ્ટ કરી ચુંટી લ્યો છો છતાં એ તો તમને સુગંધીજ આપવાનું—એ દયાનોજ પાઠ શીખવે છે.

આંબાના વૃક્ષપર તમે ઠીંકરં-ધા કરી ફગાવો છો તેને સજા કરો છો જ્યારે તે તમને કેરી સુંદર મિષ્ટ ફળ આપે છે. એમ તે પણ તમને દયાનોજ પાઠ શીખવે છે.

બિચારા ' બિ ' ને વખારમાં મઝાથી પડયું હોય ત્યાંથી લાવી તેને ઉંડી જમીનમાં ...ો ખોસી રાખો છો બદલામાં તે તમને સુંદર વૃક્ષથી તમારૂં આંગણું દિપાવી આપે છે. આમ જગતમાં ઘણા દાખલાઓ સામો શું કરે છો તે ન જોતા ભલું કરવાનુંજ દયાળુ થવાનુંજ તમને શિખવે છે અર્થાત દયાનોજ અભ્યાસ પાઠ આપે છે. કરતારની સઘળી કૃતિ કુદરત દયાના મૂર્તિસ્વરૂપે છે એ ' પાઠ ' સૌએ શિખવો જોઇએ.

વિદ્યા જ્ઞાન જેમ વાપરતાં અધિક થાય છે. અર્થાત વિદ્યાનો વ્યય કરતાજ સામો વિદ્યાનો વધારો થાય છે તેમ દયા કરનારજ દયા પામી શકે છે. હે માનવ બન્ધુ જગતનાં અનેક સુખ દુઃખના પ્રસંગોમાં ચાર દિવસનું ચાંદરણું જગત સમજીને વિવેક બુદ્ધિથી રહેજે કાંઇજ ભણીશ નહિ, કંઇજ મેળવીશ નહિ, કંઇજ કરીશ નહિ પરંતુ ફક્ત દરપ્રસંગે દયાનો પાઠજ માત્ર ભણતો રહીશ,તો ભગવાન જરૂર તને તારશે કારણ કે તે પણ એક દયાનો પાઠ જાણનાર સ્વયં દયા રૂપજ છે.

 

# સ્ત્રીઓનો દરજ્જો.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ટ ૨૫૩થી )

લેખક-સદ્‌ગત વી. ટી. કોઠારી બી. એ. એલ. બી. વકીલ કરાંચી.

આ પ્રમાણે ધનવાન બનેલી સ્ત્રીઓના વ્યાપાર અને વ્યવસ્થા વાસ્તે રાખેલો માણસ હાસ્ય ભરેલો નાટકકાર બહુજ પ્રિય વ્યકિત થઈ પડયો અને આવી સ્ત્રીઓ તેના ધણી ઉપર ઘણીજ સત્તા વાપરતી કારણ કે તેઓને તેની પાસેથી વારંવાર નાણાં વ્યાજે લેવા પડતા હતા.

કુટુંબ બંધારણમાં આ રીતે એક મોટો ફેરફાર થઈ ગયો. કુલ અખત્યારપણાનું ધોરણ મટી જઈને સમાન હકદારનું ધોરણ અમલમાં આવ્યું. પત્નીની કાયદાની રીતે સ્થિતિ તદ્દન સ્વતંત્ર થઈ ગઈ અને સામાજીક રીતે પણ સ્થિતિ બહુ માન વાળી બની. જૂના રિવાજના માણસો આથી ભય પામ્યા અને બે કાયદાઓ આ અટકાવવાને પાસ કરવામાં આવ્યા. અને કાયદાથી સ્ત્રીના વૈભવનો નિગ્રહ કરવામાં આવ્યો પરંતુ તુર્તજ એન્ટોની વિરૂદ્ધાઇ છતાં તે દૂર કરવામાં આવ્યો, વધુ ઉપયોગી કાયદો [તે હતો જેણે સ્ત્રીના વારસાઇ હકને મર્યાદામાં બાંધી લીધો પણ પ્રજામત આ વિચાર સાથે સંમત થયો ન હોતો અને હરેક બહાને તેનો અમલ થતો અટકયો હતો.

આ વિવાહ વિધિનું એક બીજું પણ પરિણામ હતું. આ સાંસારિક લગ્ન ઉભય પતિ પત્નીની અનુમતિને લીધે થયેલાં હોવાથી બંને જણના સુખ અને હિતને વાસ્તે બંને પક્ષોની સારી અને શુભ લાગણી અરસપરસ અવસ્યની હતી.

એ વિવાહ વર વધૂમાંથી ગમે તે તોડી શકતા અને તે વખતના વ્યભિચારી આચારે પુનર્લગ્નની છૂટ આપી હતી. અને એતો શંકા વિનાની વાત છે કે આ વખતમાં વિવાહની ફરજો ઘણી બેદરકારી રીતે પળાતી આપણને પ્લુટાર્કના જીવન ચરિત્રમાંથી જણાઈ આવે છે. પોતાની પ્રથમ સ્ત્રીને વધુ પહેરામણીની આશાથી તરછોડી હતી tugnstuo એ Livia જ્યારે સગર્ભા હતી ત્યારે તેના ધણીને તેનો ત્યાગ કરવાની ફરજ પાડી હતી. એવા હેતુથી કે તેને પરણી શકે એ into પોતાની સ્ત્રીને તેણીના બાપની સંમતિથી તેના મિત્રને પરણવા આપી હતી અને તેના મરણ પછી પાછો પોતે પરણ્યો હતોMaceures એ વારંવાર પોતાની સ્ત્રીને પરણીને તરછોડી હતી તેની સ્ત્રી અખાડાની રમત તેની રજા વિના જોવા ગએલી હોવાથી તજી દીધી હતી. અને જ્યારે તેને પૂછવામાં આવ્યું ત્યારે એવો બચાવ કર્યો હતો કે મારા ઉપાસકો નૂતન છે પરંતુ તેઓ દુઃખ આપે છે તે મારા સિવાય કોણ જાણે.

તેવીજ રીતે સ્ત્રીઓ પણ પોતાના ધણીનો ત્યાગ કરવામાં જરા પણ પુરૂષ કરતાં પછાત નહોતી. આ અનિષ્ટ પરિણામ વિષે બહુ ખેદ પૂર્વક ભાષામાં બોલનાં જણાવ્યું છે

કે રોમમાં વિવાહોચ્છેદ એટલી નિર્લજ્જતાએ પહોંચ્યો હતો કે કેટલીક એવી સ્ત્રીઓ હતી કે જે તેઓના વર્ષ તેઓએ બદલાવેલા ભર્તાર ઉપરથી ગણતી પરંતુ એક દ્રષ્ટાંત જે સાહિત્યમાં તદન અપ્રતિમ છે અને જે વિષે Agoromiડ તે પ્રમાણે રોમમાં એક એવું દંપતિ યુગલ હતું કે જેમાં સ્ત્રીનો ધણી ૨૯મી વખતનો અને ધણીની તે ૨૧ માં વખતની પત્ની હતી. અલબત્તા આ વિરલ દ્રષ્ટાંતો છે, પરંતુ એ તો સત્ય છે કે લગ્નની કાયમતા આથી બહુ જવાબદાર છે તે સમજી શકાય તેમ છે. પરંતુ પ્રજામત જરા અધિક શુદ્ધ હતે તો વિવાહોચ્છેદનો હક જરા ડહાપણથી બન્ને પક્ષોની નીતિને બીગાડયા વિના આપી શકત.

આપણે આગળ જોયું છે કે સ્ત્રીનો ત્યાગ કરવાનો હક જે પતિ પ્રજાસત્તાક રાજ્યમાં ભોગવતો હતો તે પ્રજામતની અડગતાને લીધે કવચિતંજ ઉપયોગમાં લેવામાં આવતો. પરંતુ એ પણ નિર્વિવાદ છે કે આમાંથી કેટલાક સાધુ પુરૂષો કે જેના ચરિતો અનેક વિવાહથી કલંકીત થયા હતા તેઓ પોતે પણ સમય અને સમાજની અસરથી જો પ્રથમ વિવાહ કાયમનોજ ગણાતો હોત તો પણ તેઓ ગુપ્ત રીતે દુરાચારીપણામાંજ જીવન ગાળત.

અને આ પ્રમાણે અનીતિની છોળોથી આખું રોમ છવાઇ ગયું હતું અને કાયદાની બધી કરામત છતાં પણ અનીતિ સાંસારિક જીવનમાં પેઠીજ હોત. બહુજ બીગડેલ વખતમાં વિવાહોચ્છેદ અટકાવનારા કાયદાઓએ કુટુંબ ની શુદ્ધિ કાંઇ જાળવી રાખી નથી, અથવા તો વિવાહોચ્છેદના રોમમાં હસ્તી ભોગવતા અતિશય છુટાપણાએ સ્ત્રીમાં બહોળા વિસ્તારના સદ્દગુણને અટકાવ્યો નથી. અપૂર્ણ.




### પ્રકરણ ૧ લું.

### " શત્રુનાં પંજામાં સુંદરી "

સૂર્ય ભગવાન પોતાને સ્થાને જવાની તૈયારી કરી રહ્યા હતાં. પક્ષીઓ ઝડપથી પોતાના માળા તરફ ગમન કરી રહ્યાં હતાં ગાયો બકરાં ભેંસો વીગેરેના ટોળાં તેમના માલીકને ઘેર જવાને ઝડપથી ચાલ્યાં જતાં હતાં તેઓની પાછળ ભરવાડ રખેવાળો ખભે લાકડીઓ મૂકીને ચાલતા હતા. અંતે સૂર્ય ભગવાન નભમાં અદ્રષ્ય થઇ ગયા. ઉન્હો પવન શિતળતાનો ગુણ ધારણ કરી શરીરને સુખ આપવા લાગ્યો. આવા સમયે મનહરપુર નામના નગરની બહાર આવેલી ઝાડીના એકાન્ત સ્થાને એક નાનો મહેલ આવેલો હતો તે મહેલની આસ-

પાસ કેટલાક સૈનિકો ખુલ્લી તરવારે પહેરો ભરી રહ્યા હતા આ મહેલની ત્રણ બાજુએ ગાઢી ઝાડી અને ચોથી બાજુએ નર્મદા સરીતાનો પ્રવાહ વહેતો હતો આ વખતે તે મહેલની ઉપરના એક શૃંગારેલા ઓરડામાં એક સુંદર રમણી નીચું વદન રાખી અશ્રુ વિસર્જન કરતી બેઠેલી હતી. તેનું ગૌર ને ફુટડું મુખ નિસ્તેજ જણાતું હતું તે વારંવાર ગભરાટથી આસપાસ જોઇ સાડીના છેડાથી આંસુ લ્હોતી હતી. એવી રીતે થોડીવાર સમય ગુમાવી તે યુવતી ઉભી થઇ અને તે ઓરડાની બારી ઉઘાડી ખુલ્લા જરૂખામાં આવી સરીતાના પ્રવાહ તરફ જોઇ રહી. ભિષણ અંધકાર પૃથ્વી ઉપર પથરાયો હતો પવનની મંધુરી લ્હેરો આવતી હતી. નદીનું નિર્મળ નીર પત્થરો સાથે અથડાઇ અવાજ કરી રહ્યું હતું. જરૂખામાં ઉભેલી રમણી ઘણીવાર સુધી નદીના વહેતા જળ તરફ જોઇ રહી અંતે એક નિઃશ્વાસ નાખી મન સાથે બોલી હાય ? દુરાત્મા અંધકારસિંહ આજે આવશે ને મારો વિચાર પુછશે હા ? તે વખતે હું તેને શું જવાબ આપું ? આજકાલ કરતાં કેટલા એક દિવસથી તેને સમજાવી દુઃખમાં દિવસો નિર્ગમન કરૂં છું. હે પ્રભુ ? જો મારા ભાગ્યમાં આવું દુઃખ લખાયેલું હતું તો મને શા માટે રાજ્ય કુળમાં જન્મ આપ્યો. પ્રભુ દયા કરો પાપીના પંજામાંથી આ ગાયને છોડાવો પાપી અંધકારસિંહ તું મનુષ્ય નથી પણ રાક્ષસ છે, રાજાના અવતારમાં ક્રૂર કર્મ કરનાર નરાધમ છે. હે દુષ્ટ રાજા આનો જવાબ આપવો તને ભારે થઇ પડશે. તું એમ સમજતો હોઇશ કે દારૂણ દુઃખમાં દબાવવાથી આ કુમુદિનિ તારી પશુવૃત્તિને તાબે થશે પણ ના, ના, તું ભૂલે છે. આ પુષ્પા પ્રાણ કરતાં ધર્મને વધારે શ્રેષ્ઠ સમજે છે. આમ બોલતી તે બાળા માતાપીતા વીગેરે સ્નેહી જનોને યાદ કરી રડવા લાગી તેણે ઘણીવાર સુધી રૂદન કરી હૃદયને હલકું કર્યું તે પછી આંસુ લ્હોઇ પુનઃ આત્મગત બોલી અરેરે હું અહીં છું તેની કોઇને શી રીતે ખબર પડે મ્હારા માતપીતા વગેરે તો એમજ સમજતાં હશે કે કુમુદિની મરી ગઇ હશે પણ ના, ના, હું જીવું છું પાપીના કારાગૃહમાં દુઃખના દીવસો ગુજારૂં છું શૂરસિંહ વ્હાલા ? ત્હમે ક્યાં હશો. વ્હાલા એક વખતતો અહીં આવો અને આ દુઃખીઆરીના દેદાર નિહાળો. આ કુમુદિની તમારી આશાએજ અદ્યાપિ પર્યંત જીવન ધારણ કરી રહી છે. હૃદયાત્મા આશ્વાસન આપે છે કે શૂરસિંહ અવશ્ય તારો ઉદ્ધાર કરશે. વ્હાલા તુંજ આ કુમુદિનીના પ્રેમની ખાતર આખરે તે દુષ્ટને દંડ દેવા તૈયાર થઇશ મારો આધાર ફક્ત તુંજ છે. મને સ્વપ્નામાં પણ તારા આવવાના ભણકાર વાગે છે. આ કાન તારા મનનોધ્વની સાંભળવાને આતુર થઇ રહ્યા છે આ ચક્ષુઓ તારા માર્ગની પ્રતિક્ષા કરી રહી છે. વ્હાલા ? મ્હારા ઉદ્ધારક દેવ ? આવ અને આ કસાઇના કારાગૃહમાંથી મને મુક્ત કર, આમ બોલતી તે બાળા આંખમાંથી અશ્રુ વહેવરાવવા લાગી શૂરસિંહ આ છેલ્લી રાત્રી છે. ત્હારી કુમુદીની થોડા સમયની મહેમાન છે. હમણાં તે દુરાત્મા આવશે અને તે તેની નીચ વૃત્તિ જણાવશે કે તુર્ત આ કુમુદિની પ્રાણનું વિસર્જન કરશે. હાય ? મ્હારા વ્હાલા તારોને મારો મેળાપ હવે સ્વર્ગમાં થશે. કહી તે બાળાએ ઉંચી દ્રષ્ટિ કરી એક ગાઢ નિશ્વાસ નાખ્યો. તેણે આસપાસ નજર કરી ઘોર અંધકાર વ્યાપેલો હતો. આકાશમાં વર્ષાદ છવાયો હતો વીજળીના ચમકારા થતા હતા. પવન પાણીના મોજાંને ઉંચે ઉછાળતો હતો આવું જોઇ તે બાળા બોલી ઉઠી ભયંકર કાળી રાત્રી તું મને ઘણીજ પ્રિય લાગે છે આ દુઃખી કુમુદીની તારા ભિષણ અંધકારમાં સદાને માટે અદ્રશ્ય થવાને ઇચ્છે છે.

પણ મનમાં વ્હાલા શૂરસિંહને ફક્ત એકવાર જોવાની પ્રબળ ઇચ્છા ઉપ્તન્ન થાય છે. હાય ? શું કરૂં ? મને કંઈ સમજ પડતી નથી. હા મારી આ શું દશા ? રાજ કન્યા કુમુદકુમારીની આ કેવી કંગાલ દુર્દશા વીગેરે વિચારોને મનમાં સ્થાન આપતી તે બાળા ડસકાં પર ડસકાં ભરી રડવા લાગી તેનાં ડસકાંના અવાજથી પાસેના ઓરડામાં નિદ્રાવશ થયેલી એક યુવાન સુંદરી જાગી ઉઠી. તે તત્કાલ ઉભી થઇને જરૂખામાં આવી ઉભી રહી તેને જોતાંજ કુમુદીનીએ મોટેથી રડી દીધું તેને આશ્વાસન આપતી તે રમણી કહેવા લાગી બ્હેન શું આવી રીતે રડવાથી તારૂં દુઃખ ઓછું થશે. માટે શાંત થા પ્રારબ્ધમાં લખાએલું દુઃખ ભોગવ્યા સિવાય છૂટકો નથી બ્હેન ધીરજ ધર. રડીશ નહિ કહી તે રમણી તેની પાસે બેઠી અને તેનાં અશ્રુ લ્હેવા લાગી કુમુદીની તેના ખભાપર માથું નાંખી રડતે રડતે કહેવા લાગી નિર્મળાબ્હેન હું શું કરૂં ? આ જીવન હવે ઝેર જેવું લાગે છે. વખત જાય છે તેમાં પાપીના આવવાના ભણકારા વાગે છે, મારા પ્રારબ્ધમાં સુખ લખાએલું નથી તેમ મારાથી હવે પાપીનો ત્રાસ પણ સહન થતો નથી નિર્મળા બ્હેન કહે મારે હવે શું કરવું ? ધીરજ અને ઇશ્વર પર શ્રદ્ધા રાખ્યા વીના હવે છૂટકો નથી બ્હેન તું જાણે છે કે મને પણ તે નરાધમે મારા સ્વજનથી વિખુટી પાડી અહીં પુરી રાખી છે. તુંજ વિચાર કરને કે તે ચંડાળે મારી ઉપર જુલમ ગુજારવામાં કંઈ પણ બાકી રાખ્યું છે. માટે હવે તો ધીરજધરીને રહેવું ગભરાવાથી કંઇ વળનાર નથી આપણે દુઃખી છીએ. તે ઇશ્વર જાણે છે. તે અવશ્ય આપણને પાપીના કોપમાંથી બચાવશે. કારણકે તે પરદુઃખ ભંજન છે. નિર્મળાએ કુમુદીનીને શાંતિ આપી. બ્હેન આટલા દિવસતો ગમે એમ કરીને ગુજાર્યા પણ આજે આત્મહત્યા કર્યા વિના છૂટકો નથી જો તેમ નહિ થાય તો આજે અવશ્ય મારા શિયળનો ભંગ થશે ધર્મનો નાશ થતાં મરણને મળવું લાખે દરજ્જે ઉત્તમ છે કહી કુમુદીની નિર્મળાની સામે જોઇ રહી નિર્મળા પણ શું કરવું તેના વિચારમાં પડી.

રાત્રીના બીજા પ્રહરનો સમય થઇ આવ્યો હતો સર્વત્ર શાન્તિ છવાએલી હતી આકાશમાં છવાએલો વર્ષાદ ધીમે ધીમે વરસતો હતો વિજળીઓના ચમકારા ઉપરા ઉપર થતા હતા આવા ભયંકર સમયે નર્મદા નદીમાં તીર વેગે એક મચ્છવો ચાલ્યો આવતો જણાયો. થોડીવારમાં તે મચ્છવો કીનારે આવ્યો તેમાં એક નાનું પણ તેજદાર ફાનસ સળગતું હતું તેના પ્રકાશમાં બે માણસો બેઠેલા જણાયા તેઓએ મછવાને બરોબર મહેલની પછીત સામે લાવીને અટકાવ્યો. તુરત એક બળવાન બાંધાનો યુવાન નીચે ઉતર્યો તે યુવકનું સઘળું શરીર કાળા વસ્ત્રોથી ઢાંકેલું હતું મોઢા ઉપર બુકાની બાંધેલી હતી તેનો દેખાવ ઘણો ભયંકર દેખાતો હતો તેણે થોડીવાર મહેલની સામે જોયા કર્યું એટલામાં તેના સાથીદારે તે યુવકને કહ્યું કેમ તે મહેલ આજ કે ? હા, કહી તેણે પોતાના ઝભ્ભામાંથી એક નાનું ફાનસ કાઢયું અને તેની કળ ફેરવી, તેનો પ્રકાશ મહેલની ઉપરના ભાગમાં ફેંકયો જરૂખો જોતાંજ તેણે આનંદથી તેના સાથીને કહ્યું-ભાઇ, કામ પાર પડશે. તો ભાઇ વાર ન કરતા તમો જલ્દી ઉપર ચઢી કામ પૂરૂં કરી આવો હું અહીં ઉભો છું એમકહેતો તે માણસ મછવામાંથી એક સીડી બહાર કાઢી મહેલની પછીતે ગોઠવી. કિનારે ઉભેલ માણસ જાઉં છું કહેતો સીડી ઉપર ચઢવા લાગ્યો અને થોડા સમયમાંજ ઉપર ચઢી જરૂખામાં આવીને ઉભો. તેના આવવાના અવાજથી બન્ને બાળાઓએ ચમકીને ઉંચે જોયું તેઓ એકા એક ત્યાં આગળ એ ભયંકર દેખાવના માણસને ઉભેલો જોઇ ભયથી ધ્રુજવા લાગી.

તેઓની આવી સ્થિતિ જોઇ તે આવનાર માણસે ધીમેથી કહ્યું તમે મારાથી જરાએ બ્હીશો નહિ હું શત્ર નથી પણ મિત્ર છું ! આવા ભયંકર સ્થળે અમારો મિત્ર કોઇ નથી તમો અમોને ઠગો છો નિર્મળાએ ગભરાઇને કહ્યું, હું તમારો મિત્ર છું કે શત્રુ છું તે ની તમને હમણાંજ ખબર પડશે પણ તે પહેલાં મને જણાવો કે અહીં હાલમાં કેટલાં માણસ છે. આવનાર વ્યક્તિએ કહ્યું, આ મહેલમાં અમારા શિવાય બીજું કોઇ નથી પણ મહેલની નીચે અસંખ્ય ચોકીદારો પહેરો ભરે છે. નિર્મળાએ જણાવ્યું વારૂં ત્યારે તમે ઉભાં થાઓ અને જલ્દીથી મારી સાથે નીચે ઉતરો. ભાઇ આપ જણાવો તો ખરા કે આવા ભયંકર સ્થળે અમારો ઉદ્ધાર કરતા આપ કોણ છો નિર્મળાએ ચકીત રીતે પૂછ્યું.

હું કોણ છું તે તમો ઓળખી શકશો નહિ પણ તમારી સખી મને ઓળખી શકશે તે માણસે કુમુદકુમારી સામે હાથ લંબાવી કહ્યું બ્હેન કુમુદ જો તો ખરી આ કોણ છે નિર્મળાએ પૂછ્યું

હું આવા બિપણ અંધારામાં કેવી રીતે ઓળખી શકું? બ્હેન પણ તેમનો અવાજ પરિચિત લાગે છે. અને તેથી આ જીવ સંભ્રમમાં પડે છે કુમુદીનીએ જણાવ્યું વ્હાલી કુમુદ વ્યાકુળ મનને શાંત કરો અને મારા સામું જુઓ કે હું કોણ છું એટલું કહેતાં તે વ્યક્તિએ પુનઃ ફ્રાનસ બહાર કાઢી પોતાની સન્મુખ સામે જોતાંજ કુમુદકુમારી આનંદ સાથે બોલી ઉઠી હા પ્રભૂએ મારી વિનંતિ સ્વિકારી. અંતે મહારો ઉદ્ધારક આવી પહોંચ્યો વ્હાલા શૂરસિંહ આ ભયંકર અને બિહામણા સ્થળેથી મ્હારો ઉદ્ધાર કરો. વ્હાલા ચાલો પાપીને આવવાનો સમય થઇ ગયો છે. કહી કુમુદીની શૂરસિંહના કંઠે વળગી પડી. નિર્મળાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ તે બન્નેના મોં સામું જોઇ રહી, શૂરસિંહના કંઠે વળગેલી કુમુદીની રૂદન કરવા લાગી. શૂરસિંહે તેને રૂદન કરતી અટકાવી કહ્યું વ્હાલી કુમદી આવી રીતે આક્રંદ શા માટે કરો છો. શાન્ત થાઓ હવે આપણને કોઇ જાતનો ભય નથી. વ્હાલા હવે આપણે નીચે ઉતરી જઇએ દુરાત્માને આવવાનો સમય થયો છે કહેતી કુમુદીની નીચે જવાની ઉતાવળ કરવા લાગી. કુમુદ નિર્ભય રહો. એવા ચંડાલને પાપીને શિક્ષા કરવા આ વીર શક્તિમાન છે. કહેતો શૂરસિંહ નીચે ઉતરવાની તૈયારી કરવા લાગ્યો તેણે પ્રથમ નિર્મળાને નીચે ઉતરવાનું કહ્યું નિર્મળા નીચે ઉતરી ગઇ. શૂરસિંહ કુમુદકુમારીનો હાથ પકડી સીડી તરફ ચાલ્યો એટલામાં એક કદાવરને મજબુત બાંધાનો માણસ ત્યાં દોડી આવ્યો અને બન્નેને અટકાવી બોલી ઉઠયો, ખબરદાર? એ સિંહની ગુફામાં આવનાર ચોર ઉભો રહે. તેના અવાજથી શૂરસિંહે ચમકીને તેની સામે જોયું. કુમુદીની તો તેને ઓળખતાંજ ભયંકર ચીસ પાડી બોલી ઉઠી. હા. મગણ નજીક આવી પહોંચ્યું. કહેતી થરથર ધ્રુજવા લાગી. કુમુદ હિમ્મત ધર અને શૂરસિંહના બળનુ અવલોકન કર. હું હમણાજ આ ગરીબ ઘેટાને બોલતું બંધ કરી દઉં છું

આવનાર માણસે ગુસ્સાના આવેશમાં કંપતો હતો તેની મુખમુદ્રા જોઇ શૂરસિંહે કહ્યું. તારો ક્રોધ વૃથા છે જો જીવવાની આશા હોય તો પાછો ચાલ્યો જા, તેના શબ્દો આવનાર માણસને હાડોહાડ લાગી આવ્યા તે ગુસ્સામાંજ બરાડી ઉઠયો સિંહના શિકાર માં હાથ નાખનાર ચોર હવે તારૂં આવી બન્યું છે. પણ તે પહેલાં તું જવાબ કે તું કોણ છે અને આ મહેલમાં ચોરની માફક આવવાનું કારણ શું છે?

એ નરાધમને અત્યાચારી રાજા હું તને ઓળખું છું મને ત્હારી પરવા નથી, ત્હેં આ નિર્દોષ બાળાને અત્યંત અસંતોષી છે. ત્હારાં પાપ અપાર છે. તું ઇશ્વરનો ગુન્હેગાર છે.

બોલ બીજું કાંઇ પૂછવું છે. એ હરામખોર હવે તું કદાપી જીવતો જનાર નથી, ત્હેં એક બળવાન રાજાનું અપમાન કરી હાથે કરી મ્હોત માગી લીધું છે પણ મરતાં અગાઉ જણાવ કે તું કોણ છે? અને કયાંથી આવ્યો છે? ત્હારા જેવા દુષ્ટ અને ઘાતકી રાજાને દંડ દેનારછું, અને નિર્દોષને બચાવનાર છું, એ વિષયાંધ રાજા? ખરેખર તારા નામ પ્રમાણે તારામાં ગુણ છે. ત્હેં અનેક રાજાઓનાં રાજ્યો પાયમાલ કર્યાં છે અને અનેક કોમળ બાળાઓનાં સતીત્વ નષ્ટ કર્યાં છે, અરે આ તો મારૂં અપમાન કરનાર પણ હમણાંજ હું તેની ખબર લઉં છું. એમકહેતો નીચે પહેરા ભરતા સીપાઇઓને બુમ પાડવા મુખ ઉંચું કર્યું. અપૂર્ણ

ખડગપુર. વિઠ્ઠલદાસ આર. વૈદ્ય.
B. N. Ry.

# સ્ત્રી અધિકાર અને તકરારી પ્રશ્નનો ખુલ્લાશો.

જેમ પુરૂષો પોતાના અધિકારમાં પોતાનો દરજ્જો પહેલે નંબરે ભોગવે છે. તેમ અમે સ્ત્રીઓ પોતાનો અધિકાર પોતાનો દરજ્જો પહેલા નંબરે શા માટે ન ભોગવી શકિએ. પુરૂષોને પોતાના અધિકારમાં રહી કાર્ય કરવાનો હકક છે. તેમ આપણે સ્ત્રીઓએ પણ પોતાના અધિકારમાંજ રહી પોતાના કાર્યો કરવા માટે હકક છે. હું આધુનિક યુગના પ્રવાહમાં **સમાન હકની** સાથે તણાવવા માંગતી નથી તેમ સમાજમાં કેટલાક સમયથી સંયોગને લઇ પેસી ગયેલી આ હલકી ભાવના કે સ્ત્રી તો માત્ર ગુલામજ છે. એને કશો અધિકારજ નથી. એ વાકયને પણ માન્ય કરી શકતી નથી. નિશ્ચય અને વ્યવહાર એ બેમાં આપણે માટે કયો માર્ગ પ્રથમનો છે? તે પહેલાં નિર્ણય થવો જોઇએ. તેમાં ધર્મશાસ્ત્રને કોઇ પણ રીતે હરકત આવવી નહિ જોઇએ.

આ સંબંધમાં જો તપાસ કરીશું તો જે, આત્મા પુરૂષ શરીરમાં છે તે સ્ત્રીના શરીર આત્મા કરતાં પોતાના કર્માનુસાર ઉંચ નીચ દશાને તે ભલે પામો. પણ આત્મા સ્ત્રી નથી, પુરૂષ નથી તેમ નપુંસક પણ નથી. પોત પોતાના કર્માનુસાર ઉંચ નીચ ગતિમાં ભ્રમણ કરનારો આ અનંત શકત્યાત્મક આત્મા છે આ બાબતમાં તો કોઇને પણ બોલવા જેવું નથીજ. હજારો ને લાખો દાખલાઓ આપણી આગળ પ્રત્યક્ષ છે. એક સ્ત્રી એવી કરણી કરી શકે છે કે જે પોતાના પતિ કરતાં પહેલાં પરમપદને મેળવી શકે છે. અને પુરૂષ પોતાની કરણી વડે નરકમાંજ ગોથાં ખાયા કરે છે.

ધર્મ કૃત્યમાં જો ચાહે તો પુરૂષ હોય અથવા સ્ત્રી હોય તે પોતાની આત્મભાવનાં વડે ઉંચામાં ઉંચો દરજ્જો મેળવી શકે છે. તો પછી સ્ત્રીમાં રહેલો આત્મા અનધિકારી છે. એમ

માનવામાં શું ભૂલ નથી થતી! હા હવે વ્યવહાર દ્રષ્ટિમાં આપણે માટે શાસ્ત્રે કયો માર્ગ બતાવ્યો છે. અને સમાજ કયો માર્ગ ગ્રહણ કરી રહ્યો છે આપણે ધર્મશાસ્ત્રમાં જોઈશું તો બે માર્ગ છે. સંસારથી સર્વથા ત્યાગી સાધુ પુરૂષોનો માર્ગ અને સંસારમાં રહીને ગૃહસ્થાશ્રમ ધર્મનો માર્ગ એ બે માર્ગોમાં સ્ત્રી પુરૂષોને કયે કયે ઠેકાણે જુદા જુદા પાડયા છે અને કયે કયે ઠેકાણે સાથે રાખ્યા છે એ આપણે હવે જોવાનું છે.

ત્યાગ માર્ગની વાત મ્હારા અધિકાર બહારની હોવાથી તે માટે હું કાંઈ પણ લખવા માગતી નથી. પરંતુ ગૃહસ્થાધર્મની બાબતમાં જે મ્હારા વિચાર છે તે પ્રગટ કરવા માગું છું. ગર્ભધાન સંસ્કારથી માંડીને સોળસંસ્કારોમાં પ્રથમ વિચાર કરો અને તપાસો કે કયા સંસ્કારમાં સ્ત્રીને માટે અંતર રાખવામાં આવ્યું છે જો માતાના ગર્ભમાંથી ઉત્પન્ન થતાની સાથેજ **કન્યા જન્મી** છે એ સાંભળી માબાપોના ચહેરા ઉપર શોકની છાયા છવાઇ જતી હોય તો શું તે ધર્મશાસ્ત્રથી વિમુખ નથી! કર્મના નિયમને માનતા નથી! કન્યા જન્મી તે પથ્થરો જન્મી એવી ભાવનાને માટે ગુન્હેગાર તો નથી! એ ભાવના પુરૂષોને કર્મ બંધન કર્તા નથી? આ ભાવના વાળાઓએ જીવન પર્યંત કુમારા રહેવાની અને જીવન પર્યંત બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા લીધી છે। જેમણે જીવન સુધી બ્રહ્મચર્યની બાધા લીધી છે તેઓ પોતાની માતામાં પુજ્યબુદ્ધિ રાખવાને માટે અધિકારી છે કે નહી। કારણ કે તેઓ પણ એક સમયે પથરા રૂપે જન્મેલી કન્યા જે સમયે જતાં સ્ત્રી ધર્મમાં આવી તમારો જન્મ આપનારી માતા બની છે.

માતાની ભકિત માટે શાસ્ત્રકારોએ શું કહ્યું છે. અને તીર્થંકરો એ શું શું કર્યું છે. તે વિચાર કરવા લાયક છે સ્ત્રી સર્વથા ગુલામડીજ છે. નિર્બીજ છે એને માટે અધિકારની વાતજ નથી. એવી ભાવનાવાળા લોકોને અમારે એટલુંજ પૂછવાનું છે કે અમે અમારા કર્માનુસાર નિંદ્ય નીચ ગુલામ કે અનધિકારી છીએ કે તમારા કહેવાથી? યદિ તમે તમારા કહેવાથી એમ માનતા હો તો અમને તમારા ઉપર દયા આવે છે. અને કર્માનુસાર માનતા હો તો પછી અમારા આત્મ અધિકાર વચ્ચે તમને ગુલામ અને અનધિકારી કહેવાનો શો હક છે! ગૃહસ્થાશ્રમ ધર્મ નારી વિના ચાલી શકે નહિં. અને એ નારીને તમે ગુલામ અને અનધિકારી માનો એ કયાંનો ન્યાય હાલમાં જયાં જુઓ ત્યાં ન્યાયને કોરે મૂકી ધર્મને કોરે મૂકી, અને શાસ્ત્રને કોરે મૂકી સ્ત્રીઓની નીંદામાંજ કમર કસી રહેલા લોકો સંસાર યાત્રા સુખરૂપ કરવા ચાહે છે પણ તે સુખરૂપ થવી અસંભવિત છે. સ્ત્રી દશાની અવગણના અને હીનતાજ આ વર્તમાન સમયમાં સમાજને દુઃખમાં નાંખી રહી છે અને એના કરતાં વધારે દુઃખી થશે જ્યાં સ્ત્રીની નિંદા છે ત્યાં લોકો પોતાની માતાની ફરજ ભૂલે છે, માતાની ભક્તિ ભૂલે છે માતાનો ઉપકાર ભૂલે છે માતાનો પ્રેમ ભૂલે છે. માતાઓની નિંદા કરનાર કેમ સુખી થઈ શકશે એ વિચારવાનું છે. હું કહી રહી છું કે સ્ત્રીને પોતાના અધિકારમાંજ કાર્ય કરવાનું છે. પણ પુરૂષોથી નીચ અને હલકી તો ગણાવાનું નથી નથીને નથીજ. મ્હારા આ લેખનો મુખ્ય હેતુ એજ છે. બાલ્યાવસ્થામાં અમારે માતપિતાની આજ્ઞામાં રહેવું છે. પણ એમાં અનધિકારી છીએ એમતો નથીજ.

યુવાવસ્થામાં પોતાના પતિને સર્વસ્વ માની તેની મન વચનકાયાથી સેવા કરી પોતાની ફરજ બજાવી તેની આજ્ઞામાં રહેવું છે

વૃદ્ધાવસ્થામાં પોતાના બાલકોની સારવાર કરતાં કુટુંબનું પાલણ પોષણ અને રક્ષણ કરતાં જીવન વ્યતિત કરવાનું છે, પણ અનઅધિકારી નીચ યા નિંદ્ય તો નથીજને. દૈવવિશાત્ પૂર્વ કર્મના ઉદયને લીધે કદાચ વૈધવ્ય દશા પ્રાપ્ત થાય તો અમે પ્રભુસાક્ષીએ અમારા આત્મ ધ્યાનમાં સેવા કરતાં આગળ વધીશું, પણ અનધિકારી કે નિંદ્યતો નથીજ.

અમારા ધર્મકાર્ય વચ્ચે આડા આવવાને પુરૂષો પોતાને અધિકારી માનતા હોય તો તે ભૂલે છે સ્ત્રીઓ પોતાના અધિકારોને ભૂલે તો તે પોતે ગુન્હેગાર છે તેની સજા તેમને મળવી જોઇએ, પણ સ્ત્રીઓના અધિકાર ઉપર પુરૂષોને ત્રાપ મારવાનો કશો અધિકાર છેજ નહિ અને હોય પણ શકે નહિ મ્હારો કહેવાનો એ હેતુ નથી કે સ્ત્રી ગમે તેમ આડે રસ્તે વર્તતી હોય તો પણ પુરૂષે કંઇ ન કહેવું ? એ તો સ્વાલજ જુદો છે. જે સ્ત્રીઓએ પોતાનો ધર્મ સમજ્યો છે અને ગૃહ સંસારમાં પોતાની ફરજો અદા કરવા પતિવ્રતા ધર્મ સ્વીકાર્યો છે તે સ્ત્રી પોતાના અધિકારો મેલવવા માટે પુરૂષોથી પાછી કોઇ કાલે પડે નહિ અને પાછી પડે તો તે પોતાના આત્માની ગુન્હેગાર ઠરે છે. પુરૂષોની બીકથી પોતાના ધર્મનો ત્યાગ કરવો એ આત્મહિંસા છે.

સ્ત્રીના મોહથી કે વિષયા શકિતને લીધે જો પુરૂષ પોતાના અધિકારોને છોડે તો તે પણ નિંદ્ય અને નીચ તથા સર્વ રીતે સંસારમાં રહેવાને અનધિકારી છે. સંસારમાં તમામ વ્યવહારિક તેમજ ધાર્મિક કાર્યોમાં સ્ત્રીની આવસ્યકતા સાથે ને સાથે જણાયછે અને કાર્યમાં પણ સમાનતાજ લાગે છે.

જુઓ—પ્રભુની પૂજામાં જરા ધ્યાન દો પ્રતિષ્ઠા સમયે શું થાય છે તે જરા વિચારો તીર્થયાત્રામાં જતાં શું કહેલું છે તે યાદ કરો.

ગુરૂવંદન આદીમાં કેમ કરવાનું છે, વ્રત આદી લેવામાં બંને મલી કેવી રીતે ક્રિયા કરવાની છે એ સર્વ તપાસો. લગ્નનાં પ્રસંગમાં, ગૃહકાર્યમાં, અને તમામ વ્યવહારિક કાર્યોમાં સ્ત્રીઓનો અધિકાર કયાં નથી એ જરા વિચાર કરો અને પછી અનધિકાર ઠરાવો.

# માત પિતાની સેવા શા માટે કરવી જોઇએ.

જગતની વિચિત્રતા જાણવાને માટે ઝીણુંમાં ઝીણી બુદ્ધિ વાપરવી પડે છે. જાડી બુદ્ધિથી જગતની યથાર્થ સ્થિતિ ગ્રહણ થઇ શકતી નથી. જાડી બુદ્ધિથી જગતની સાથે વર્તનારાઓનું સર્વસ્વ નષ્ટ થઇ જાય છે, દુનિયાની અંદરની રચના અને 'બહારની' રચના જુદા પ્રકારની હોય છે જાડી બુદ્ધિના ધણી દુનિયાંના બહારના સુંદર દેખાવથી મોહિત થઇ જાને પોતાના ધન તથા જીવનનો નાશ કરી નાંખે છે. દુનિયાનું અંતરંગ માયાવી પ્રપંચી ખોટું અને અહિતકર હોય છે. દુનિયાના ઉપર ભરોંસો રાખનારને અંતમાં અનેક પ્રકારના કષ્ટ વેઠવાં પડે છે માટે દુનિયામાંજ રહીને જેણે પોતાનું જીવન આનંદમય તેમજ આદર્શમય બનાવવું હોય તેને પોતાની ઝીણામાં ઝીણી બુદ્ધિ વાપરી હંમેશાં સાવધાનીપણે દુનિયાની સાથે વર્તવાની ખાસ જરૂરત છે,

દુનિયાની સાથે સંબંધ ધરાવનારને દુનિયાના મનુષ્યો સાથે અનેક પ્રકારના સંબંધો જોડવું પડે છે. આ સંબંધો ત્રણ ભાગમાં વ્હેંચાઈ જાય છે. એક તો માતા પિતા આદિ સગપણનો સંબંધ. બીજો કોઇપણ જાતના સગપણ વગર મિત્રતા અથવા પરસ્પર સ્નેહથી થયેલો સંબંધ. અને ત્રીજો સામાન્યપણે દુનિયાના દરેક વ્યક્તિ સાથે કોઇપણ કામ પ્રસંગે વ્યવહારથી કરવામાં આવતો સંબંધ. આ ત્રણે પ્રકારના સંબંધનું સારી રીતે જ્ઞાન કરીને દુનિયામાં મુસાફરી કરવાથી કોઇપણ પ્રકારની આપત્તિ વિપતિ અથવા તો કોઇપણ પ્રકારનું કષ્ટ કે દુર્દશાને આધિન થવું પડતું નથી. પરલોકનો ત્યાગ કરી શુભ કૃત્યના ઉદયથી આ મનુષ્ય લોકમાં અવતરનાર પ્રાણીને પૂર્વે બતાવેલા ત્રણે પ્રકારના સંબંધો અનુક્રમે થાય છે, પ્રથમ સગપણનો સંબંધ થાય છે આ સંબંધ મરણ પર્યંત છુટી શકતો નથી. જ્યારે આ જીવ પહેલ વ્હેલા અવતરે છે, ત્યારે સગપણના સંબંધમાંથી પહેલો સંબંધ માતા પીતાનો થાય છે, આ સંબંધ ઘણોજ નિકટનો અને દૃઢ હોય છે. આ સંબંધમાં સ્નેહની માત્રા અધિક હોય છે. માતા પીતાઓ પોતાના સંતાનના સુખ માટે પોતાની જીંદગી દુખમય બનાવવા નિરંતર ઉત્સાહવાળા રહે છે પોતાના સંતાનની સુખમય સ્થિતિ જોવા હંમેશાં આતુર બન્યા રહે છે. પોતાના સંતાનને સુખી જોઇને પોતાની દારિદ્રમય અત્યંત ચિંતાધિમય સ્થિતિને ભુલી જાય છે અને પોતાને પરમ સુખમય સ્થિતિમાં જુએ છે કદાચ પોતાના પુત્ર પુત્રીની દુખમય સ્થિતિ જુએ છે તો પોતે શ્રીમંત તથા દરેક પ્રકારે સુખી હોવા છતાં પોતાનો આત્મા અત્યંત દુઃખી પામે છે. આ સ્વાભાવિક સંબંધમાં પ્રપંચ કે અહિત બુદ્ધિ લેશ માત્ર પણ હોતાં નથી. માતાપીતા પોતાના સંતાનોનું ખરા જીગરથી ભલું ઇચ્છનારાં હોય છે. અને એટલાજ માટે કહેવામાં આવે છે. કે માતાપીતા તીર્થ સમાન છે. માતાપીતાના ઋણથી મુક્ત થવાને શુદ્ધ ધર્મમાં જોડવા શિવાય બીજો કોઇપણ માર્ગ નથી. કોઇપણ માતાપીતાના દેવામાંથી મુક્ત થવાને સમર્થ નથી. જીંદગી પર્યંત માતા પીતાના દાસ બની જો ચાકરી કરવામાં આવે તો પણ તેમના કરેલા ઉપકારનો બદલો વાળી શકાતો નથી.

આ જીવ પિતા કરતાં માતાના ઉપકારો નીચે વધારે દબાયલો રહે છે. કારણ કે અન્ય ગતિના સ્થાનથી ભ્રષ્ટ થઈ ગયેલા જીવને આ મનુષ્યની ગતિમાં પ્રવેશ કરવાને પ્રથમ આધા-

સ્થૂલ સ્થાન આપનાર માતાજ હોય છે. નિરાધાર જીવને માતા પોતાના ઉદરમાં નવ મહિના સુધી રહેવાને સ્થાન આપે છે માતાના ઉદરરૂપ સ્થાનમાં રહિનેજ આ જીવ મનુષ્ય ગતિમાં યોગ્ય સર્વ સામગ્રી મેળવી રહ્યા પછી મનુષ્ય ગતિમાં સુખે પ્રવેશ પણ માતાજ કરાવે છે. જીવના અવતર્યા પછી પણ તેના જીવનનું રક્ષણ માતાજ કરે છે. અવ્યક્ત દશામાં રહેલા જીવને, અનુકૂળ પોષક પદાર્થ આપવાપોતાનું નિરંતર ધ્યાન રહે છે, પોતાની ઇચ્છા મોઢે બોલી વ્યક્તપણે ન જણાવી શકનાર બાળકના અભિપ્રાય જાણવાને માતા પૂરતું લક્ષ રાખે છે; અનેક પ્રકારનાં શારીરિક તેમજ માનસિક કષ્ટોને વેઠીને પણ માતા બાળકને અવ્યક્ત દશામાંથી કાઢી વ્યક્તદશામાં લાવી મુકે છે. બાળકને વ્યકત દશામાં લાવ્યા પછી પણ માતા નિરંતર તેના હિત અને સુખને માટે પ્રયત્ન કર્યેજ જાય છે, પીતા કરતાં માતાને સ્નેહ તથા લાગણી પુત્ર પુત્રી ઉપર અત્યંત હોય છે. તેનું કારણ એજ છે કે જીવ જે મનુષ્યગતિના પ્રારંભમાં તથા મનુષ્યગતિ યોગ્ય સર્વ સામગ્રી મેળવી આપવામાં પૂર્ણ સહાયક માતા હોય છે. મનુષ્ય ગતિનો ભોમિયો પણ પોતેજ બનાવે છે માટેજ માતાના ઋણથી મુક્ત થવું ઘણુંજ દુર્લભ છે ઘણા જીવો પોતાની મૂર્ખતાને લઇને માતાપીતાની કદર કરી શકતા નથી. સુખ આપવું તો કિનારે રહો પણ નિરંતર અનાદર તથા અવજ્ઞા કરી દુઃખના દરીયામાં હડસેલી મુકે છે. કદાચ માતાપીતા વિદ્યાના અભાવે તેવા પ્રકારની કેળવણીના અભાવે ટુંકી બુદ્ધિવાળા હોય ઓછી સમજવાળા હોય અને તેમનાં સંતાન કેળવાયલા તથા બુદ્ધિશાળી હોય તોતો પોતાના માતાપીતાને પોતાની બુદ્ધિદ્વારા સમજાવીને તેમનાથી કામ લેવું જોઇએ પણ અનાદર કે તિરસ્કાર તો નહી કરવો જોઇએ. માતાપીતાના આચાર વિચાર તથા તેમનું કથન તેમની અજ્ઞાનતાને લઇને કદાચિત આપણને અનુચિત જણાતું હોય તો આપણે લાગણી પૂર્વક તથા વિનય પૂર્વક તેમના સાથે વરતાવ કરીને તેને સુધારવાને પ્રયત્ન કરવો જોઇએ. પણ તેમની ઉપેક્ષા કરી તેમને ધિક્કારી કાઢવા ન જોઇએ, નિરંતર માતાપીતાની આજ્ઞા પોતાના મસ્તક ઉપર ધારણ કરવા ઉત્સાહવાળા રહેવું જોઈએ. કદાચિત અનુચિત આજ્ઞા જણાય તો તો એક વખત આજ્ઞા સ્વિકારી પાછળથી યુક્તિ તથા બુદ્ધિદ્વારા તેમની કરેલી આજ્ઞા અનુચિત તથા નુકશાન આપવાવાળી છે એવું તેમને તેમના ચિત્તની અંદર સારી રીતે ઠસાવી દેવું જોઇએ પણ તેમની આજ્ઞાનો અનાદર તો નજ કરવો જોઈએ. માતા પીતા શું વસ્તુ છે તેનું સ્વરૂપ જાણવાને દરેક પ્રાણીને જીજ્ઞાસુ બનવાની ખાસ જરૂરત છે, જેઓ માતાપીતાના શત્રુ બને છે તેઓ દુનિયાની મુસાફરીમાં કુશળતા મેળવી શકતા નથી. તેઓને પગલે પગલે આપત્તિ વિપત્તિઓ તેમજ અનેક જાતની અડચણો ભોગવવી પડે છે. માતા પીતાનો દ્રોહ કરનાર કૃતઘ્ન પ્રાણી પોતાનું તથા પરનું બગાડે છે. અને દુઃખ તથા નુકશાન કેટલું થાય છે તે સંબંધી ત્હમે વિચાર કરશો તો તમને સ્પષ્ટ જણાઇ આવશે કે તેઓ કેવળ દુઃખ તથા નુકશાનનાજ ભાગી બની શકે છે. ત્હમારી અજ્ઞાનતાને લઇને ત્હમે પોતાનું જીવન આખું દુઃખમય ગાળો છો, ત્હમારા સુખ તથા લાભને માટે આરંભેલા કાર્ય પરિણામે ત્હમને દુઃખ તથા નુકશાનજ આપે છે.

અજ્ઞાન એવી વસ્તુ છે કે પોતાના આશ્રિતોને સુખદાઇ કાર્યમાં દુઃખ અને દુઃખદાઇ કાર્યોમાં સુખ સમજાવી તે તરફ દોરી લઇ જાય છે, જેમ રાહુ સૂર્યના આડો આવી જાય છે તે સૂર્યના પ્રકાશને આવરી લે છે જેથી કરી અન્ય વસ્તુઓને પ્રકાશવામાં અસમર્થ નિવડે

છે તેમજ અજ્ઞાન જે માનવીના આત્મા ઉપર ફરી વળે છે. પછી દરેક વસ્તુનો વિપરિત બોધ કરાવે છે. જેથી કરી માનવીઓ દુઃખના દરિયામાં ગોથાં ખાયા કરે છે.

અજ્ઞાનદશાનો આદર કરવાવાળી બ્હેનોમાં પણ અત્યારે એજ હાલ દષ્ટિગોચર થઇ રહ્યા છે, બ્હેનોને અજ્ઞાન ઉપર આટલો બધો પ્રેમ થવાનું શું કારણ છે તે કાંઈ સ્પષ્ટ રીતિથી જણાતું નથી બ્હેનો અનેક પ્રકારની આપત્તિઓ તથા દુઃખોને ભોગવે છે છતાં અજ્ઞાનનો બહિષ્કાર કરતાં અચકાય છે. વધુ જ્ઞાન મેળવવું તો દુર રહો પણ જે જ્ઞાનવડે પોતાનું જીવન આનંદમય ગાળે અને પોતાને ઉચિત ગૃહકાર્યને સુવ્યવસ્થિતપણે ગોઠવી શકે. તે જ્ઞાનને પણ તે મેળવતી નથી.

**સૌ. જયાબ્હેન,**

---

# જમણવારમાં છાંડવાનો હાનિકારક રિવાજ

**( લેખીકા સૌ. ભુરી ત્રીકમલાલ અમદાવાદ )**

જૈનોની જૈનપુરી તરીકે પંકાએલ ધર્મ અને નીતિના પંથે પ્રયાણ કરતું, વિદ્યા અને કળા વ્યાપારમાં સમૃદ્ધિથી વૃદ્ધિ પામતું શહેર અમદાવાદ જ્યાં લગ્નના પ્રસંગે, સ્વામીવાત્સલ્યના ટાંણે, જમણવારમાં હજારો રૂપીયા છુટેહાથે ખરચાય છે. ત્યાં હોંશ અને ઉમંગથી જમણવાર થાય છે. પરંતુ જમાડવાની વ્યવસ્થા સુંદર અને સ્વચ્છ રીતે થતીજ નથી. તેના કારણે જમણવાર બોજા રૂપ થઇ પડે છે. વળી જમણવારમાં ભાણા તો મંડાયેલા હોતાજ નથી. તેમજ થાળી વાડકા મેળવવાની મુસ્કેલી ઘણીજ પડે છે.બાળકો, બ્હેનો અને ભાઇઓની ત્યાં ધક્કામુક્કી થાય, મર્યાદાનો વખતે લોપપણ થઈ જાય. પીરસનારાઓની તો પ્રથમથી તાણ હોય, પાણી તો કોઠીઓમાં પીવાનું મેલુંજ થાય, બગાડની તો ગણત્રીજ કરશો નહિ. છાંડવાના જ્યાં ત્યાં ઢગલે ઢગલા. જમવા બેસવાની જગાયે એંઠવાડ અને પાણી તો ઢોળાએલાજ હોય. જમાડનાર અને જમનાર બેઉને અભાવજ થાય; અને એકના બદલે ચારગણો ખરચે. છતાં પણ જમાડનારને જશ નહિ અને જમનારને સુખ નહિ. જીવદયામાં મશહુર ગણાતી કોમના હાથે આ ઘણું અઘટીત અને હિંસાત્મક કાર્ય થાય છે. વિવેક અને મર્યાદા તો બીલકુલ સચવાતાજ નથી. અન્ય કોમમાં સો માણસે પંદર સેર ભાત જોઇએ. ત્યારે આપણી વ્યવહાર પ્રિય [illegible] કોમમાં એક એક મણ ભાત રંધાય છાંડવાના પાપે અને એંઠવાડની અથડામણે સારો અને કેળવાએલ વિદ્વાન વર્ગ જમવા પણ આવી શકતો નથી. જમણવાર કરવાની આપણા વડીલોની શુભ ઇચ્છાઓ તો જરાએ સચવાતી નથી. હાલમાં વળી જરા એક બે ઠેકાણે ઠીકઠાક જોવાય છે. મહા શુદ દશમ ઉપર શ્રી ભોયણી તિર્થમાં એવા શુભ રિવાજની શરુઆત થઇ હતી કોમ સેવા કરનાર અમદાવાદના શ્રી જૈન સ્વયંસેવક મંડળ અને તેના પ્રમુખની અથાગ મ્હેનતથા નહિ છાંડવાની સૂચના આપનારા " બોર્ડો ઠામઠામ બાંધ્યા હતા, અને ત્યાંની સ્તુતેહ્ની ઉત્સાહ પામીને શેઠ સાંકુભાઇને ત્યાંના જમણવારમાં તે મંડળના પ્રમુખ ભાઈ ગોકળદાસ અ. [illegible]

ધોરી રસ્તાપરથી એક સાંકડી ગલીમાં વળતાં આગે તે ઝુંપડું જોયું મ્હારા મિત્રે અહિં મને કહ્યું, "દોસ્ત, તેણી સાથની આ ઝુંપડામાંની મારી પ્રથમ મુલાકાતનો અંત આવે તો હું 'ગંગાનાઉ' તેણીના ખરા અનુભવનો આ પહેલોજ દિવસ છે. તેણી હાલ શોકથી પોતેની ભવિષ્યના દારિદ્રયપર વિચાર કરતી બેઠી હશે." એટલામાં અમે ઝુંપડા સમીપના મારાથાળી પગથીપર આવી પહોંચ્યા પાસે આવતાંજ અમે એક મધુરો સ્વર સાંભળ્યો લાલીબાળી સત્યેન્દ્રને પ્રિય એવું એક ગાયન ગાઇ રહ્યા હતાં (અમે 'ધીમે' પગલે 'ગાયંતા, માંડ્યાં. ઘણી સાવચેતી રાખવા છતાં મારા મિત્રની ગતિથી ઘાસમાં સહેજ ખખડાટ થયો.

બારીમાં એક સુંદર અને આનંદી મુખડું દેખા દીધી તરતજ તે મુખ અદ્રશ્ય થયું. એક હલવું પગલું સંભળાયું લાલીબાળી અમને આવકાર આપવા આવ્યા તે સાદા સફેદ ખાદીના પોશાકમાં સજ્જ થયાં હતા. તેમનું મોં સ્મિતથી ભરપુર હતું મેં તેમનામાં આટલી સુંદરતા કદી જોયલી નહિ તે બોલ્યાં, "વ્હાલા આપણે અહિંઆ ઘણુંજ સુખી થઇશું મેં કરેલી ઘરની વ્યવસ્થા તો નીહાળો."

બિચારો સત્યેન્દ્ર ગળગળો થઇ ગયો. તેની આંખો સ્નેહાશ્રુ સારવા લાગી આટલું સુખ તેણે કદી અનુભવેલું નહિ.



# निमंत्रण.

(પદ. મંઝા માલથઇરે ગોરખ જાગતાં નર સેવી ઔલિયા)

ભારત નારીઓ ? દેશ સેવા માટ આગળ આવજો,
દેશ અર્થે દેહરૂપ બલિ, દેવા કાજે આજ,
જનમ્યાં ત્યાંથી મૃત્યુ સુધીને, વળગ્યું નિરધારજી,
ભીતિ છોડી 'તેવી' નેની, થાજો શરૂ તૈયાર;
તજીએ દેશી કામ ઉંઘ પણ, માતભૂમિ મીઠાશજી,
દુ:ખ જોઇ હૃદયમાં શું, શોક નહિ કંઇ કુમાર;
ક્ષણીક વસ્ત્ર મોહ ત્યાગી ધારી દ્રઢ વિરાગજી,
પ્રાપ્ત કરવા સ્વદેશ નિજનો. ધારો દ્રઢ અનુરાગ;
ભાવિની પ્રેરક તમે છો, રતનની તમે ખાણજી,
વિશ્વ આ ડોલાવી શકતી, શક્તિરૂપ સુજાણ;
પાપરૂપ પરદેશનાં ચીર ત્યાગી વેઓ ચરખેજી,
શ્વેત ખાદી ધારી ભજવો, આંગે ગાંધી ધર્મ;

# જાહેર ખબર.

... . . . .નેતા વિશ્રામની બાળાઓને પોતાને સા આવના લમાદિ પ્રસંગોની ખુશાલીમા ભોજન અપાય છે અને એ રીતે શુભ દિવસોમા પુણ્ય વૃત્તિનો લાભ મદ્રિવિના ઉદારચિત સજ્જન સદ્ગૃહસ્થો તરફથી લેવાય છે અને આ ખરેખરૂં પુણ્યનું કામ છે.

## સુરત જૈન વનિતાવિશ્રામને મળેલી મદદ

૧૦૦–૦–૦ સદ્ગત રા સા હીરાચંદ મોતીચંદ ઝવેરી મહિલાભૂષણમા ફારેમ મૂક્યો તેના તેમના વિધવા બાઈ રુકિમણી તરફથી

૧૦૦–૦–૦ રા શેઠ દેવકરણ મૂળજી મ મ્હ્ય મહિલાભૂષણમા ફોટા મુકાવો તેના

૨૫–૦–૦ „ „ „ „ માનગીરીના દિવસે ભોજન નીમીત્તે

૧૨૫–૦–૦ સરસ્વતી બહેન સોભાગચંદ નનકચંદની પુત્રી, ફંડ આશ્રમના ઉપયોગ માટે લેવા રૂ. ૧૦૦) વર્ષગાંઠ નીમિત્ત ભોજન માટે ૨૫)

૭૫–૦–૦ આફ્રીકાના એક ગૃહસ્થ ગુપ્ત નામે રૂ ૫૦) ૧૬ ભાગ ૨૫) ભોજન ખાતે

૮૫–૮–૦ રા. શા હીરા કેશવજી નવડીવાળાના પુણ્યાર્થે બક્ષ
૪૧) હારમોનીયમ બાજાની પેટી ૧)
૧૦) પુસ્તક
૩॥ તુગડા

૨૮–૮–૦ નવસારીમા પન્નરેમ રકમ આશ્રમના ઉઘરાણામા

૨૫–૦–૦ મનસફ સાહેબ ધનશ્યામદાસ દ્વારકાદાસ વર્ષગાંઠ નીમીત્ત ભોજન

૧૧–૦–૦ શેઠ લલ્લુભાઈ મનુકચંદ

૭–૪–૦ રાયચંદ મોતીચંદ કમડલ એક

---

## અમદાવાદના ગ્રાહકોને ખાસ સગવડ

આ મહિલા જાણ્યુ માસિક પાા અમદાવાદ ખાતો ૪૮ ગ્રાહકોના નામ નોંધાયા તેમા બાકી નામ તેમણે તથા નવા થનાર ગ્રાહકોએ પોતાનુ લવાજમ બાઈ ગોકળચંદ માણેકચંદને (૬– શાંતિનાથની પોળ અમદાવાદ) આપવું આ પ્રમાણે કરવાથી ગ્રાહકોને મનીઓર્ડર તથા વી પી. ખર્ચનો બચાવ થશે

વ્યવસ્થાપક મહિલા ભવન સુરત.

# વિષયાનુક્રમણિકા.





---

## સુજ્ઞ ગ્રાહકોને અગત્યની સૂચના.

મહિલા ભૂષણના આ ચાલુ અંકથી ત્રીજું વર્ષ પૂર્ણ થાય છે. ત્રિમાસિક બદલી નિયમસિકને બદલે માસિક કર્યા પછી આ પત્ર સ્ત્રીની આદતો જનસમાજમાં છે. પણ અમને જણાવતાં ખેદ થાય છે કે તે હજી તેના પગ ઉપર ઉભું રહેવાને શક્તિ થયું નથી. આ વર્ષે પણ અમે ખોટમાંજ કામ કર્યું છે. સુજ્ઞ ગ્રાહકો પોતાના મિત્ર સંબંધીઓમાં એક એક ગ્રાહક વધારી આપવાનો શ્રમ લેશે તો મહેરબાની ગણાશે કેમકે આ પત્ર જૈન વનિતા વિશ્રામ જેવી દુઃખી વિધવાઓને આશ્રયરૂપ સંસ્થા તરફથી નીકળે છે અને તેથી તેને દરેક રીતે મદદ આપવી સુજ્ઞ બંધુઓની ફરજ છે.

આવતા અંકથી મહિલાભૂષણમાં લેખોની સંગીનતા તથા ઉપયોગીતા વધારી તે પુરૂષ તથા બાળક સર્વને ઉપયોગી થઇ પડે તેમ કરવા પ્રયત્ન થશે. જે બંધુઓનું લવાજમ આ અંકે ખલાસ થયું છે તેમને આવતો અંક વી. પી. પે.થી મોકલી આપવામાં આવશે જે સર્વ ગ્રાહકો સ્વીકારશેજ એવી આશા રાખવામાં આવે છે. છતાં પણ જેમને વી. પી. રાખવું હોય તેમણે આ અંક મળતાં તરતજ ખબર આપવી જેથી આ પરમાર્થિક સંસ્થાને વી. પી. ખર્ચરૂપ ખોટમાં ઉતરવું ન પડે.

વ્યવસ્થાપક મહિલા ભૂષણ
ગોપીપુરા-સુરત.

# મહિલા ભૂષણ.

પુસ્તક ૩ જું. વૈશાખ, સંવત ૧૯૭૯, અંક ૧૨મો.

## ઈશ્વર સ્તુતિ.



ભુજંગી.

પ્રભુજી તુને શુદ્ધ ભાવે સ્મરૂં છું,
સહુ વિનંતી હાથ જોડી કરૂં છું.
સદા સ્નેહ સંપે સહુ ચાલિએ રે.
નીતિ જ્ઞાન વિદ્યા મહીં મ્હાલિએ રે
કુડીન વૃત્તિઓ કાપજો હે કૃપાળુ;
સદા સન્મતિ મેલજો શ્રી દયાળુ;
રૂડેતું કરો તિમ્ર તીમીર નાશ,
લહુ નીજ કર્તવ્ય વિષે પ્રકાશ.
દયાસાગરા છેજ આધાર તારો,
મહીલાનું અજ્ઞાન શિઘ્રે વિદારો;
સદા વૃદ્ધિ ઉદ્દેશ એ છે અમારો,
કરો સિદ્ધ તે પાડ માનું તમારો;

તેની ભરજુવાની, બુદ્ધિ, ઉદારતા, બહાદુરી વગેરેનો વિચાર કરતાં દરેક માયાળુ હૃદયના માણસને આઘાત થતો—થાય છે—થશે.

પણ એક હૃદયની વેદનાનું દુઃખ વર્ણન કરવું પણ મુશ્કેલ હતું. વાંચક આ પાત્ર તે બીજું કોઇ નહિ પણ તરલા (ટુંકામાં હું જેને તરલાબી કહેતો હતો તે)! તેમનો આત્મા હમેશની પ્રતિમા માત્રથી ભરપૂર હતો. વિરહનું દુઃખ તેમને સાલવા લાગ્યું. વળી આ વખતે તેમના પિતા પણ સ્વર્ગવાસી થયા હતા. તે તદ્દન નિરાધાર થઇ ગયાં.

હમેશના મિત્રોએ ખરા દિલથી તેમની સંભાળ લેવા માંડી. નાટક, સીનેમા વગેરેને બહાને અમે તેમને જનસમાજમાં લઇ જઇ તેમનો શોક ઓછો કરવા પ્રયત્નો આદર્યા. પણ સઘળું વ્યર્થ. ગમ્મતના સ્થળોમાં જવાની તેઓ ના પાડતાં નહિ પણ ત્યાં તેમને ઘેર એકાંતમાં લાગે તેટલુંજ સૂનું લાગતું. તે એક દુઃખદાયક ભાવનામાં દૂરનાં આજુબાજુની દુનીઆનું તેમનું અણુજાણુપણું સ્પષ્ટ જણાઇ આવતું. મિત્રતાના સર્વ લાલનપાલનોની અવગણના કરતું આંતરિક દુઃખ તે વહન કરતાં હતાં. તેમનો કંઠ મધુર હતો. હવે જ્યારે પણ તે ગાતાં ત્યારે કંગાળતાનું એવું ચિત્ર આલેખતાં કે શ્રોતાજનોથી શોકાશ્રુસાર્યા વિના રહેવાતું નહિ.

મરી ગયેલાંને આટલી વફાદાર સ્ત્રી જીવતાંને તો સ્નેહસરિતામાં સ્નાન કરવવામાં શું બાકી રાખે? એ વિચારના એક જુવાનીયાએ તેમના હાથની માંગણી કરી. તરલાએ કહ્યું કે બંધુ? બહેનના પ્રતિ આવા અવિચારી શબ્દો બોલવા લગ્નના નથી. પ્રેમ તો એકજ જગ્યાએ આપી શકાય? મારો પ્રેમ તો હમેશાંની સાથે ગયો છે, તે આ દુનિયામાં નથી પણ તેમનો આત્મા મારા પ્રતિ ગુંજન કરી રહ્યો છે પૂર્વની કરણીથી વૈધવ્યનું દુઃખ આવ્યું હવે તો તે ભોગવેજ છુટકો છે. બીજા જન્મમાંજ હવે આ લાગણ હૃદય પરમાત્માં પ્રત્યે વળ્યું છે અને ત્યાંજ મુક્તિ મેળવશે

---

# સ્ત્રી કર્તવ્ય

**પ્રિય બ્હેનો.**

આજનો વિષય સ્ત્રી કર્તવ્યનો લીધો છે. એ વિષય ઘણોજ ઉચ્ચ અને વિશાળ છે. તે તમે સર્વ જાણો જ છો. એ સમજાવવાનું કામ ઘણુંજ અઘરૂં છે તોપણ મારા બનતા પ્રયત્ને હુ આ બાબત આપ સર્વ બ્હેનો પાસે વિવેચન કરીશ. હું ધારૂં છું કે આપ સર્વ બ્હેનો તે ધીરજથી વાંચશો એવી આશા રાખું છું

સર્વથી પહેલાં આપણે એ સમજવાનું છે કે અનેકવાર વ્યવહારમાં આપણે સ્ત્રી શબ્દ વાપરીએ છીએ તે સ્ત્રી એટલે શું? અને એ ક્યારે કહેવાય એ વિષે ઘણાજ થોડાએએ વિચાર કર્યો હશે. બ્હેનો એક સ્ત્રી પ્રથમ બાળા પછી કન્યા અને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યા પછીજ એટલે લગ્ન થયા પછી જ્યારે સાસરે જાય છે ત્યારેજ સ્ત્રી કહેવાય છે એમ

હું સમજું છું. આવી રીતે સાસરે ગયા પછીની સ્ત્રીઓની જોખમદારી વિષે એક સ્થળે કહ્યું છે કે

પામી પદવી મોટી ઘર ધણીયાણીની
ન ચીંતાઇને આપસ નહીંજ સુહાયરે
ફરજ ઘણી માથે હોરી છે આપણે
ફરજ ચૂકે તે દોષીત બધેજ મનાયતો પામી

જ્યારે ઉપલી કડીથી આપણે આટલું તો સમજીશું કે ઘર ધણીઆણીની ઉંચી પદવી મેળવ્યાથી ફરજ અને જોખમદારી ઘણીજ વધી જાય છે. અને એ જોખમદારીમાંથી જો આપણે ચુકીએ તો આપણે દોષીત મનાઇએ એ પણ ચોખ્ખુંજ છે, ટુંકામાં પતિને આપણાં ધર્મશાસ્ત્રોમાં રાજ્યરૂપ અને પત્નિને પ્રધાનરૂપ કલ્પ્યાં છે. જેવી રીતે આખા રાજ્યની જોખમદારી પ્રધાનના શીર પર હોય છે તેવીજ રીતે ગૃહરાજ્યની જોખમદારી સ્ત્રીઓનેજ શીર હોય છે. અને તેમાં જો કંઇ પણ ચુક થાય તો તેનો દોષ પતિ કરતાં પત્નિને શીર વધારે હોય છે. હવે મુખ્ય બાબત તો આપણે એજ સમજવાનું છે કે "ધર્મ અને ફરજ" જુદાં નથી. શ્રીમંદ ભગવદગીતામાં શ્રી કૃષ્ણ પરમાત્માએ અર્જુનને એજ બોધ આપ્યો છે તે આપણે જાણીએ છીએ, આપણે જે સ્થિતિમાં જન્મ્યાં હોઇએ અને તે સ્થિતીમાં આપણે જે ધર્મ થયો હોય તેજ આપણો ધર્મ તેજ આપણી ફરજ. પરમ કૃપાળુ પ્રભુએ આપણને જે સ્થિતીમાં મૂકયાં હોય તે સ્થિતીમાં આપણી ફરજો ઉત્તમમાં ઉત્તમ રીતે બજાવવી એજ આપણો ધર્મ અને એજ આપણી ફરજ. એજ પ્રભુની સેવા કહેવાય છે. અને આપણા જન્મ્યાનું સાર્થક કહેવાય છે. આપણા ધર્મ શાસ્ત્રોમાં દેવોની મુર્તીમાં શીવ અને શકિત વિશ્નુ અને લક્ષ્મી ઇત્યાદી વર્ણવ્યાં છે તેનું સ્થુળ સ્વરૂપ પતિ અને પત્નિ છે. આ જગતમાં ઉંચામાં ઉંચા પ્રેમનું સ્વરૂપ તે ધણી અને ધણીઆણીજ છે. અને તેથીજ તમે જોશો કે શ્રીમદ ભાગવતમાં શ્રી કૃષ્ણ પરમાત્મા અને ગોપીકાઓના પ્રેમને પતિ પત્નીના પ્રેમરૂપ વર્ણવ્યો છે. તેથી જેમ આપનો પ્રેમ શુદ્ધ અને ઉચ્ચ હશે તેમ આપણા કર્તવ્યો પણ વધારે ઉંચ્ચ અને શુદ્ધ થશે.

બ્હેનો, આપણે સ્ત્રીઓને પતિએ આત્મા રૂપ છે. અને આપણે પત્નિ એ એમના હૃદય રૂપ થવું જોઇએ. આ સ્થુળ શરિરથી જો આત્મા છુટો પડે છે તો તે મર્ણ પામે છે તેમજ હૃદયનાં ધબકારા બંધ પડવાથી પણ મરણ નીપજે છે. આત્મા અને હૃદય એ બન્ને એક સરખાંજ જરૂરનાં છે તેથી દરરોજ આપણે કેમ અને કેવી રીતે એમનાં હૃદયરૂપ બની રહીએ તેનો વિચાર કરવો તેઓનું જીવન આપણાં વગર અંધકારમયજ લાગે છે. એવી લાગણીઓ આપણે ઉત્પન્ન કરવી જોઇએ ઉપર વિવેચન કર્યાથી આપણે એટલું તો સમજયાં કે જેવા વિચાર તેવાજ આચાર હોવા જોઇએ. ત્યારે આ જમાનાની સ્ત્રીઓના બે ભાગ આપણે પાડીશું, એક ભાગ તદન અજ્ઞાન દશામાં અને એક ભાગ તદન પશ્ચિમ તરફની રીતીને અનુસરનારો છે, ત્યારે જે ભાગ પહેલો છે તેઓ સાપ ગયા અને લીસોટા રહ્યા તેમ એક પુછડું પકડયું તે પકડયું એમ ગણે છે. અને બીજો વર્ગ તદન સ્વતંત્રતાજ માંગે છે. હવે બ્હેનોને મારે એટલીજ વિનંતી કરવાની છે કે દેવ દર્શન કરવા અને ધણી છોકરાંને રઝળાવવાં એમ કહ્યું નથી. આપણી ઘરમાં ફરજો સંપુર્ણ બજાવવી એજ દેવ અને

એજ દર્શન છે મ્હારે દીલગીરી સાથે કહેવું પડે છે કે ઘણી બ્હેનો નદીએ ન્હાવા તથા દેવ દર્શને જવા માટે પતિને રઝળાવી તથા છોકરાંને અથડાવીને પણ પોતાની કાયાનું કલ્યાણ કરવા ઇચ્છે છે પણ તેઓ એટલું તો ભુલી જાય છે કે પ્રભુ એમ કાંઇ છેતરાય એમ નથી. આપણ સ્ત્રીઓને ગૃહસેવા એજ પ્રભુ સેવા છે તમે ગૃહ સેવા કરો તે તેમાં હંમેશાં તમારા મનમાં એવોજ ભાવ રાખો કે મ્હારા દરેક સંસારનાં કામો મારા ઇષ્ટ દેવની સેવા રૂપજ છે. તો તમારે તમારા ઘર તથા છોકરાંઓને રખડાવીને દેવ દર્શન કરવા જવાનું નહી રહે. મારૂં કહેવું એમ નથી કે તમારે દેવ દર્શન કરવા નહી દેવ દર્શન આપણા દરેક ફરજો બજાવ્યા પછી કરવાનાં છે. જો ધણી છોકરાંને રખડાવીને વ્રત વરતોળા કરીએ તો તેનું ફળ વિપરીતજ આવે છે તેથીજ આપણાં શાસ્ત્રોમાં મનુજીની આજ્ઞા વિરૂદ્ધ વ્રત થાય છે તો તેનું ફળ મળતું નથી મારી આંખે પ્રત્યક્ષ જોયેલો એક દાખલો હું આપને આપીશ અને એ દાખલો આપણે ધડો લેવા જોગ છે તેથી બ્હેનો દાખલો હું તમને આપ્યા સિવાય રહી શકિત નથી.

એક શહેરમાં બે સગી બ્હેનો રહેતી હતી. તેઓ બન્ને બાળપણથી ઘણુંજ ધર્મીષ્ટ હતાં અને સંસાર માંડયા પછી પણ તેઓ ધર્મ ચુસ્ત રહી શકયાં હતાં તેમાં મોટી બ્હેન જે હતી તે તો ધર્મ ચુસ્ત ઘણુંજ હતી. પણ પોતાના ધણીની આજ્ઞા અનુસરીને તેમજ પોતાના ઘરની તથા ધણી છોકરાંઓ પ્રત્યેની ફરજ બજાવ્યા પછીનોજ વખત પ્રભુ સેવામાં ગાળતી તેનું જીવન એટલું તો વિશુદ્ધ હતું કે જયારે તેનું મરણ પાસે આવ્યું ત્યારે આગળથી દરેક રીતની એમને પ્રેરણા થઇ અને સાત દીવસ માંદા રહ્યાં તેમાં તદન પવિત્ર ઝાડા પીસાબ વગેરે કંઇજ નહિ તેમજ કેવળ નીરાહાર રહેતાં જયારે તેનુ મરણ સમીપ આવ્યું ત્યારે પોતાનાં ધણી છોકરાની સાથે સૂર્ય કવચ ભણતાં ભણતાં તેમણે દેહ છોડી આહાહા કેવું પવિત્ર જીવન! લગભગ સાઠ પાંસઠ વરસની ઉમરે સૌભાગ્ય સ્થિતિ. પ્રભુ સ્મરણ કરતાં દેહ છોડી આ શું ઓછું ભવ્ય ચિત્ર છે? ના નહિજ એમાંથી આપણે ઘણો સાર ગ્રહણ કરી શકીશું હવે બીજી બ્હેનનો દાખલો લેઇએ. તે નાની બ્હેન દરરોજ પાછલી રાત્રે ઉઠી નદીએ ન્હાવા જાય. જેટલાં દહેરાં તેટલા દહેરામાં જાય અને પુજા કરે પણ એ બધું કરતાં ધણીને અને છોકરાં અને પોતાના ઘરને દરેક રીતે રખડાવે દયાળુ પ્રભુએ એમને જે સ્થિતિમાં મુકયાં હતાં તેનાથી વિરૂદ્ધ વર્તન કીધું તો તેનું ફળ પણ તેમને તેવુંજ મલ્યું. તેનું વર્તન ધણી અને છોકરાંને ત્રાસરૂપ હતું અને જે મોટી ઘર ધણીઆણીની પદવી મળી હતી તેનો અનાદાર કર્યો હતો તે અનાદારે અને ત્રાસ પ્રભુનેજ હતો અને તેથી જયારે તેનું મર્ણ પામે આવ્યું ત્યારે બ્હેનો મને કહેતાં પણ અત્યારે અત્યંત દયા આવે છે જ્યાં કહું છું કે એમને કાનની અંદર કીડા પડયા હતા અને તેનાં જે સત્કર્મોથી તેની ઉત્તમ ગતી થવી જોઇતી હતી તે ન થઇ અને તે દયાળુ પિતા તરફથી શિક્ષા મળી કે જે ધર્મો એને પ્રાપ્ત થયા હતા તેના તરફ બે દરકારી રાખી અને ફરજ ચુકી ગયાં તો તેની શિક્ષા પ્રભુ તરફથી મળીજ વ્રત પુન્યથી તે મહાન પીતા છેતરાતા નથી.

હવે આ વિષય પુરો કરતાં પહેલા હું એટલુંજ કહીશ કે આવા આપણી આસપાસ બનતા બનાવોનું જો આપણે ધાર્મિક દ્રષ્ટિથી અવલોકન કરીશું તો આપણે એમાંથી ઘણુંજ શીખવા પામીશું આપણા પવિત્ર આર્ય દેશમાં સતિ સ્ત્રીઓના જીવનની ખોટ નથી તેઓ તો થઇ ગયાં ને સેંકડો વર્ષ થયાં તો પણ હજુ તે પ્રાતઃ સ્મરણીય સતીઓનાં

પવિત્ર જીવનો આપણે અપાણાં અંતઃકરણમાં કોતરી રાખ્યાં છે. અને એ પવિત્ર સ્મરણોથી પણ હજુ સ્ત્રીઓ પોતાના જીવનને ઉજ્જ્વળ બનાવે છે.

બીજો ભાગ જે પશ્ચિમનું અનુકરણ કરનારો છે તે વિષે બે બોલ કહીશ તેઓને ન એટલું કહેવાનું છે કે તમે જે હકોને માટે તત્પરતા દર્શાવો છો તે હક તમને પ્રભુને થાંથીજ મળેલા છે. પ્રધાનની પદ્દી તમો પામો તેમાં સ્વતંત્રતા કે સત્તા ન હો એવું બની શકેજ નહી. તો પણ પ્રધાનના ઉપર રાજાનો અંકુશ હોય છે. તેજ પ્ર તમારા ઉપર તમારા શિરછત્ર પતિનો અંકુશ હોયજ અને હોવોજ જોઇએ.

સારમાં હરેક સમય સરખો જતો નથી. કેટલી વખત આપણા કુટુંબોમાં કલેશ કે પરિ નો પ્રસંગ આવે છે. ત્યારે શાંત રહીને તે સહન કરવાની ટેવ રાખવી. ઘડીએ ઘડીએ પાત પાસે ચાડી ખાવી નહી, તેમજ ઘરેણાં કે લુગાં બાબત પણ તેમને પજવણી કરવી નહી. તમારા દરેક વર્તનમાં તેમનો પ્રેમ મેળવવા સિવાય બીજી કોઈ પણ ભાવના મુખ્ય રાખવી નહી. કદાચ કોઈ વખત એમ પણ બને છે કે કોઈ બ્હેનનો પતિ ક્રોધી હોય તો તેની ઉપર અવન્યા કરી લડવા કરતાં યુકિતથી તેને સદવર્તનપર ઉતારવે એ ધણીઆણીની ફરજ છે.

એ સિવાય આપણાથી આપણા પાડોશીઓ તથા આપણા ઓળખાણવાળાઓને આપણે કેવી રીતે ઉપયોગી થઈ પડીએ તે વિચાર રાખવો. આપણુ સ્ત્રીઓનું જીવન સેવામયજ છે, તેથી, ઘરની સેવામાંથી પરવારનાં જે બહારનાં અનેક સેવાનાં ક્ષેત્રો છે, તેમાં ભાગ લેવો. દાખલા તરીકે દુઃખી માણસને તેના દુઃખના વખતમાં આશ્વાસન આપવું અને ગરીબોને આપણે જે રીતે સહાય થઇ શકીએ તે રીતે સ્હાય કરવી. બાળકો કે જેને આપણામાં સાધારણ રીતે દેશનતી ફીશીયારીમાં બોજારૂપ ગણે છે તેનો આત્મવિકાસ કરવા અને તેઓ પોતાના ભવિષ્યને કેમ ઉપયોગી બનાવી શકે તેનો પ્રયત્ન કરવો. બાળકપણામાં જે ઉપદેશ મા બાપ તરફથી મળે છે તે ઉપદેશની છાપ તેઓના જીવન પર્યંત રહે છે અને કદી ભુસાતી નથી.

બ્હેનો ટુંકામાં એટલુંજ કહુ છું કે આપણુ સ્ત્રીઓએ સ્વાર્પણ એટલે તન મન અને ધનથી બનતી શકિતથી કરવું. ક્ષમા અને સહનશીલતા ભકિત અને પ્રેમ સંપૂર્ણ ખીલવવાં. બ્હેનો આ દુનીઆમાં એક પણ એવું કામ નથી કે જે આપણે ન કરી શકીએ. પણ દરેકમાં આપણે ધર્મની ભાવનાઓ પણ એ શકિતને ખીલવી તેનો ઉપયોગ કરવો એ આપણી ફરજ છે. દેશનો આધાર સ્ત્રીઓ ઉપરજ છે. અને તેનું ભવિષ્ય આપણાજ હાથમાં છે. તો આપણું વર્તન આપણે એટલું તો વિશુદ્ધ રાખવું કે આપણા દર્શને આપણે ઉન્નત અને ઉજ્વળ બનાવીશું.

દેશભકત દાદાભાઇ નવરોજજી, ગોપાળ કૃષ્ણ ગોખલે, ફીરોઝશા મ્હેતા, સુરેન્દ્રનાથ બેનરજી, મહાત્મા ગાંધીજી, ડૉ૦ સુબ્રમણ્યમ આયર, બાળ ગંગાધર તીલક ઇત્યાદી પુરૂષો ઉત્પન્ન કરનારી સ્ત્રીઓજ છે.

બ્હેનો............

નિશ્ચે વિષે સત્તા બહુ પ્રસરી નારની,
એથી જગનાં હીતો સર્વ સધાયજો.
એમ વિચારી નિશદીન વર્તો બ્હેનો રે
જગકર્તા તો પુર્ણ પ્રસન્ન મન થાયજો.

પરમકૃપાળુ જગતકર્તા સર્વ બ્હેનોને શુદ્ધ બુદ્ધિ અને પ્રેમ આપો અને સર્વ બ્હેનો કર્તવ્ય પરાયણ થાઓ એજ મારી એ પવિત્ર પીતાના ચરણ કમળમાં પ્રાર્થના છે.

અસ્તુ.

શૈ૦ કંચનબ્હેન છ૦ મહેતા




(અનુસંધાન વર્તમાન વર્ષનાં પૃષ્ઠ ૨૫૪ થી)

કે તુરત શૂરસિંહે કમ્મરમાંથી કટાર કાઢી તેની નજદીક ધસી જઈ કહ્યું ખબરદાર! જો બૂમ પાડી તો મુઓ સમજજે, ઓહ આ કેવું ભયંકર અપમાન આમ કહે તો અંધકારસિંહ બૂમ પાડી ઉઠયો. અપમાન નહિ પણ મ્હોતનો પયગામ એ મૂર્ખ તારા સમજાવવાથી આ રાજા સમજવાનો નથી. પણ મને સમજાવ્યા પહેલાં તુરતજ તારો હું શિકાર કરૂં છું, તે પહેલાં જો જે કે પ્રથમ શિકારનો ભોગી કોણ થાય છે! ચાલ હીમત હોય તો થઈ જા તૈયાર આમ કહી વીર શૂરસિંહ તેની સામે જોઈ રહયો બન્નેની રકઝક સાંભળી મછવો પકડીને નીચે ઉભેલો માણસ નિર્મળાને ગછવો પકડાતું કહી ઉપર ચઢી આવ્યો, અંધકારસિંહ તે બીજા વીરને જોતાંજ સ્તબ્ધ બન્યો. તેના મનમાં દગાનો ભાસ થયો એ અરસામાંજ ઉપર આવેલા માણસે કુમુદકુમારીને ઉપાડી નીચે ઉતારવા માંડ્યું. આવો વ્યવહાર જોતાંજ અંધકારસિંહ બોલી ઉઠયો. ખબરદાર કુમુદકુમારીને લઈ જનાર ચોર ઉભો રહે.' કહી તે સીડી તરફ ધસી ગયો. અને પોતાના મજબુત હાથે તેને ઉપાડી મહેલના બીજી બાજુએ નીચે ફેંકી દીધો. અંધકારસિંહ બુમે બુમે પાડવા લાગ્યો. તેનાં હાડકાંના ચુરેચુરા થઈ ગયા.' નીચે

પહેરો ભરતા ચોકીદારો તેની પાસે દોડી આવી તેની સારવાર કરવા લાગ્યા. અંધકારસિંહ પહેરગીરોને ઉપર જઈને દુશ્મનને પકડવાનું કહેવા લાગ્યો. પહેરગીરો મહેલ ઉપર ચઢવા લગ્યા. તેઓ ઉપર આવી પહોંચે તે પહેલાં તો શુરસિંહ નીચે ઉતરી ગયો. તેના મિત્ર મછવો તીર વેગથી હંકારવા માંડયો. શુરસિંહે જોયું તો સિપાઈઓ એ જાય ઓ જાય વીગેરે બુમો પાડતા હતા. જોત જોતામાં મછવો દેખાતો અદ્દશ્ય થઇ ગયો, સીપાઇઓ નીરાશ થઈ રાજા પાસે આવ્યા. અંધકારસિંહ બેશુદ્ધ બની ગયો હતો. ચાર સીપાહીઓ તેને ઉપાડી રાજમહેલમાં લઇ ગયા. અનેક ઉપચારો કરતાં તે શુદ્ધિમાં આવ્યો. અને કુમુદકુમારીના જ્વાથી તે અસંત શોક કરવા લાગ્યો. તેણે ચારે બાજુથી ઘોડેસ્વારોને દોડાવ્યા પણ કાંઇ પત્તો લાગ્યો નહિ, કુમુદકુમારીને લઇ જવાથી તેનો ગુસ્સાનોપાર રહયો નહતો. તેણે મહેલના તમામ પહેરગીરોને કેદખાનાના બંદીવાન બનાવી પોતાના ગુસ્સાને શાંત કર્યો. અંધકારસિંહ પલંગમાં પડયો પડયો પાસા ઘસવા લાગ્યો. તેને ઉંઘ આવી નહિ આથી તેની રાણી કમળાને જગાડી પોતાની પાસે બોલાવી સ્વામી સેવામાં હાજર રહેનાર રાણી તુરત ત્યાં આવી. રાણીએ તેને શાન્ત કરવા મદ્યપાન કરાવ્યું સુરાદેવીના નિશામાં અંધકારસિંહ થોડીવારમાં નિંદ્રાધીન થઇ ગયો, રાણી પણ પોતાના શયન ભુવનમાં ચાલી ગઇ.

---

# પ્રકરણ ૨જું.

## "કુમુદકુમારી"

...રી રામનગરના રાજા કેશરીસીંહની પુત્રી હતી. તેની માતાનું નામ ઇન્દીરા હતું. તેમને પ્રાણથી અધિક વ્હાલી હતી તેનાં ગુણવાન માતા પિતાએ તેને યોગ્ય કેળવણી આપી સદ્દગુણી બનાવી હતી. તેનું રૂપ રંભાને પણ શરમાવે એવું હતું બધા શહેરમાં તે સુંદરતાની દેવીનાં વખાણ થતાં કુમુદ કુમારી ઉમ્મરે વધતાં નમ્ર વિવેકી વિચાર શીલ બનતી ગઇ ઉમ્મરે વધતાં સરોવરનાં ખીલતા કમળની માફક તેનું યૌવન ખીલવા લાગ્યું, પૂર્ણિમાના ચંદ્ર સમાન તેનું ગૌર કાન્તિવાન વદન જોઇ જોનારને આનંદ થતો હતો. ટુંકાણમાં કુમુદિની સર્વ ગુણ સંપન્ન હતી તે હંમેશાં સારાં સારાં પુસ્તકો વાંચવામાંજ સમય વ્યતિત કરતી હતી. વાત ચીતમાં થોડો વખત ગાળતી તે હંમેશાં સાંજરે નગરમાં ફરવા નિકળતી અને ગરીબ ગરબાંને સંતોષતી હતી તેથી નગરમાં તે દયાની દેવી તરીકે ઓળખાતી કોઇની સાથે વાત કરનારને તેની પ્રત્યે પૂજ્ય ભાવ ઉત્પન્ન થતો. દુઃખી માણસો તેને જોઇ પોતાનું દુઃખ ભુલી જતાં—કુમુદ કુમારીને યૌવનમાં પ્રવેશેલી જોઇ તેનાં માત પિતાએ તેને લાયક રૂપ ગુણ સંપન્ન રાજકુમારની તપાસ કરવા માંડી. એવા સમયે દેવયોગે ચંદ્રનગરના પાટવી કુમાર શુરસિંહ મહેમાન થઇને રામનગરમાં આવ્યો. કેશરીસિંહે તેનો સારો સત્કાર કરી મહેલમાં રાખ્યો. શુરસિંહ ચોવીસ વર્ષનો ભરયુવાન હતો સ્વરૂપમાં કામ દેવને પણ શરમાવે એવો હતો રૂપ ગુણ સાથે તે બળવાન અને મજબુત બાંધાનો હતો. તે મલ્લયુદ્ધ શસ્ત્રઅસ્ત્ર વાપરવાની કળાથી તે મોટા મોટા બળવાનોને પરાજીત કરતો આખા રાજસ્થાનમાં તેના બળની તથા ગુણની પ્રસંસા થતી હતી આવા બહાદુર વીરનું સારી રીતે

સ્વાગત કરી કેશરીસિંહે તેને પોતાને ત્યાં ઘણા દિવસ મહેમાન રાખ્યો. એટલામાં શુરા શુરસિંહે કળા કૌશલ્યથી સર્વનો ટુંક મુદતમાં પ્રેમ સંપાદન કરી લીધો કુમુદ કુમારી તેના કળા કૌશલ્યથી પ્રસન્ન થઇ. તેને તે કુમાર પ્રતિ પૂજ્ય ભાવ પ્રગટ થયો. એ અરસામાં એક અદભુત બનાવ બન્યો. મનહરપુરનો રાજા અંધકારસિંહ તેના ખંડીયા નગરોની તપાસને અર્થે નીકળ્યો હતો તે તેના રસાલા સાથે ફરતો ફરતો રામનગરમાં આવ્યો કેશરીસિંહે તેનું સારી રીતે સન્માન કરી એક ભવ્ય બંગલામાં ઉતારો આપ્યો અંધકાર સિંહ પોતાના કરેલા સત્કારથી કેશરીસિંહ ઉપર પ્રસન્ન થયો તેને ઉપડવાને દિવસે કેશરીસિંહે તેને સારૂં નજરાણું કર્યું કુમારી કુમુદાએ તેના કપાળમાં કંકુનો ચાંદલો કરી તેનો વિજય પ્રાર્થ્યો. કુમુદકુમારીને જોતાંજ અંધકારસિંહ દિગમુઢ જેવો બની ગયો. તે એક દૃષ્ટથી આ કુમુદકુમારી સામું જોઇ રહયો. આ વખતે શુરસિંહ ત્યા હાજર હતો. તેણે અંધકારસિંહની વૃત્તિ પારખી. કુમુદ કુમારી સામે જોઇ તેને જતાં રહેવાની સંજ્ઞા કરી ચતુર કુમારી હસ્તે વદને ત્યાંથી માથું નમાવી ચાલતી થઇ. અંધકારસિંહને તે અદ્દશ્ય થવાથી દુઃખ ઉત્પન્ન થયું અહા એ ચલી ગઇ? વીજળી વાદળામાં છુપાઇ ગઇ આમ આમ બોલી તેણે એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો. તેણે બે ત્રણ દિવસ વધારે રહેવાને ઠરાવ કર્યો તેની બે ત્રણ દિવસ વધારે રહેવાની ઇચ્છા જાણી કેશરીસિંહના આનંદનો પાર રહયો નહિ. પણ શુરસિંહના હૃદયમા શોક અને વહેમની વૃદ્ધિ થઇ. ખરેખર ભાવી વિપરીત જણાય છે આમ શોચતો તે શાન્ત ચિત્તે સઘળું રહસ્ય અવલોકવા લાગ્યો. અંધકારસિંહ જેવો વિષયાંધ અને સ્વાર્થ પરાયણ રાજા કોઇ નહોતો તેણે કેટલા રાજાઓને બળ અને પ્રપંચથી પોતાને વશ કરી ખંડીઆ બનાવ્યા હતા રાજા રજવાડા તેના ગુલામ જેવા બની તે ર રાજાનો ત્રાસ અને જુલ્મ સહન કરી આનંદ માનતા હતા તેઓ રાજા અંધકારસિંહ કેવી રીતે પ્રસન્ન થાય તેની સંભાળ રાખતા અંધકારસિંહ લક્ષ્મી અને લલનાને માટે વધારે આતુર રહેતો. આથી મોટા, મોટા અમલદારોથી માંડીને ઠેઠ રાજાઓ સુધી તેને સારી સારી નવયુવતી રમણીઓ શોધી કાઢી જનાનખાનામાં મોકલતા દ્રવ્યના માટે પ્રજા ઉપર વેરા નાંખી પઇસા કઢાવવાનુંજ તે જુલ્મી રાજા સમજતો પોતાના રાજા તરીકેના ધર્મને જાણતો ન હતો. લોકોના દ્રવ્યની હાનીની સાથે બ્હેન દીકરીઓનાં પણ હરણ થતાં પ્રજામાં ત્રાસ ત્રાસ વર્તાઇ રહયો હતો સિપાઇ સપરાંના માન વધી ગયાં તેઓ પણ જુલ્મ ગુજરવામાં બાકી રાખતા નહિ લોકોને ખોટા દમ દઇ તેમનો સ્વાર્થ સાધતા લોકો અકળાઇને સુબેદાર પાસે જતા સુબેદાર નિમકહરામ હોવાથી ફરીયાદ સાંભળી જોઇશું કહી વિદાય કરતો અને સાંજે તે સિપાઇ તેમને પાન સોપારી આપી સમજાવતો અને સુબેદારની સેવાને અર્થે તત્પર રહેતો આવા દુષ્ટ અંધકારસિંહના રાજ્ય અમલમાં કાળો કેર ગુજરતો હતો. ગરીબ, રાંકડી પ્રજા મુંગે મોઢે સંકટ સહન કરી રહી હતી. રાજાથી માંડી એક ત્રણ પૈસાના ચોકીદારોએ પણ રૈયત ઉપર એટલો ત્રાસ બેસાડયો હતો કે તેમના સામે શ્રીમંત વા તો કુળવાન એક શબ્દનો પણ ઉચાર કરવાને હિમતવાન થતા નહિ "જેવા રાજા તેવી પ્રજા" એ ન્યાયે પ્રજામાના શ્રીમંતો પણ સુબેદારથી માંડીને રાજા સુધી સર્વને દ્રવ્યનો ભોગ આપી સંતોષતા અને ગરીબ ઘર તરફનું કરી દેતા. સર્વત્ર લુંટ ફાટ ચોરી વ્યભીચારની વૃદ્ધિ થઇ રહી હતી. રાજાની નોકરીમાં સારો તડાકો પડવાથી ગરીબ તવંગર સાક્ષર, વિદ્વાન પોતે પોતાનો ધંધો મુકી ગુલામગીરી કરી

રાંકડી રઇયત પર ગજબ જુલમ ગુજારાતા હતા. ...અંધકારસિંહનો આવો ભયંકર રાજ્ય અમલ ચાલતો હતો તેની સામે થવાની કોઇ પણ હીંમત કરી શકતું નહિ. તેના દાબથી સર્વે કોઇ થરથર કાંપતા હતા. જ્યારે સર્વત્ર ત્રાસ ભય અને અત્યાચારની વૃદ્ધિ થઇ રહી હતી. ત્યારે બીજી તરફ ચંદ્રનગર નામક નગરમાં સર્વત્ર શાન્તિ ધર્મની વૃદ્ધિ થઇ રહી હતી તે નગરમાં ધર્મ નીષ્ટ રાજા અજીતસિંહ રાજ્ય કરતો હતો, તે રાજ્ય ઘણું નાનું હતું પણ પઘસે ટકે આબાદ હતું. ત્યાંના સરદારો સૈનીકો ભાયાતોમાં શુદ્ધ ક્ષત્રિય રૂધીરનું વહન થતું હતું. રાજાથી તે છેક સિપાઇ સુધી સૌ પ્રજાના કલ્યાણમાં તત્પર રહેતા. રાજા અજીતસિંહને એક સ્વરૂપવાનને બળવાન પુત્ર હતો. તેનું નામ શુરસિંહ હતું રાજ્ય રાણી વિરમતિએ પોતાના પુત્રને ઉમ્મરે વધતા સારી કેળવણીથી વિભુષિત કર્યો હતો. સમય જતાં શુરસિંહ વિદ્યા કળામાં નિપૂણ થઇ શસ્ત્રઅસ્ત્ર વાપરવામાં એક્કો ગણાવા લાગ્યો. તેનો બાંધો મજબુત અને સુદ્રઢ હતો. ઉમ્મરના પ્રમાણમાં તે ઊંચો અને ભરાવદાર છાતીનો જણાતો હતો બાવિસ વર્ષની ઉમ્મર થતામાં તો વીર શુરસિંહે મોટા મોટા બળવાન શસ્ત્ર ધારીઓની સાથે અને મજબુત મલ્લો સાથે હરીફાઇ કરી તેમની ઉપર સંપુર્ણ વિજય મેળવ્યો હતો. ચારે તરફ તે બળવાન વીરના યશોગાન ગવાતાં હતાં. રાજા અંધકારસિંહની એ રાજ્ય પર કરડી નજર હતી. તે વારંવાર મોટા સરદારો સાથે ગુપ્ત મંત્રણા કરી તે નગર જીતી લેવાની પ્રબળ ઇચ્છા દર્શાવતો. પણ તેના કાયર અને બાયલા સરદારો તે રાજ્યમાં કંઇ માલ નથી વીગેરે કહી તે વાત ઉડાવતા અને રાજાનું મન બીજી તરફ વાળવાનો પ્રયત્ન કરતા હતા. રાજા અજીતસિંહ પણ સમયને માન આપી શાન્ત રહી પોતાની પ્રજાનું પુત્ર પેઠે રક્ષણ કરતો યુવાન શુરસિંહનું લોહી કોઇ કોઇ વખતે ઉકળી આવતું પણ સમય વર્તનારા રાજા અજીતસિંહ પુત્રને શુભ ઉપદેશ આપી સમજાવતા શુરસિંહને માટે ઘણા રજવાડામાંથી માગાં આવતાં પિતાએ પુત્રને તેના મિત્ર મારફતે કન્યા પસંદ કરી પરણવાનું સુચવ્યું સુગ્ન રાજકુમારે પોતાના લગ્નની ચિન્તા ત્યાગ કરવાનું પિતાને કહેવરાવ્યું શુરસિંહ ચોવીશ વર્ષનો યુવાન થયો છતાંએ લગ્ન કેમ કરતો નહિ હોય એવા તર્કવિતર્ક સર્વને થવા લાગ્યા એ વાત થવાથી વીર શુરસિંહ પીતાની આજ્ઞા લઇ દેશાટન કરવાને નીકળી પડ્યો તે દરેક નગરમાં બે દિવસ રહેતો એટલા અલ્પ સમયમાં તો તે સર્વ નિરીક્ષા કરી લેતો તેને સર્વ રજવાડા નિર્માલ્ય અને બળહિન જણાયાં. રાજ્ય કુટુંબોના પણ જમાનાને અનુસરીને ફેરફાર ઘણાં થયા હતા કેટલાક રાજાઓએ સ્વમુખેજ શુરસિંહને પોતાની કન્યાઓ આપવાનું જણાવ્યું હતું પણ શુરસિંહે સર્વ અવલોકન કર્યું હોવાથી હાલમાં મારે લગ્ન કરવાની ઇચ્છા નથી એમ સૌને જવાબ આપતો. તેની સાથે તેનો મિત્ર મોહનલાલ હતો. મોહનલાલ દિવાન આનંદરાવનો પુત્ર હતો. તે ગુણવાન અને બળવાન હતો શુરસિંહને મોહનલાલ સાથે બાલ્યકાળથીજ સ્નેહ બંધાયો હતો.

સમય જતાં બન્નેના સ્નેહે ગાઢ સ્વરૂપ લીધું. આ નગરથી બીજા નગરે એમ તેઓ ભ્રમણ કરતાં હતાં એવી રીતે ફરતાં ફરતાં તેઓ આખરે રામનગર આવી પહોંચ્યા શુરસિંહે કુમુદકુમારી સંબંધી પ્રસંસા સાંભલી હતી તેથી નજરે જોવાની પ્રબળ ઇચ્છાથી તેણે રામનગર આવી સર્વ બાબતોનું અવલોકન કરી લીધું. કેશરીસિંહ અને બીજા રાજાઓમાં તેને આસમાન જમીનનો ફેર લાગવા માંડ્યો કુમુદ કુમારી તેની પરીક્ષામાં પહેલે નંબરે પાસ થઇ. તે સુંદરતાની દેવીને જોતાંજ નાદ પરણવાની ઇચ્છાવાળો શુરસિંહ તેની તરફ આકર્ષાયો.........

અપૂર્ણ.

# વિધવાઓની સ્થિતી અને તેના માટે ઉત્તમ સાધન

આપણાં દેશમાં વિધવાઓની સ્થિતી જોઇ અત્યંત ખેદ થાય છે. કારણ કે આપણાં દેશમાં દરેક કુટુમ્બમાં વૈધવ્ય દુઃખથી અજાણ્યું ભાગ્યેજ કોઇ હશે. કારણ કોઇની બ્હેન તો કોઇની ભાઇની વહુ કોઇની ફોઇ તો કોઇની પુત્રી વૈધવ્ય દુઃખથી દુઃખી થતી માલમ પડતી હશે

વિધવાઓની સ્થિતી લગભગ ભીક્ષુક જેવી છે કારણ વિધવાઓને ઘણો ખરો પોતાનો નીરવાહ કોઇ ઉપરજ અવલંબીને હોય છે આર્યાવર્તમાં એકે એક હિંદુ કુટુમ્બ વિધવાઓના દુઃખથી ગાંઢીતંગાર હશે.

સર્વ પ્રાણીઓમાં મનુષ્ય ઉત્તમ પ્રાણી કહેવાય છે પણ મનુષ્યમાં તો વિધવા સ્ત્રીઓ તો સર્વ પ્રાણીઓ કરતાં પણ અત્યંત કંગાલ સ્થિતીમાં મૂકાયેલી છે. એમ સર્વ કોઇને માનવુંજ પડશે.

સ્ત્રીઓ મુળથીજ અબળા કહેવાય છે અને તેમાં વળી જયારે તેનું ભાગ્યરૂપી રત્ન નિર્દય કાળના પ્રહારોથી લુંટાઇ જાય છે. ત્યારે તો તે તદન નિરાધાર અને લાચાર હાલતમાં આવી પડે છે.

મુંગા પ્રાણીઓ રસ્તામાં ઉગેલું ઘાસ ખાઇને પોતાનું પેટ ભરી શકે છે. પણ સ્ત્રીઓ તો યોગ્ય રૂપ મનાય છે રસ્તામાં ઉગેલું ઘાસ તે ખાઇ શકિતં નથી. તેમ ફળ લેવો તે જંગલમાં જઇ શકિતં નથી કે ફળને આધારે રહી શકે,

આશ્ચર્ય તો એ છે કે કુટુમ્બના સ્નેહશીલ માણસો કુટુંબની વિધવા ઉપર કેવા કેવા સકટો શીશી વિપત્તિઓ પડી ઇત્યાદિનું રસ ભર્યું ખ્યાન સંબંધીઓને અને બીજા કુટુંબીઓને કહી સંભળાવશે પણ દુઃખ ઓછું કરવાનો ખ્યાલજ તેને આવશે નહિં. તેને અસખ્ય વિઘ્નો મુસ્કેલીઓ સહન કરવી પડે છે અને કેટલીક વારતો તેને એટલા વીઘ્નો વધી જાય છે કે એટલાં એટલાં કષ્ટો તે શી રીતે વેઠી શકે એજ એક મ્હોટો પ્રશ્ન થઇ પડે છે. તેના વૈધવ્ય ના દુઃખનો લેશ માત્ર પણ વિચાર કર્યા સીવાય મુઇ રાંડ અપશુકનીયાળ આવી છે ત્યારથીજ ઘરમાં સુખ નથી. ઇત્યાદિ વચનોથી વધાવી લેશે. એવી પરમ દુઃખમય સ્થિતીમાંજ તે બીચારીને આખો જન્મારો કાઢવો પડે છે.

અહિંસા પરમોધર્મને જાણનારા દયાળુ સદગ્રહસ્થો! દુઃખમાં ડુબેલી વિધવાની સ્થિતી સુધારવા તેમજ તેનું દુઃખ દૂર કરવું તે આપણાજ હાથમાં છે. કારણ કે તે બીચારી વિધવા નાની ઉમ્મરમાંજ દુઃખમાં ડુબેલીને શાન્તી તેને કોઇ જગ્યાએ મળતી નથી. ધર્મક્રિયામાં જીંદગી પુરી કરે છે તેમાં પણ સમાજવાળાં તરફથી શાન્તી ભાગ્યેજ કોઇકને હશે: સગાવ્હાલાને તો એમજ હોય છે કે વિધવા થઇ કે તેને ઘરમાંજ કામકાજમાં વખત પુરો કરવાની ફરજ પાડવામાં આવે છે તે પણ હદ ઉપરાંતનો બોજો જાણે કે મજુરણ તરીકે ઘરમાં રહી કામ કરી પેટ ભરે. બીજો કોઇ પણ તેનો હક રહેતો નથી. એક તો દુઃખમાં ઘેરાયલીને બીજું કુટુંબના કલેશથી કંટાળતાં જરા ધર્મ ધ્યાન કરવાને કે પ્રભુ નામ લેવાને ચિત્ત લાગતું નથી. ને પ્રભુના સ્મરણનો વખત તો મળતો પણ

નથી. આવા દુઃખમાં ઘેરાયેલી બાઇનું ચિત્ત ઠેકાણે રહેતું નથી, એટલે તે બાઇ દુઃખમાંથી છુટવા ઘણા પ્રયત્ન કરે છે. પછી તે બાઇ અજ્ઞાનતામાં મુંઝાવાથી રસ્તો નહિ સુઝવાથી સગા વિરૂદ્ધ થઇ સારો યા ખરાબ માર્ગ જે ઠીક લાગે તે રસ્તો ગ્રહણ કરે છે આવા ઘણા દાખલા જોયા છે અને સાંભળ્યા છે. તે જોઇને ઘણી લાગણી થાય છે કારણ કે આવું થવામાં મુખ્ય નીમીત્તરૂપે સગાં વ્હાલાં છે.

જો સગાં સંબધીઓ તે વિધવાઓનું હીત બરાબર સમજે તો આ દશા ન આવે અને તેટલા માટેજ વિધવાઓના ભલા માટેજ ખાસ, આશ્રમોની સગવડો થઇ છે કે જેમાં રહી તેઓશાન્તીથી જ્ઞાન મેળવી સારી કેળવણી લઇ પોતાના આત્માનું કલ્યાણ કરે અને દેશને સમાજને ઉપયોગી થાય. ભવિષ્યમાં ઘણાને લાભ આપી શકે. અજ્ઞાનતા દૂર થાય પોતાની જીંદગી જ્ઞાન મેલવી વૈરાગ્યરૂપી બનાવે. અને જ્ઞાનથી તે વૈધવ્ય દુઃખને સમતાથી સહન કરી શકે ને પ્રભુભક્તિ સમજી શકે. પોતાની જીંદગી સુધારે ને બીજાને ઉપયોગી થાય.

પરંતુ અફસોસની વાત છે કે બીચારી વિધવા બાઇઓને આવા આશ્રમમાં દાખલ થવાની ઇચ્છા હોય છતાં તેનાં સગાં સંબંધી પોતાના સ્વાર્થ ખાતર તે બાઇની જીંદગી એમને એમજ દુઃખમાં ગળાવે છે ને આવા ઉત્તમ સાધનોને સગવડોમાં શાન્તી, સુખથી જ્ઞાન મેલવવાના સ્થાનોમાં-આશ્રમોમાં મોકલતા નથી. હાલ તો ઘણી જગ્યાએ આશ્રમો સ્થપાયાં છે. મુંબઇમાં, સુરતમાં, અમદાવાદમાં, રાજકોટમાં ભાવનગરમાં, વિધવા બ્હેનોને જે સ્થળે દાખલ થવા ઇચ્છા હોય ત્યાં દાખલ થઇ શકે છે. જૈન વિધવા બ્હેનો સારૂ જૈન વનિતા વિશ્રામ સુરત ગોપીપુરામાં ચાલે છે ત્યાં તે બ્હેનોને ધર્મ ક્રિયા સંબંધીનું જ્ઞાન ગુજરાતી ઉદ્યોગ નીતી શિક્ષણ વિગેરે શિક્ષણનું સાધન મલશે.

પણ તેનાં સગાઓ કહેશે કે ધર્માદાનું ખાઇએ તો દોષ લાગે ને આશ્રમમાં મૂકીએ તો આબરૂ જાય આવું સમજવું ભુલ ભરેલું છે. એવી સંસ્થાઓ ઉઘાડી છે તે ખાસ પોતાની જાતી બ્હેનોની સ્થિતિ સુધારવા માટેજ ઉઘાડી છે.

આવી સંસ્થાઓમાં ગરીબ કે તવંગર કોઇપણ દાખલ થઇ શકે છે જેઓને પોતાને ખરચે રહેવા ઇચ્છા હોય તે પણ અંદર રહી શકે છે. ને તે જ્ઞાન મેલવી બીજી બ્હેનોને ઉપયોગી થઇ શકે છે. ને સુખમય જીવન ગુજારી દેશને ઉપયોગી થશે.

દરેક ગામના આગેવાનો પોતપોતાના ગામોમાંથી જે બ્હેનોને આવવા ઇચ્છા હોય તેમને મોકલવા ભલામણ છે જૈન બ્હેનોને અંહી સુરત જૈન વનિતા વિશ્રામમાં મોકલશો તો તે બ્હેનોની પાસે ગાડી ભાડાની સગવડ ન હોય તો તે અમોને જણાવ્યેથી સગવડ કરી આપશું.

સંપાદિકા.



# સ્ત્રી રોગ ચિકિત્સા

ગયા અંકથી ચાલુ

કોઈ કોઇ સ્ત્રીઓના શરીરમાંથી ઘણું રક્ત જતું જોવામાં આવે છે. છતાં એથી કોઇ પ્રકારનું કષ્ટ જોવામાં આવતું નથી. સામાન્ય રીતે ઘણીખરી સ્ત્રીઓને શીઆળા કરતાં ઉનાળામાં આર્તવ વધારે દેખાય છે; તે શિવાય ઉત્તેજક, કે મરચાં અથાણાં પાપડ વગેરે કોરી દાર મશાલાવાળા ખોરાકનું અતિ સેવનથી, માછલાં ખાવાની ટેવથી નાટકો વીગેરે વધારે જોવાથી પુરૂષના વધારે સહવાસથી તેમજ જે લોકોમાં રતુ પાળવાનો નિયમ છે તે જાતીઓમાં વધારે પરિશ્રમથી, રતુ કાળમાં પણ પુરૂષના પરિચયથી આર્તવમાં પ્રવાહમાં વધારો થવાનો સંભવ છે.

**આર્તવ દર્શનનો ક્રમ**—રતુના બધા દિવસોમાં એક સરખોજ આર્તવસ્ત્રાવ થતો નથી પ્રથમ અત્યંત સામાન્ય રૂપે દેખાય છે. ઘણીવાર તો સ્વચ્છ પ્રદરનો માત્ર ઝાંખો ગુલાબી જેવો રંગ જોઇને અને પ્રદરના પ્રવાહની કાંઇક વૃદ્ધિ જોઇને પણ સ્ત્રીઓ દૂર બેસે છે. એવું પણ દેખાય છે. પછી ધીમે ધીમે ક્રમસર તે પ્રવાહમાં વધારો થતો જાય છે, ઘણું કરીને બીજે કે ત્રીજે દિવસે વધારે પ્રમાણમાં રતુસ્ત્રાવ થતો જોવામાં આવે છે. અને ત્યારબાદ ધીમે ધીમે શ્રાવ ઓછો થતો જાય છે. જેમ આર્તવના દિવસો પુરા થવા આવે તેમ તેમ થોડો સ્ત્રાવ એકવાર દેખાયા પછી કેટલાક કલાક વચ્ચે બંધ થઇ પાછું જરાક આર્તવ દેખાય છે.

**આર્તવ પ્રાકૃતિક સ્વરૂપઃ**—સાધારણું રીતે આર્તવનું લોહી શરીરના બીજા અવયવો માંથી નીકળેલા લોહીની પેઠે જામી જતું નથી. પરંતુ જો રક્તસ્ત્રાવ વધારે જાય તો પછી અંદરથી ચોકખું લોહી પણ આવે છે. જે કદાચ ઠરી જાય છે. આર્તવનું લોહી ન જામવાનું કારણ એવું છે કે આર્તવ ગર્ભાશયમાંથી નીકળે છે. અને તેની સાથે ગર્ભાશય ગ્રીવા તેમજ તેમજ વરાંગ પથમાંનો શ્લેશમ પદાર્થ મળેલો હોય છે. એવો પણ સિદ્ધાન્ત છે કે રક્તની સાથે પરૂ અથવા શ્લેષ્મ મેળવવામાં આવ્યું હોય તો લોહીનું પ્રવાહીપણું જેવી ને તેવી હાલતમાં જાળવી શકાય છે. આર્તવના લોહીમાં એક પ્રકારની વિચિત્ર ગંધ આવે છે.

**રૂધિરાગમનસ્થાન**—હાલમાં એ વાત તકરીજ થઇ ગઇ છે. કે આર્તવનું રક્ત ગર્ભાશયના ગર્ભમાંથી એટલે અંદરના ભાગમાંથી આવે છે. આર્તવના દિવશોમાં સ્પેકયુલમ, (ગર્ભાશય વિસ્તારક દર્શન નળિકાયંત્ર) મારફત પરિક્ષા કરવામાં આવે તો ઉપરના સ્થાનમાંથી નીકળતું લોહી જોઇ શકાય છે.

**રતુ કેવી રીતે આવે છે**—રતુ વખતે ગર્ભાશયની શ્લેષ્મત્વચા—સ્ફીત (ઉપડી આવેલી) અને રક્ત પૂર્ણ હોય છે. તેમાંથી રક્ત બહાર આવે છે. વળી કેટલાકનો મત એવો છે કે જે લોહી રક્ત વાહિન નળીઓ મારફત હમેશા ગર્ભાશયમાં ફરે છે, તે નળીઓ ફુટીને તેમાંથી જે લોહી ચુએ છે અને બહાર આવે છે, પરંતુ વિદ્વાનો તો એવું માને છે કે રતુ વખતે ગર્ભાશયની શ્લેષ્મત્વચા ગર્ભાશયથી છુટી પડી જાય છે. અને અત્યંત નાના કટકાઓના રૂપમાં બહાર પડે છે. અને તેની સાથે રક્ત પ્રવાહિની બારીક શિરાઓ તુટી જાય છે.

અને તેનાં તુટેલાં મોઢામાંથી રક્ત પડે છે. આ મત વધારે પ્રબળ છે. અસ્વાભાવિક ૠતુ સ્રાવ થવો એ એક શરીર રચનાનો વિચિત્ર વ્યાપાર છે. આવા દાખલાઓમાં ૠતુ વખતે ગર્ભાશય મારફત કોઇ પ્રકારનો સ્રાવ થતો નથી. પણ તેને બદલે શરીરનાં કોઇ પણ સ્થાનમાંથી કેટલીકવાર લોહી પડે છે. ખાસ કરીને નીચેના સ્થાનોમાંથી આ જાતનું લોહી પડે છે.

**હોજરી**—હોજરીમાંથી લોહીની ઉલટી રૂપે અસ્વાભાવિક આર્તવ બહાર પડે છે.

**નાસિકા**—નાકમાંથી પણ એવો સ્રાવ થાય છે. જુવાન છોકરીઓને આર્તવ આવવા લાયક ઉમ્મર થયા છતાં આર્તવ ન આવવાથી નસકોરી ફુટે છે.

**ફેફસા (સ્તન)**—અથવા કોઇપણ અવયવમાં થએલ ક્ષતમાંથી તેમજ અર્શમાંથી પણ એવું અસ્વાભાવિક લોહી પડવું એ સંપૂર્ણ તનદુરસ્તીની નીશાની રૂપ નથીજ. ઘણું કરીને આવી સ્ત્રીઓને પ્રસવ થતો નથી. જે સ્ત્રીઓને આવો અસ્વાભાવિક આર્તવ દોષ લાગુ થએલો હોય છે તે સ્ત્રીઓ ઘણેભાગે વાયુવાળી નબળા બાંધાની હોય છે. કયાંકજ આવો અસ્વાભાવિક આર્તવ જીવન પુરૂ થાય ત્યાં સુધી પહોંચે છે.

**આર્તવ બંધ થવાનો સમય**—સ્ત્રીઓની મધ્યમ અવસ્થા પુરી થવા આવે તે વખતે સ્ત્રી જીવનમાં કેટલાક ફેરફાર થાય છે, જેથી જાણી શકાય છે હવે તે ગર્ભાધાન માટે લાયક નથી આ વખતે ૠતુ બંધ થાય છે, સ્ત્રી અંડ પરિપક્વ થતાં નથી બન્ને બાજુની ઓઝરી (બીજકોષ) વિખરાઇ ગયા જેવી થઇ જાય છે. તેમાં પણ તેનો ઉપરનો ભાગ કરમાઇ ગયા જેવો સંકોચાઈ જાય છે. બન્ને બીજ વહ સ્રોત સંકોચ પામી જાય છે. અથવા એકી સાથે તદન બંધ થઇ જાય છે. ગર્ભાશય નાનું થઇ જાય છે. ગર્ભાશય ગ્રીવા લુપ્ત થઇ જાય છે. તેમજ ગર્ભાશયનું અંદરનું છિદ્ર આ વખતે યોની પ્રણાલીના શેષ ભાગમાં એટલે છેડા ઉપર ઉપડી આવેલું દેખાય છે. કોઇ કોઇ સ્થળે ગર્ભાશય ગ્રીવાના બન્ને (અંદરનું તેમજ બહારનું) મુખ એક સાથે બંધ થઇ જાય છે, અને તેથી તેનું વચલું પોલાણ અંદર રોકાએલા શ્લેષ્મને લીધે ભરેલું હોવાથી ફુલી જાય છે, આવી સ્થિતિમાં ૠતુ બંધ થવાની ઉમ્મરે ૠતુ બંધ થવા સાથે પેટમાં ભાર અને ફુલાવો લાગવાથી ઘણી ખરી સ્ત્રીઓ પોતાને ગર્ભ છે એવા વહેમમાં પડે છે. અને મરતાં સુધી તે વહેમ દૂર થતો નથી, કોઇવાર ૠતુ બંધ થયા પછી ગમે તે કારણથી રક્ત સ્રાવ થાય તેને પણ ૠતુ સ્રાવ કહેવાની ભૂલ કરી દેવામાં આવે છે.

**ૠતુ બંધ થવાનો ક્રમ**—ૠતુ એકદમ એક સાથે બંધ થતું નથી શરૂઆતમાં બેએક માસ બંધ રહી તે પછી દેખા દે છે વળી કોઇને મહીનામાં એકદમ ઘણું થોડું દેખાય છે. એ રીતે અનિયમીત રૂપ ધારણ કરીને ધીમે ધીમે બંધ થાય છે. કેટલીક સ્ત્રીઓને આ અરસામાં અત્યાર્તવ (લોહીવા) એટલા બધા પ્રમાણમાં વધી જાય છે કે જેથી ચાર કે પાંચ અથવા તેથી પણ વધારે મહીના જેટલી મુદત સુધી લંબાયા કરે છે, અને તેથી સ્ત્રીઓનું શરીર પાંડુ અથવા હૃદયના દરદથી પીડાતું રહે છે.

**ૠતુ બંધ થવા વખતે થતા ફેરફાર**—ૠતુ બંધ થવા વખતે વાયુ પ્રકૃતિની નબળા બાંધાની સ્ત્રીઓનાં શરીરમાં વાયુ બળવાન થઇ જાય છે, શરીરની નિર્બળતાના અંગે હૃદયમાં ફડકારો થયા છે. ઉંઘમાંથી કોઇ જગાડે ત્યારે આ ફડકારો જોવામાં આવે છે, મોંઢું ફરી જવું બુમો પાડવી ચિત્તમાં ચંચળતા નપીજરી વીગેરે સ્નાયુ સંબંધી દરદોનાં લક્ષણો ખાસ જોવામાં આવે છે

અને જે સ્ત્રીઓને ગર્ભાશય અથવા ઓવરી વીગેરે જનનેંદ્રિયના જૂના રોગો હોય તેઓને રોગ રૂતુ બંધ થવાથી માસિક ઉત્તેજન બંધ થવાની સાથેજ એક સાથે નિર્મૂળ થઇ જાય છે.

**આર્તવ સંબંધી દરદો**—કુદરતી આર્તવના સંબંધમાં આપણે વાંચ્યું અને તે સંબંધી અત્રે કેટલીક હકીકત આપીયે છીએ:

તંદુરસ્ત સ્ત્રીઓને યૌવનના આરંભથી સ્વભાવિક રૂતુ આવ બંધ થવાનો વખત થાય ત્યાં સુધી નિયમીત રીતે મહીને મહીને રૂતુ આવે છે સાધારણ રીતે રૂતુ આવતાં પહેલાં સ્ત્રીઓને આળસ આવે છે. ચહેરો લાલ થાય છે, માથું દુઃખે છે. અને કમ્મરમાં દુખાવો થાય છે. અને કેટલીક સ્ત્રીઓને તાવ પણ આવે છે. અને ત્યાર બાદ કેટલાક કલાકે, અટકાવી ન શકાય એવો કંઇક કાળાશ પડતો અમ્લ ગુણવાળો લોહીનો પ્રવાહ વરાંગમાંથી બહાર નીકળવા માંડે છે. અનાર્તવ અલ્પાર્તવ અત્યાર્તવ અથવા પીડાર્તવ વીગેરે થાય ત્યારે તે આર્તવ સંબંધી દરદો ગણાય છે આપણા દેશમાં આજકાલ આર્તવ સંબંધી દરદો ઘણાં વધી પડ્યાં છે તે વધવાનાં કેટલાંક લક્ષણો નીચે પ્રમાણે છે.

શીશીઆરીવાળો પોશાક પહેરવાથી ખાટા તીખા ગરમ ખોરાક ખાવાથી તેમ વધારે મસાલાદાર ખાવાનું તેમજ ઉત્તેજક પીણાં અને વિલાસી જીંદગી વીગેરે મુખ્ય છે.

કેટલીક બહેનો તો એમ પણ સમજે છે કે આપણાથી દળાય નહી ખંડાય નહિ પાણી તો નજ ભરાય પણ તે ભૂલ ભરેલું છે. વળી કેટલીક બ્હેનો એમ પણ સમજે છે કે આપણાથી રંધાય નહિ બ્રાહ્મણ રસોઈ કરે તેમાં પણ કાચુંપાકું તેમજ પોતાને મન પસંદ તો રસોઇ થાયજ નહિ પાનની ધૂળ બનાવવી અને તે ન આવે ત્યાં સુધી ભૂખ્યા પેટે અપવાસ કરવોજ જોઇએ કારણ કે રાંધતાં તો નજ આવડે. અને કોઇ દિવસ જોગાનજોગ મહારાજ બીમાર પડે તો હોટલનું તાઢું ઉનું ખાવું પડે આ સ્થિતી ખરે દુઃખદાયક છે. આપણે હવે આપણી મૂળ વાત ઉપર આવીએ પણ તે પહેલાં કહેવાનું કે બ્હેનો મેં જે વાક્યો લખ્યાં છે તેથી આપ ગુસ્સે ન થતાં અને કદાચ થાઓ તો ગુસ્સો નરમ પડતાં લખેલા વાક્યોનો ખુબ વિચાર કરશો (વિચાર ન કરો તો ક્ષમા આપશો) રાંધવું ખાંડવું પાણી ભરવું તે તો આપણી ફરજ છે. અને તેથી આપણે એક જાતની કસરત પણ થાય છે. માટે બ્હેનો બને ત્યાં સુધી આપણાથી બને તેટલાં કામો આપણે હાથેજ કરવા અને નોકર પાસે પણ કરાવવા યોગ્ય હોય તે કરાવવાં વીગેરે વીગેરે.

**નષ્ટાર્તવ**—થોડો વખત આર્તવ દેખાયા પછી બંધ થઇ જાય અથવા બહાર બેઠા પછી એકાએક આર્તવ ખેંચાઇ જાય તેને નષ્ટાર્તવ કહે છે.

**કારણ**—રૂતુવાળી સ્ત્રીને ટેઢું લાગવાથી અથવા પથરાવાળી જમીન ઉપર પડી રહેવાથી ભેજવાળી જમીનપર તળીઆમાં સુંઇ રહેવાથી રાત્રે ખુલ્લી હવામાં સુવાથી ઠંડાપાણીથી ન્હાવાથી તથા આર્તવના દિવસોમાં બરફ આઇસક્રીમ વીગેરે ખાવાથી આવેલું રૂતુ એકાએક બંધ થઇ જાય છે. વળી માનસીક ચિન્તા કોઇ જાતનો ભય અથવા ત્રાસને લીધે મગજ ઉપર ધક્કો પહોંચવાથી રૂતુ દેખાતું બંધ થઇ જાય છે. આર્તવવાળી સ્ત્રીને કોઇ ભયંકર દરદ તાવ કે બીજો કોઇ સખ્ત રોગ ઉપડી આવે તોપણ અટકાવ બંધ થાય છે. અટકાવના દીવસોમાં અજીર્ણ કરનારી વસ્તુઓ ખાવી નહિ તેમજ ખટાશ (બોર કોઠું ભાત દહીં આંબલી કાચી કેરી) ખાવાથી રૂતુ બંધ થઇ જાય છે. અને તેથી કેટલીક વખતે તેથી તાવ આંબળી સંધિવા તેમજ [illegible] અને બીજા દરદો થાય છે.

**લક્ષણો**—આર્તવની અટકાયત એકાએક થવાથી સ્ત્રીને કોઇ જાતની પીડા ન થાય કે કંઇપણ ઉપદ્રવ ન થાય એમ બનતું નથી. ઘણું કરીને થોડો ઘણો તાવ ચડે છે. વધારે તરસ લાગે છે. માથું દુખે છે. અને ફેફસાંનો મગજનો અથવા ગર્ભાશયનો વરમ થઇ આવે છે. અને તેની સાથે પેડુ કમ્મર અને પેટમાં ચરકા ઉપડી આવે છે. અને અટકાવમાંથી ઉન્માદ ગએલી સ્ત્રીઓ જોવામાં આવે છે, અને કેટલીક વખત ઘણો સખત તાવ આવે છે. અને તેથી દરદી કેટલીકવાર બે ભાન થાય છે. અનાજ લઇ શકાતું નથી. રતુ એકાએક બંધ થવાથી સ્ત્રીઓના શરીરને ઇજા પહોંચે છે. અને કેટલીક વખતે ઇજા થતી નથી ત્યારથી કેટલાક જીર્ણ અને હઠીલાં દરદો પોતાનાં મૂળ નાંખે છે. તેથી સ્ત્રીઓને ઘણાક માસ બીમારી ભોગવવી પડે છે, અને કોઇ વખતે પ્રદર ઉપડી આવે છે. આંખ ચહેરો વીગેરે ફીકાં પડી જાય છે.

**પથ્યાપથ્ય**—ખેંચાઇ ગએલું રતુ પાછું લાવવા માટે સ્ત્રીને કમ્મર બુડ ગરમ પાણીમાં બેસાડવી તથા ઉનું પાણી પીવા આપવું. સ્ત્રીને આખા શરીરે તેલનું મર્દન કરવું ટાહાડા પાણીએ નાહવું નહિ. ઉઘાડા શરીરે બેસવું નહિ પેશાબ સાફ આવે તે માટે અહાર વિહારમાં સંભાળ રાખવી. (અપુર્ણ.)

---

# વનિતા વિશ્વ.

## (ચાતુર્માસની કથા)

સિધપુર શહેરમાં ગંગાશંકર નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તેની પત્નીનું નામ મંગળાગૌરી હતું. ગંગાશંકર યજમાન વૃતિથી પોતાના કુટુંબનો નિર્વાહ ચલાવતા હતા. કુટુંબમાં પતિપત્નિ સીવાય બીજું કોઇ ન હોતું. તેઓને સંતતિ ન્હેતી, પરન્તુ તેથી દીલગીર ન થતાં ઈશ્વર ઇચ્છાને આધિન થઇ આનંદથી રહેતાં. મંગળાગૌરી સાધારણ લખી વાંચી શકતી હતી. અને તેથી ફુરસદ વખતે પોતાનાં સહવાસવાળાં પાંચ બૈરાં એકઠાં કરી લોકોની કુથલી ન કરતાં તે બાઇ સારાં ધર્મનિતીના પુસ્તકો વાંચી સહવાસમાં આવનાર બૈરાંઓને સંકટ સમય મદદ રૂપ થતી કામ સિવાય નકામી લોકોને ઘેર જઇ વખતનો દુરઉપયોગ કદીપણ કરતી નહિ. દીન દુર્બળ અપંગ અને અનાથ બાળકોને જોઇ તેણીને અસંત દુઃખ થતું અને પોતે દુઃખ વેઠીને પણ સહાય આપવા હમેશાં તત્પર રહેતી ભીક્ષાંમાંગી મફતનું ખાઇ મસ્તખની ફરનારા આળસુઓના કરતાં અપંગ અનાથ મનુષ્યને પછી ભલેને તે ગમે તે જ્ઞાતિનો હોય તોપણ તેને મદદ અર્થાત દાન કરવાનાં તથા સહાય કરવામાંજ ખરું કૃતવ્ય છે એમ તેણી જાણતી હતી. ગમે તે કોમના પણ અનાથ તથા અપંગને મદદ કરવાથી પ્રભુ પ્રસન્ન રહે છે એવું માનતી હતી. હમ્મેશા સાદી રહેતી દાગીના કે વસ્ત્ર સંબંધી કદિપણ પોતાના સ્વામીને પજવતી નહિ. હમેશાં શાંત પ્રફુલિત મુખાર્વિંદે ગૃહ કાર્યમાં નિમગ્ન રહેતી અને કદિપણ નવરી બેસતી નહીં પારકાની કુથલી કરવી તેણીને ઘણોજ કંટાળો હતો. કામ ન હોય ત્યારે પોતાનો અભ્યાસ વધારવા શક્તિ મુજબ પ્રયત્ન કરતી અને આથી તેણીને

દેવ દર્શને કે બ્હાર ન્હાવાધોવા જવાનો વખતજ મળતો ન્હોતો. તેમજ એવી જગ્યાએ જઇ ભીડમાં પારકા પુરૂષોના ધક્કા ખાવા મર્યાદા છોડી નદીપર ખુલ્લી જગ્યામાં જવામાં પુન્ય છે એ તે બાઇ માની શકિત ન્હોતી. ધર્મ તરફ તેમજ નીતિ તરફ તેણીને અતિશય શ્રદ્ધા હતી. પરંતુ ધર્મ તથા પરોપકારના નામે મર્યાદા અને નિતિનો ભંગ થવા જેવું વર્તન કદી પણ કરતી ન્હોતી.

એક દિવસ ચાતુર્માસમાં પાડોશણોના અતિ આગ્રહથી તેણી કથા સાંભળવા ગઇ શાસ્ત્રી મહારાજે કથા શરૂ કરી હતી. સેંકડો સ્ત્રીઓ કથા સાંભળવા આવી હતી. પરંતુ તેમાંની કેટલીક સ્ત્રીઓ શાસ્ત્રી માહારાજનો ઉપદેશ શ્રવણ કરતી ન હતી. તે તો કોણ જાણે કેમકે કોઇ ઘરેણાની તો કોઇ લુગડાની કોઇ સાસુની કોઇ વહુની કોઇ ભાભીની કોઇ દેરાણી જેઠાણીની તે કોઇ નણંદની કોઇ પાડોશણને છોકરૂં આવ્યાની કોઇ કંકુડો ફીની કાણે જવાની વાતો કરી રહી હતી. બિચારી મંગળાગૌરી માત્ર એકાગ્રતાથી શાસ્ત્રી બાવાના વચનામૃતનું પાન કરતી હતી. કથામાં શ્રી કૃષ્ણની રાણી સત્યભામા અને પાંડવ પત્નિ સતિ દ્રૌપદી વચ્ચે થયેલો સંવાદ આવ્યો. એક દીવસ શ્રી કૃષ્ણના પત્નિ સત્યભામાએ સતિ દ્રૌપદીને પ્રશ્ન કર્યો કે દ્રૌપદી તારા પતિ કોઇ દીવસ ત્હારા ઉપર ગુસ્સે થાય છે કે,

દ્રૌપદી—દેવી મ્હારા પતિ કદી પણ મારા ઉપર ગુસ્સે થતા નથી અને તેમને શા માટે ગુસ્સે થવું પડે. અહોનિશ તેમને પ્રસન રાખવાને હું પ્રયત્ન કરૂં છું અને ઇશ્વર કૃપાથી તેમાં મને યશ મળે છે.

સત્યભામા—આશ્ચર્ય હું એક પતિને પણ વશ રાખી શકિત નથી તેમને પ્રસન્ન રાખવાના અનેક પ્રયત્ન કર્યા છતાં નિષ્ફળ નીવડું છું અને તારે પાંડવો પાંચ છે છતાં તું કહે છે કે તેઓને પ્રસન્ન રાખી શકું છું ખરે નવાઇ જેવું બ્હેન શું તારી પાસે કાંઇ વશીકરણ મંત્ર છે કે?

દ્રૌપદી—અહો દેવી આપ જાણી જોઇને શા માટે અજાણ્યા થાઓછો ? શું આપ જાણતા નથી કે પતિ વશ કરવાનું સાધન વશીકરણ વિધા નથી. બ્હેન વશીકરણ વિદ્યાથી કે છળકપટથી પતિ વશ થતા નથી. પરંતુ નિષ્કપટ પ્રેમ સહન શીળતા શાંતિ દયા ક્ષમા સ્વાર્થ ત્યાગ ઇત્યાદી સદ્ગુણો રૂપી દિવ્ય શૃંગારથી અલંકૃત થઇ નિષ્કામ પતિ સેવા કરવી એજ પતિને પ્રસન રાખવાનો અને વશ કરવાનો મહા મંત્ર છે. એ સિવાય બીજો એકે પણ ઇલાજ (ઉપાય) નથી.

ઉપલો ઉપદેશ સાંભળી મંગળાગૌરી ઘેર ગઇ પતિ સેવા કરવામાં હવે તેણીનો પહેલાં કરતાં વધારે સમય જતો રાત્ર દિવસ તેણી પતિ સેવામાંજ નિમગ્ન રહેવા લાગી. ગમે તેટલું કરવા છતાં તેણીને કોઇ કોઇવાર શંકા થતી કે એમની સેવા કરવામાં મ્હારાથી કાંઇ ચૂકતો નથી થતી મ્હારા વર્તનથી એમને સંપૂર્ણ આનંદ અને સુખ મળે છે કે નહી. ત્યાર પછી તેણીને કથામાં જવાની ફુરસદ મળી નહી. એક દહાડો વળી પાછો પાડોશણોએ આગ્રહ કર્યો કે તે દિવસે તમે આવ્યાં ત્યારે અમે ધાર્યું કે એક દહાડો કથા સાંભળશો એટલે રોજ આવશો પણ ત્યાર પછી તમે તો આવ્યાંજ નહી. બળયું આઓ દહાડો શું કર્યા કરો છો.

ભોળી મંગળાગૌરીએ નમ્ર પણે ઉત્તર આપ્યો કે બ્હેનો ખરેખર તમોને ધન્ય છે, હું તો તે દિવસે પતિ સેવાનું માહાત્મ્ય સાંભળી આવી ત્યારનું મને કાંઇ સુઝતુંજ નથી. આ કરૂં કે તે કરૂં શું કરવાથી તેમને સુખ અને આનંદ થશે એવા વિચારમાં અને કામમાં દહાડો કયાં જાય છે તે ખબર પણ પડતી નથી. પણ તમે તો રોજ કથા સાંભળવા જાઓ છો. અને રોજ નવા નવા ઉપદેશ સાંભળી આવીને તે પ્રમાણે વર્તવા છતાં વખત કેમ બચાવી શકો છો એનુંજ મને આશ્ચર્ય લાગે છે.

આ સાંભળી તેઓમાંની એક હસીને બોલી અરેરે તમે તો છેકજ ભોળાં જણાઓ છો. અરે કથા સાંભળીને તે પ્રમાણે કંઇ આપણે બધું કરવાનું થોડું છે કે એમ કરતાં પાર કયાં આવે, એ તો દેવ લોકોની વાતો દ્રૌપદી સત્યયુગની દેવી હતાં. અને આપણે કળીયુગના માણસ છીએ. આપણાથી કાંઇ તેના જેવું થવાતું હશે. તેના જેવી પતિ સેવા આ ઘોર કળીયુગમાં કરી શકાય નહી. ઇત્યાદી.

આ સાંભળી મંગળાગૌરીને ઘણોજ ખેદ થયો તેણીએ સહેજ ગુસ્સાથી કહ્યું ત્યારે તમો રોજ રોજ દોડયાં દોડયાં કથા સાંભળવા જાઓ છો શું કામ એ તો પેલાના જેવું થયું રાક્ષસ રાવણ કે શ્રીરામ ભુલા પડેલે પુછ્યું આમ રામાયણ આખું સાંભળ્યું જે એમ કહે એમાં શું વળયું.

અર્થાત કહેવાની મતલબ એજ કે પ્રથમ પોતાનું વર્તન શુદ્ધ બનાવવું જોઇએ તે સત્ય યુગની દેવી હતાં અને આપણે કળીયુગની સ્ત્રીઓ છીએ એવી ભાવના રાખવી ન જોઇએ એમ માનીએ છીએ અને એમ માની લઇ પોતાનું વર્તન શુદ્ધ કરવા તરફ બે દરકાર બની કર્તવ્ય ભ્રષ્ટ થઇએ છીએ તેથી ઘોર કળીયુગ આપણા જેવી કઠોર અને આત્મશ્રદ્ધા વગરના માણસોમાં પોતાની સત્તા ચલાવી શકે છે, ઉપદેશ પ્રમાણે શુદ્ધ આદર્શ રૂપ ચારિત્ર્ય બનાવી આત્માની ઉન્નતિ કરવા માટે હૃદયમાં લેખ ગ્રહણ કરશો તો આજે પણ સત્યયુગ શુદ્ધ હૃદયવાળાઓને માટે પ્રવર્તિ રહયો છે. ૐ સંપુર્ણ.

## જીવું તો શું, મરૂં તો શું.

કરૂં ના કોઇનો સારૂં જીવું તો શું મરૂં તો શું,
દઉં ના રૂણ જો મારૂં જીવું તો શું મરૂં તો શું,
બળેલા કોઇ હૈયાને કરૂં ના શાન્ત જો કદિ,
ન ખેરૂં અશ્રુ તે માટે જીવું તો શું મરૂં તો શું,
દુઃખીની દાઝના જાણું, એકલો મોજ હું માણું,
ભરી જો પેટ હું મારૂં, જીવું તો શું મરૂં તો શું,
સમાજે હું ઉછર્યો ને, સમાજે જ્ઞાન આપ્યું છે,
દઉં ના તે દેવું જો જીવું તો શું મરૂં તો શું,
ખીલાવી ના બધી શક્તિ દમી આત્મા સદામારી,
વિષયનો જો બનું કીડો, જીવું તો શું મરૂં તો શું,
નઠારૂં સારૂં જાણ્યાની મળી શકિત મને છે ને,

છતાં જો ન કરૂં સારૂં જીવું તો શું મરૂં તો શું,
કુપંથે ચાલનારાનો બીજાનો દોષ હું નીહાળું,
સુધારૂં જાત નહિ મારી જીવું તો શું મરૂં તો શું,
સુધારક ગણાવાને દઉં હું જ્ઞાન બીજાને,
બનુ ના "આત્મ સુધારક" જીવું તો શું મરૂં તો શું.

લી૦ આત્મ સુધારક



## આદર્શ શંશાર.

પ્રિય ભગિનીઓ ઇશ્વરેચ્છાથી આ મંગળ સમયે આપણે અત્ર એકત્ર થયાં છીએ અને નિયમાનુસાર આપણે આપણા કાર્યક્રમમાં ઉપસ્થિત થયાં છઇએ વળી આપણે સેંકડો સ્ત્રી પુરૂષો બ્રહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને અન્ય જ્ઞાતિના અનેક દરજ્જાના અને સાધ્વીઓ અત્રે મળ્યાં છઇએ કેટલાક તો સેંકડો કોસથી અત્ર આવી વિરાજેલા છે અને આપણા મંગળ નિકેતન ઇષ્ટ શ્રીની વિજયપતાકા નીચે આપણે સર્વ આનંદ મગ્ન થઇએ છઇએ. આપણાં અંતઃકરણો આટલાં બધાં આનંદથી ભરપુર આજે કેમ છે.

આપણા પરમપ્રિય પદાર્થની પ્રાપ્તિથી આપણા પરમ પ્રિય સંબંધીના સંબંધથી આપણી પરમપ્રિય ઇચ્છાની પરિતૃપ્તિથી પણ જે આનંદ ઘણે સમયે મળી શકતો નથી. તે આનંદ અને સુખ શાંતિ આજે આપણને આટલા મોટા પ્રમાણમાં શાથી પ્રાપ્ત થાય છે. કેટલાબધા કોસથી મુસાફરી કરી આપણે આવ્યાં છઇએ વળી કેટલાકનો તો શરીરનો શ્રમ પણ ઉતર્યો નથી અને છતાં આપણા હૃદયો આટલાં બધાં આનંદના મહાસાગરમાં નિમગ્ન થતાં કેમ પ્રતીત થાય છે. બહેનો પ્રત્યુત્તર એકજ છે આપણા ઇષ્ટ શ્રી કે જેમનો આપણા ઉપર અનુગ્રહ થયો છે તેઓએ આપણને પોતાના શાંત છત્ર નીચે આકર્ષી લીધાં છે. અને તેઓ પોતે શ્રી આજે આપણા અનેક હૃદયોમાં આપણા હૃદય રૂપી આદર્શમાં દર્પણમાં પ્રતિબિંબિત થયા છે અને આથીજ આપણને આજે આટલું બધું સુખનું આનંદનું અને શાંતિનું ભાન થાય છે અને આપણા નાના પ્રકારના કલેશ વિલાઇ જાય છે.

જ્યારે આપણી આસપાસની સામગ્રી દુઃખદ હોય છે ત્યારે સહજ અનુમાન કરી શકાય છે કે તેની સ્થિતિમાં આપણા અંતઃકરણને દુઃખનુંજ ભાન થવાનું. આપણા અંતઃકરણમાં દુઃખનું ભાન એ આપણને આપણા કલેશ જનક સંસ્કાર દ્રવ્યની-સત્તા વિષયે સુચવ્યા વગર રહેતુ નથી. સુખ વિષયે પણ એમજ છે. આસપાસની સામગ્રી સુખ રૂપ હોય ત્યારે અંતઃકરણમાં આનંદના ઉભરા આવતા આપણે ઘણી વખત અનુભવીએ છીએ અને તેથી અંતઃકરણમાં સુખનું ભાન એ આપણને આપણા પુર્ણ સંસ્કારની સત્તાનું ભાન કરાવ્યા વગર કેમ રહે? ત્યારે પ્રિય બહેનો આ અંતઃકરણ એ એક પ્રકારનું આદર્શ થયું કે જેમાં કલેશ જનક

સંસ્કાર આરૂઢ થતાં દુઃખનું ભાન થઇ જ્યાં કલેસજનક પ્રારબ્ધ સંસ્કાર અંતઃકરણની વૃત્તિમાં આરૂઢ થયા કે પછી બાહ્ય સંસારમાં દુઃખ ભોગવવાને માટે જે પ્રતિકુળ પ્રસંગોની આવશ્યકતા હોય છે તે તેની મેળેજ જ્યાં ત્યાંથી આવીને ખડા થાય છે અને ન ધારેલા સ્થળેથી વિપરીત જણાતા અનેક પ્રકારના પ્રસંગો બને છે અને જો અંતઃકરણમાં પુણ્ય પ્રારબ્ધ જન્ય સંસ્કાર આરૂઢ થાય છે તો પછી આનંદનું ભાન થય છે અને સુખનું અર્થે જે બાહ્ય સંસારમાં સામગ્રીની આપેક્ષા હોય છે તે આપોઆપ ક્ષણમાં ખડી થાય છે અને સુખનો પાર રહેતો નથી. ત્યારે હવે એ સ્પષ્ટ થયું હોવું જોઇએ પુણ્ય પ્રારબ્ધના સંસ્કાર બળવાન થયેલા હોવાથી ઇષ્ટ શ્રી વિષયક જ્ઞાન આપણા અંતઃકરણમાં આજે પ્રતિબિંબિત થયું છે અને પરિણામ જોઇએ છીએ કે આજે આ અંતઃકરણો આનંદથી ઉભરાય છે અને આનંદની સામગ્રીયો સેંકડો સ્થળથી અત્ર આકર્ષી આવી છે.

બહેનો જ્યારે હું આપને મારા અથવા આપણા સર્વના આનંદની સામગ્રી કહી બોલુ ત્યારે વિસ્મય ન થશો કેમકે તમે મારા આનંદની સામગ્રીજ છો તમે મારા આત્મીય છો અને તેજ પ્રમાણે આપણે પરસ્પર આત્મીય હોવાથી આનંદની સામગ્રી છીએ આપણા અંતઃકરણો એજ આજે દર્પણ છે આ રૂમમાં વીરાજેલા સર્વ જે સુખની સામગ્રી રૂપ છો તેને ગ્રહણ કરે છે અને તેજ એક સંસાર છે અને એજ પ્રમાણે આ સંસાર તે બીજું કંઇજ નથી પણ આપણાં અંતઃકરણ નામના દર્પણનું સ્થુળ રૂપ છે અને અંતઃકરણ એજ આ સંસાર છે આજનું અંતઃકરણએ આજનો સંસાર છે અને આજનાં અંતઃકરણમાં શ્રી ઇષ્ટ સામ્રાજ્ય ભોગવે છે બીજા શબ્દમાં બોલું તો ઇષ્ટ શ્રી અનેક અંતઃકરણ દ્વારે આપણા આ નાના સરખા સંસાર આદર્શમાં અનેક રંગે અને રૂપે આપણને પ્રતીત થાય છે અમૃતના સિંધુના માત્ર એક બિંદુના ગ્રહણથી જેમ તેની અમરત્વ આપવાની શક્તીની પરીક્ષાને માટે પુરતું છે તેમ આજે આપણાં ઇષ્ટશ્રીના સદ્‌ચિદાનંદ સ્વરૂપની વાસ્તવ પ્રતિતિ માટે કોઇએક વ્યકિતની શુભ સુખમુદ્રાનું દર્શન પુર્ણ છે.

કોઇએક વ્યકિતની સુખ-મુદ્રાનું દર્શન તુરતજ કહેશે કે આપણા ઇષ્ટશ્રી પ્રસન્ન રહેતા હતા શ્રેય સાધકના શુભ વ્યવહારો જુઓ તેમાં આવેલા સીદ્ધ પુરૂષો જુઓ તેમાં વિરાજતી સન્મતિવાનસ્ત્રીઓ જુઓ તેમાં સમાયલા પુણ્ય પુરૂષાર્થી પુરૂષો જુઓ જેથી તમને સહસા તમારૂં અંતઃકરણું કહેશેજ કે ઇષ્ટશ્રીઃ પ્રકારાન્તરે તેમનામાં વિરાજે છે તે સ્વયં બ્રહ્મ સતચિદાનંદ સ્વરૂપ શિવાય બીજું કંઇજ હોઇ શકેજ નહી આ આપણા નાના સરખા હૃદય રૂપી આદર્શમાં તથા આ મંડળ રૂપી આદર્શમાં આપણને આપણા ઇષ્ટશ્રીની પ્રતિકૃતિ પ્રતિત થયા વગર રહેતી નથી.

બહેનો કદાચ કોઇને સંશય થશે કે આપણે વિષયાંતર થઇએ છીએ આદર્શ સંસારનો વિષય ચર્ચવાની પ્રતિજ્ઞા કર્યા પછી આ તો પોતાના ગુરૂની પ્રસંસા કરવામાંજ સમય લેવા માંડયો છે એ વાત ખરી છે કે ઇષ્ટશ્રીની પ્રસંસા કરવી એ અત્યુત્તમ છે અને તેમ કરવું તે આપણ સાધક સ્ત્રીઓનો તો વિષેશ આનંદ જનક થઇ પડે છે પણ આ પ્રસંગે મારો તો આસય નથીઃ સંસાર આદર્શનું દ્રષ્ટાંત સાધવા માંડયું અને એથી ઉચ્ચતર દ્રષ્ટાંત મને કાંઇ સુલભ મહોતું આ શુભ સંસાર આદર્શમાં આશ્રેય સાધક મંડળ નામક સંસાર આદર્શમાં

પ્રતિબિંબિત થયલા આપણા છત્રશ્રીનું દ્રષ્ટાંત, આપણા સાધક બંધુઓને અને ભગિનીઓને અધિક સ્પષ્ટાર્થનું ભાન કરાવશે એ પણ એક આશય હતો. પણ આથી અધિક ઉચ્ચ આશય તો એ હતો કે પરમાર્થમાં તેમ વ્યવહારમાં પણ આ ઉચ્ચ દ્રષ્ટાંતનું અનુકરણ અધિક ફલદાયી નીવડવાના સંભવ વીશેષ છે અને તેથી આ વિષયે અધિક ન કહેતા હવે આપણે આપણો વિષય આગળ ચલાવીએ.

કોઇ અશિક્ષિત પ્રજાની એક વ્યક્તિ જોતાં આપણો તેના રાજા વિષે ઉંચો અભિપ્રાય બંધાતો નથી. અજ્ઞાની પ્રજાનો રાજા અજ્ઞાની લેખાય છે સુશિક્ષિત પ્રજાની એકપણ વ્યક્તિ તેના રાજા વિષે ઉંચા વિચાર બંધાવે છે. બુદ્ધિવાન પ્રજાનો રાજા બુદ્ધિવાન હોય છે તેમજ સદગુણનું પણ જાણવું પ્રજા સદગુણી થવી એપણ રાજાના સદગુણપર આધાર રાખે છે પ્રજા એ આદર્શ છે. દર્પણ છે. અને તેમાં રાજા પ્રતિબિંબિત થાય છે કોઇ વર્નાધિકારી લઇએ તો તે વિષે પણ આ સહજ માલુમ પડે છે સદ્ગુણી ગુરૂના શિષ્ય પણ સદ્ગુણીજ થાય છે. દુર્ગુણી ગુરૂના શિષ્ય ભાગ્યેજ સદગુણી નીવડયાનું આપણે સાંભળીએ છીએ શીષ્યો એ આદર્શ છે અને ગુરૂ તેમાં પ્રતિબિંબિત થાય છે. બહેનો આપણે, આપણાં દ્રષ્ટાંતો લઇએ કેમકે એક નાનું બાળક લ્યો તેના ગંદા કે સુઘડ મુખપર દ્રષ્ટી કરો તેનાં સ્વચ્છ કે મેલાં કપડાં જુઓ તમે તરતજ કહેસો કે તેની માતા સુઘડ કે ફુવડ છે વળી તમે કાંઇ બાળક સાથે વાત કરો તેની બોલવાની રીત જુઓ તેની ભાષા જુઓ, તમે તુરતજ સમજશો કે તેના માતાપિતા વડિલ શિક્ષિત છે કે અશિક્ષિત છે સભ્ય છે કે અસભ્ય છે શીલયુક્ત છે કે અમર્યાદ છે બાળક અહીં દર્પણ છે અને તે દર્પણમાં માતા અને અન્ય સંબંધી વર્ગ તેમાં પ્રતિબિંબિત થાય છે. માતપિતાના ગુણ અને અવગુણો તેમનાં બાળકોમાં આબેહુબ છપાઇ જાય છે અને ... જતાં એવાં તો ઉગીને મોટા વૃક્ષરૂપે અતિત થાય છે કે પછી તે જગતમાં માતાપિતાની ...તિના કે અપયશના સ્મરણ રૂપ થઇ રહે છે.

આથી આગળ વધીને બોલીએ કોઇ કુટુંબનાં ચાકર નોકરને જુઓ તેની રીતભાતથી તરતજ તમે તેમનાં શેઠ શેઠાણીની રીતભાત વિષે જોઇએ તેવા અભિપ્રાય બાંધી શકશો જેમ બાળક માતપિતા અને અન્ય સહવાસી જનનું પ્રત્યેક કાર્યમાં અનુકરણ કરે છે અને તેથી કાળે કરીને તેમનામાં પણ તેમનાં શેઠ શેઠાણી કે ઉપરીના ગુણ અવગુણની રૂડી વા ભુંડી છાપ પડે છે શેઠ શેઠાણી પ્રમાદી તો ચાકરો પ્રમાદીજ થવાના સુઘડ શેઠના સાં ગંદા માણસ નીભવાનોજ નહી એટલેથી અટકવાનુંજ નથી આપણા વિશ્વાસપાત્ર મનુષ્યો આપણા સગા સંબંધીઓ આપણા હીતસ્વીઓ અને આપણી બેનપણીઓ એ સરવેપર આપણા સારા નઠારા ગુણની છાપ પડે છે.

કોઇ એક સ્ત્રી કે પુરૂષને જોઇને કે અનુભવીને કહી શકાશે એનો સહવાસ સદ્ગુણી જનમંડળમાં છે કે દુર્ગુણીમાં છે.

હે ભગિનીઓ આપણે જોયું કે રાજા પોતાની પ્રજા નામના આદર્શમાં ગુરૂ પોતાના શીષ્ય નામના આદર્શમાં માતપિતા પોતાના બાળક રૂપી આદર્શમાં અને શેઠ શેઠાણી અને અન્યજનો તેમના નોકર ચાકર તથા સહ દાસીજનો નામના આદર્શમાં આબેહુબ છપાઇ જાય

છે અને આ આદર્શમાં પડેલી છબીઓ ઉપર ભિભિંત થયેલી વ્યકિતઓ માટે શ્રેષ્ઠ કે કનિષ્ટ અભિપ્રાય બંધાય છે અને તેટલા સારૂ સંસારને યોગ્ય રીતે આદર્શ સંજ્ઞા આપી શકાય.

પણ અહીં ઘણાઓને શંકા થશે મારી ફલાણી બેન તો ઘણાં વિવેકી, સમજણવાળા યા સત્યવાદી છે અને તેમની છોકરી તો પ્રભુ તોબા ફલાણા માણસ ફલાણા સારા કુટુંબમાં પાંચ વર્ષથી રહે છે. પણ તે મહા દુર્ગુણી છે અને કેટલાંક તો સદ્‌ગુણી અને મોટાં ગુણીયલ કુટુંબમાં જન્મધારણ કરે છે પણ તેના દુર્ગુણોનો પારજ રહેતોજ નથી.

અને એવાં અનેક દ્રષ્ટાંતો જોતાં આ સંસારને આદર્શની સંજ્ઞા આપતાં ઘણા અપવાદોની નોંધ લેવી પડે છે.

બહેનો હું સ્પષ્ટ શબ્દોમાં બોલીશ કે આ વિષયમાં એક અપવાદનો પણ અવકાશ રહેતોજ નથી કેમકે દરેક પરિણામને પૂર્વ પ્રસંગ હોવો જોઇએ આપણને પુરવાપરનું યોગ્ય જ્ઞાન થાય તો એક પણ અપવાદનો સ્વીકાર આપણે કરીશું નહીં, પૂર્વાપરનું સંપૂર્ણ જ્ઞાન થવાને સર્વજ્ઞતા પ્રાપ્ત કરવાને અપેક્ષા રહે છે ત્યાં પર્યંત કાર્ય કારણના અબાધિત નિયમને આપણે શ્રદ્ધા પૂર્વક સત્ય સ્વિકારીશું.

જ્યારે આમ છે ત્યારે હવે આપણું કર્તવ્ય શું છે? આપણે ગમે તેટલાં પવિત્ર છતાં આપણી આસપાસનો સંબંધી વર્ગ એવો હોય છે કે આપણે મલીનજ કરવાનાં અને અપયશનાં ભાગી થવાના અહિં આપણે ધીરજ ધરવી જોઇએ આપણે પવિત્ર છીએ પણ આપણા સ્થુળ શરીરની પવિત્રતા અહિં અપેક્ષિત છે એમજ સમજવું આપણા સુક્ષ્મ અને કારણ શરીર પણ પવિત્ર થવાં જોઇએ. જમાના દોષને લઇને છાયારૂપે પ્રતિકુળ ભાષતા બાહ્ય પ્રસંગો પ્રતિત થાય છે તેમના દોષો સમાવી દેવા જોઇએ તેમ કરતાં આપણને સંકટ આવશે અધિકારીને ડરવાની લેશ પણ આવશ્યકતા નથી સંકટ એ તો આપણી શુદ્ધિની કસોટી છે કસોટી એ ચડયાં વગર સુવર્ણની ખાતરી કેમ થશે સુવર્ણને શુદ્ધ કરવા કેટલા વિધિ કરવા પડે છે જેવાં કે કસોટીએ કશી કાનસથી અથવા છીણીથી કાપી અથવા ચીપાનું શુદ્ધ ચોખું કરવું હોય ત્યારે વારે વારે ભઠ્ઠીમાં નાંખી સર્વ ધાતુનો નાશ થાય છે ત્યારે જે ચોખુ સુદ્ધ સોનું થાય છે અને વિશુદ્ધીની પરિક્ષા પુર્ણ થાય છે તેમ આપણી પવિત્રતાનું પરીક્ષણ તેવું કોઇ અંશે હોય તો તેમાં આપણે નિર્ભય રહેવું અને અંતરમાં આનંદ મગ્ન થવું જોઇએ આ પરીક્ષણનો સમય પુરો થવા દો તેમાં પસાર થઇ બહાર નીકળો ને પછી જુઓ કે તમારા સંસાર આદર્શમાં તમે કેવે રૂપે પ્રકાશો છો.

બહેનો સંસાર આપણે કલ્પીએ છીએ તેટલો વિકટ નથી સંસાર અદ્દઢ છે અચલ છે સારી રીતે સરલતાથી વહી જાય એવા સ્વભાવવાળો છે. એટલે જે અત્યારે વિપરીત સંસાર પ્રાપ્ત હોય આપણે માટે વીપરીત અનુમાનનું કારણરૂપ પડનાર થઇ પડે છે તે સંસારયુક્ત સ્વભાવનો હોવાથી જો આપણે તેને બળ કરી પકડી ન રાખીએ તો તે તો સરી જવાનો અને અંતરબળથી જેવા સંસારને આપણે આકર્ષી લાવીશું તેવો સંસાર આપણી આગળ ખડો થવાનો તે સંસાર આપણને સુખસ્વરૂપ જણાવાનો આપણે સાવધ થઇ પ્રત્યેક

પ્રસંગોમાંથી હંસ ક્ષીરન્યાયે સારનેજ ગ્રહીને પ્રવાહ પતિત ન થતાં સરલ પ્રવાહમાં સ્વભાવથી વહીએ તો પછી અધિક પરિશ્રમ વગર આપણે આ સંસારને અનુકુળ કરી લઇએ.

કોઇ માહાત્મા આગળ એક દુઃખી માણસ ગયો અને તેણે કહ્યું મારી સ્ત્રી સારી નથી મારા સંતાન સારાં નથી સંબંધી સારા નથી વ્યહવાર પ્રતિકુલ છે કોઇજ સુખરૂપ જણાતાંજ નથી. માહાત્માએ કહ્યું તેનું કારણ તુંજ સુખરૂપથી દુર ગયો છે તુંજ સુખ તરફ ફર સુખસ્વરૂપને અભિમુખ થા. અને જેને તું દુઃખ માને છે તે સુખ રૂપ થશે.

પ્રતિકુલ જણાતાં પ્રત્યેક પ્રાણી પદાર્થને પોતાની વૃત્તિને અનુકુળ કરવાનાં પરિશ્રમ નિષ્ફળ નિવડે છે પણ તેમની ઉપેક્ષા કરતો પોતાના સ્વરૂપ લક્ષમાં જે આત્મ સુખે રહે છે તે કાળે કરી પ્રતિકુળ સર્વ પ્રસંગો અને પ્રાણી પદાર્થોને જીતે છે અને પોતાને અનુકુલ કરી લે છે માટે આપણે વીપરીત જણાતા આ સંસાર પ્રસંગમાંથી સારનોજ સ્વિકાર કરી અસાર ની ઉપેક્ષા કરતાં આપણા ઇષ્ટાર્થને પ્રાપ્ત કરવો એ આપણું કૃર્તવ્ય છે.

આપણે જોઇએ છીએ કે બ્રાહ્ય જગતમાં મનુષ્ય પોતાના પ્રયત્નથી પોતાને યોગ્ય લાગતા ફેરફારો કર્યા જાય છે. જડ પર ચેતન પ્રાણીનું રાજ્ય ચાલે છે અને મનુષ્ય પ્રાણી સર્વોતમ હોવાથી તે જડની પેઠે પરાધીન પડયું રહે એ બનવા સરખું નથી. મનુષ્યનો બાહ્ય વ્યવહાર જુઓ પોતે અનુકુળ ધારે છે તેવા પદાર્થો આ જડસષ્ટિમાંથી તે બનાવે છે, તેના નાના પ્રકારના આકારો રચે છે ભાંગે છે ફરી રચે છે તેને બીજા પદાર્થોથી શણગારે છે અને બીજી કારીગરી કરે છે અન્ય નિપુણોની સલાહ લે છે અને તેના મનની પરિતૃપ્તિ પર્યંત પોતાના પ્રયત્નથી વિરામતાં નથી પશ્ચિમની પ્રેજા જુઓ એમણે રચેલો જડ સૃષ્ટિનો સંસાર જુઓ તે સંસારોમાં પાશ્ચાત્યોની સઘળી મનોવૃતિઓનો અનુગમ થયેલો તેમ જોયા પ્રાણી લો. જેવાં કે ઘોડા હાથી અને અન્ય પક્ષીઓ લઇએ તો મેના પોપટ વગેરેને પોતાની વૃતિને અનુકુળ કરવામાં મનુષ્ય જાતેજ તેમનામાં રૂપાંતરને પામેલા આપણે જોતા નથી જડ પદાર્થોમાં જેમ તેના અભિમાનીના ગુણોનો સંચાર થયલો આવે છે તેમ હલકા પ્રાણીઓમાં પણ તેના અભિમાતીના ગુણોનો સંચાર થયલો આવે છે તેમ હલકા પ્રાણીઓમાં પણ તેના સ્વંમીના ગુણો અવગુણોની છાપ નજરે પડયા વગર રહેતી નથી. વગડાઉ ભેંસ વગેરે પ્રાણીને જોતાંજ કોઇ કહેશે કે એનો કાંઇ ધણી નહી હોવો જોઇએ પાળેલી ગાય વિગેરે જોતાંજ માલુમ પડશે કે તે માણસમાં વસેલી છે અને તેનામાં કેટલાક મનુષ્યના ગુણોનો સદભાવ આવેલા માલુમ પડે છે. જડ પદાર્થના પ્રાણીઓ પણ આદર્શનું કામ કરે છે અને તેમના સબંધમાં આવતા મનુષ્ય વિગેરેના ગુણો અવગુણો વિષે આપણને મોટો ઘંટ વગાડીને કહે છે,

ઉપર પ્રમાણે વિવિધરૂપે તપાસતાં હવે આપણી ખાતરી થઇ કે આ વિશ્વ માત્ર એ આદર્શરૂપ છે અને તેમાં આપણું ગુણ અવગુણ જોઇ શકીએ છીએ. જેવી રીત દર્પણમાં મુખ જોવાથી મુખ ઉપરની ખામી ખુબી જણાય છે તેમજ આ સંસારરૂપ આરસી જોવાથી મનુષ્ય પ્રાણી પોતાના અવગુણ ગુણનું માપ કાઢી શકે છે.

ચંદ્રાવતી. અપૂર્ણ.